પ્રત : ૧૨૫૦
આવૃત્તિ પહેલી
સંવત ૧૯૯૦
ભાદરવા વદ ૭.
કિંમત : રૂ. ૧-૦-૦




મુદ્રણસ્થાન :
આર્ય સુધારક પ્રેસ-વડોદરા.
તા. ૨૯-૯-૩૪

પ્રકાશક :
કનૈયાલાલ ગીરધરલાલ કોઠારી બી. એ.
ઢાળની પોળમાં, ખારાકુવાની પોળ-અમદાવાદ.

# ઉપોદ્ઘાત

## ધર્મનું મૂળ ઇશ્વર છે.

ધર્મનું ઉત્પત્તિ સ્થાન કયું છે ? આ, અથવા તે મતનું મૂળ નહીં, ણુ એ સામાન્ય ધર્મ, કે જેનાં અવનવાં રૂપાન્તર રૂપે, જુદા જુદા મતપંથો ને ધર્મો વિદ્યમાન છે, તેનું મૂળ-તેનું ઉત્પત્તિસ્થાન કયું છે ? સામાન્ય તે આ પ્રશ્નના બે ઉત્તર આપી શકાય. (૧) એક તો એ કે ધર્મનું મૂળ શ્વર છે, અને (૨) બીજો એ કે તેની ઉત્પત્તિ મનુષ્યથી થઇ છે. આમાંના હેલા વિચારમાં, ધર્મનું આદિ મૂળકારણ ઇશ્વર છે, એ વાત ઉપર જોર ામાં આવે છે; છતાં મનુષ્યની અલ્પજ્ઞતા, તેનો રાષ્ટ્રીય-જાતીય ઇતિહાસ મજ દેશની ભૌગોલિક અવસ્થાની, વર્તમાન ધર્મોના વિકાસ તથા વૃદ્ધિ પર ઘણી જ અસર થવા પામી છે, એ વાતનો ઇનકાર કરવામાં આવતો થી.

આ પુસ્તકમાં, આ મહત્વપૂર્ણ પ્રશ્ન પર પૂરેપૂરી રીતે મીમાંસા રવામાં આવશે, એવી પ્રતિજ્ઞા કરવામાં આવી નથી; પણ તેનો ઉદ્દેશ ગતના મુખ્ય મુખ્ય મતોની સરખામણી કરી, નવીન મતોનો પત્તો પુરાણા તોમાંથી, અને એ પુરાણા મતોનો પત્તો તેનાથી પણ વધારે પુરાણા તોમાંથી મળી શકે છે, એટલું જ માત્ર બતાવવાનો છે. આ પ્રમાણે ત્તરોત્તર પત્તો મેળવતાં મેળવતાં, આપણે મનુષ્યજાતિના પ્રાચીનતમ વેદ) ધર્મ સુધી પહોંચી શકીએ છીએ. અભ્યાસી વૃત્તિથી જુદા દા ધર્મોની સરખામણી કરતાં, એ વાત સિદ્ધ થાય છે કે, વાસ્તવમાં, ત્ય ધર્મની સીમાની અંદર, કોઇ પણ નવીન શોધ કે નવીન વિચારો ખલ થયા નથી. ધર્મના સાર રૂપ કહી શકાય, એવા ધર્મના મુખ્ય દ્ધાન્તો મનુષ્યજાતના જેટલા જ જૂનાપુરાણા છે. આ ઉપરથી સિદ્ધ

થાય છે કે, સૃષ્ટિના આરંભકાળમાં પરમાત્માએ મનુષ્ય જાતિને માટે ધાર્મિક જ્ઞાનનું બીજ આપ્યું છે, અને આ બીજ, મનુષ્ય જાતિના ગ્રન્થભંડારમાં સર્વ સમ્મત પ્રાચીનતમ વેદમાંથી પ્રાપ્ત થાય છે.

એક રીતે જોતાં, સંપૂર્ણ જ્ઞાનનું મૂળ કારણ પરમેશ્વર છે, એ વાતનો સ્વીકાર કરવામાં કોઇ પણ ઇશ્વરવાદી–આસ્તિક માણસ સંકોચ કરશે નહીં; અને ખાસ કરીને ધાર્મિક જ્ઞાનની બાબતમાં તો આ વાત વિશેષ રૂપે સત્ય છે, એની કોઇ આસ્તિકથી ના પાડી શકાશે નહીં. અર્વાચીન તત્વજ્ઞાનના પિતા ગણાતા દેકાર્ત (Descartes) સાહેબ ઇશ્વર સંબંધી જ્ઞાનના વિષયમાં લખે છે કે, "હું જેમ જેમ વધારે વિચાર કરું છું, તેમ તેમ મારો આ વિશ્વાસ વધારે દૃઢ થાય છે કે, આ વિચાર મારા મનથી ઉત્પન્ન થયો નથી. પરમાત્મા અનન્ત છે, મારું મન સાન્ત છે; પરમાત્મા સ્વતંત્ર છે, મારું મન પરતંત્ર છે; પરમાત્મા સંપૂર્ણ છે, મારું મન અપૂર્ણ છે; વગેરે. આ ઉપરથી એ વાત સ્પષ્ટ થાય છે કે હું આ જ્ઞાનનો ઉત્પાદક નથી. મને તો એમાં જરા ય શક નથી લાગતો કે, પરમેશ્વરે જ મનુષ્યનાં મન ઉપર આ જ્ઞાનની છાપ પાડી છે." દેકાર્તના આ વિચારોમાં ઘણું સત્ય સમાયેલું છે, અને ઇશ્વર તથા તેના સ્વભાવ અને ગુણને લગતું જે જ્ઞાન આપણને મળ્યું છે, તેને મળતું આવે એવું જ્ઞાન મેળવવાનાં આપણી પાસે બીજાં કોઇ સાધન નથી. ઇશ્વર એક અને અજોડ હોવાથી, તેને લગતું જ્ઞાન તેણે જ આપેલું હોવું જોઇએ. જડ પ્રકૃતિ કે અલ્પજ્ઞ જીવાત્માનાં જ્ઞાનથી સર્વજ્ઞ ચૈતન્ય પ્રભુનું જ્ઞાન મળી શકે નહીં; એટલે દેકાર્ત કહે છે તેમ, ઇશ્વર સંબંધીનું જ્ઞાન ઇશ્વરે જ આપેલું હોવું જોઇએ. વળી બીજાં જ્ઞાનોમાં જેમ ઉન્નતિ કે પરિવર્તન થાય છે, તેમ ઇશ્વરને લગતા જ્ઞાનના સંબંધમાં બનતું નથી. આપણને આ વાતનું જ્ઞાન છે કે, ઇશ્વર ન્યાયકારી, શ્રેષ્ઠ, દયાળુ, સર્વજ્ઞ, સર્વશક્તિમાન, અનન્ત અને સર્વવ્યાપક વગેરે છે. સંસારમાં એવો કોઇ પણ સમય નથી આવ્યો, કે જ્યારે આ ગુણોમાંથી કોઇ પણ ગુણનું જ્ઞાન મનુષ્યને ના હોય. પર-

આત્મા આવા ગુણોથી યુક્ત છે, એમ માનીને જ, અમારા પ્રાચીન ઋષિવર્યો, તેની ઉપાસના કરતા હતા. અર્વાચીન વિજ્ઞાનવેત્તા અથવા તો ધર્મોપદેષ્ટા, આના કરતાં ઇશ્વરના કયા વધારે ગુણોનું જ્ઞાન પ્રાપ્ત કરવાનુ અભિમાન દાખવી શકે તેમ છે ? બીજા વિષયોમાં અમારું જ્ઞાન ઉત્તરોત્તર વૃદ્ધિ પામતું જાય છે, પણ ઇશ્વર વિષેનું અમારું જ્ઞાન તો એક જ સ્થાન પર સ્થિત છે. એ જ્ઞાન તો જેવું પહેલા હતું, તેનું જ આજે પણ છે. આ ઉપરથી વગરસંકોચે એમ કહી શકાશે કે, કાળચક્ર ભલે ગમે તેટલું ફર્યા કરે, પદાર્થવિજ્ઞાન ભલે આજથી વધારે શીઘ્રતાથી આગળ ધપે, અને ભૌતિક પદાર્થોને લગતું આપણું જ્ઞાન ભલે અવનવી શોધો વડે આશ્ચર્ય-જનક પ્રગતિ કરે, છતાં એવો કોઇ સમય નહીં આવે, કે જ્યારે ઇશ્વરને લગતા જ્ઞાનની બાબતમાં કોઇ નવીન શોધ કરવાનો દાવો કોઇ તત્વજ્ઞાની કે કોઇ વિજ્ઞાનવેત્તા કરી શકશે. એ બનવાજોગ છે કે, આપણે ઇશ્વરના ગુણોને લગતું વધારે ઉત્તમ જ્ઞાન મેળવી શકીએ; પણ ઇશ્વરના કોઇ નવીન ગુણ જાણવાને કે તેની શોધ કરવાને આપણે કદી પણ શક્તિવાન થઇશું નહીં: કારણ કે ઇશ્વર સંબંધીનું જ્ઞાન મનુષ્યનાં મગજમાંથી ઉત્પન્ન થયું જ નથી. **ઇશ્વરનું જ્ઞાન તો ઇશ્વરે જ આપ્યું છે.**

ઇશ્વરના જ્ઞાનના વિષયમાં જે પ્રમાણે અત્રે લખવામાં આવ્યું છે, તે જ પ્રમાણે સમસ્ત ધર્મના જ્ઞાનને માટે પણ સમજી લેવું જોઇએ. ધર્મ-જ્ઞાનની પરિસીમામાં પણ કોઇ દિવસ કોઇ વાસ્તવિક નવીન શોધ ( Invention ) થવા પામી નથી; અને થઇ શકવાની પણ નથી. મેડમ એચ. પી. બ્લેવટસ્કીએ વાસ્તવિક રીતે કહ્યુ છે કે;— " અનેક સમર્થ વિદ્વાનોએ કહ્યું છે કે, આર્યન, સેમેટિક, કે તુરાનિયન જાતિમાં એવો કોઇ ધર્મ-સંસ્થાપક પેદા થયો નથી, કે જેણે કોઇ નવીન ધર્મતત્વની શોધ કરી હોય; અથવા તો જેણે કોઇ નૂતન જ્ઞાનનો પ્રકાશ કર્યો હોય. ઉક્ત જાતિઓના બધા ધર્માચાર્યોએ ફક્ત ધર્મજ્ઞાન પ્રાપ્ત કરીને, તેનો પ્રચારમાત્ર કર્યો છે. એમાંના કોઇ પણ આદિગુરુ ( Original Teacher )

ડૉ. લેગ (Legge) એટલા જ માટે * કનફ્યુસસને ધર્મનિર્માતા (Maker) નહીં, પણ (Transmitter) ધર્મપ્રચારક તરીકે ઓળખાવે છે. એ મહાન ચાઇનીઝ ધર્મવેત્તા કહેતા કેઃ-હું કેવળ પ્રચાર કરું છું, કોઇ નવીન વાત ઉત્પન્ન કરી શકતો નથી. પ્રાચીન પુરુષોમાં મારો સંપૂર્ણ વિશ્વાસ છે, અને તેથી હું તેમને પ્રેમપૂર્વક ચાહું છું." (પ્રો. મેકસમુલરનાં "સાયન્સ ઓફ રિલિજિયન" માંથી ઉદ્ધૃત).

પ્રોફેસર મેક્સમુલર કહે છે કે, "સૃષ્ટિની ઉત્પત્તિના આરંભકાળથી કોઇ પણ એવો ધર્મ થયો નથી કે જે સર્વથા નૂતન હોય." ×

આ બધા વિચારો ઉપરથી અમે એવા નિર્ણય ઉપર આવીએ છીએ કે, ધર્મજ્ઞાનનાં ઉત્પત્તિસ્થાનનો પત્તો મેળવવા માટે, અમારે ઇશ્વર તરફ જ જવું પડે છે; એટલે કે, જો બીજા શબ્દોમાં કહીએ તો, એમ જરૂર કહી શકાય કે, વસ્તુતઃ **ધર્મની ઉત્પત્તિ ઇશ્વરથી જ થઇ છે.**

આ સ્થળે એક પ્રશ્ન ઉપસ્થિત થાય છે, અને તે એ કેઃ-" જે જુદા જુદા ધર્મો દુનિયામાં ફેલાયેલા છે, તે બધા શું ઇશ્વરદત્ત છે ? " સંસારમાં જે પરસ્પર વિરુદ્ધ મતો છે, તે બધા શું એકસરખા સત્ય છે ? " આના ઉત્તરમાં અમે "હા" અને "ના" બન્નેનો ઉપયોગ કરી શકીએ છીએ. વર્તમાન સમયમાં જેટલા મતમતાન્તર છે, તેમાં ઇશ્વરીય જ્ઞાન અને મનુષ્ય કૃત ભૂલોનો મેળ (Mixture) થયેલો જોવામાં આવે છે; પરન્તુ, બધા મતમતાન્તરોની વિચારપૂર્વક તુલના કરવાથી, એ વાત સ્પષ્ટ થાય છે કે, એ બધામાં જે સાર રૂપ વસ્તુ છે, તેનું મૂળ વેદ છે. જગતના પ્રચલિત મતોમાં, ઘણા વિચારો ભેદભાવવાળા જોવામાં આવે છે, તેમ છતાં એવા ઘણા સિદ્ધાન્તો અને સત્યો છે, કે જે બધા ધર્મોમાં અથવા

* ચીનનો સૌથી પ્રસિદ્ધ અને પ્રાચીન ધર્મશિક્ષક કનફ્યુસસ (Confucious) હતો.

× જુઓ-ચિપ્સ ફ્રૉમ એ જર્મન વર્કશૉપ ભા. ૧લો. પ્રસ્તાવના પા. ૧૦.

તો ઘણાખરા ધર્મોમાં એકસરખાં જોવામાં આવે છે. આ સમાન સત્ય વાતો અને સિદ્ધાન્તો વેદોમાંથી નીકળ્યાં છે; અને જે વાતો વિષે ભિન્ન-ભિન્ન મતોમાં ભેદ જોવામાં આવે છે, તે પણ ઘણે ભાગે એક જ પ્રકારના હોય છે. વસ્તુતઃ મતમતાન્તરોમાં જે બાહ્ય ભેદ જોવામાં આવે છે, તેનું ખરું કારણ એ છે કે, વેદોના ખરા અર્થ સમજવામાં ભ્રમ કે ભૂલ થઇ છે. બધાનું મૂળ તો વૈદિક ઉપદેશ હોવા છતાં, વેદાર્થ સમજવામાં થયેલી ભૂલોને કારણે જ, ભેદભાવ ઉત્પન્ન થયેલા જોવામાં આવે છે. †

હવે અમે આગળ વધીને એમ સિદ્ધ કરવા માગીએ છીએ કે, વેદ જ સર્વ ધર્મોનું મૂળ કારણ છે. વેદ જ એવો સ્રોત ( Fountainhead ) છે, કે જેમાંથી જરથુસ્તી, યાહુદી, બૌદ્ધ, ઇસાઇ અને મુસલમાની મતોની નદીઓમાં ધાર્મિક જ્ઞાનની ધારાઓ વહી છે. અમે આ મુખ્ય પાંચ પ્રધાન ધર્મો ઉપર જ વિચાર કરીએ છીએ; કારણ કે સંસારમાં બીજા જે સાધારણ મતમતાન્તરો જોવામાં આવે છે, તે મોટે ભાગે ઉપર જણાવેલા એક અથવા બે ધર્મોમાંથી ઉદ્ભવેલા જણાય છે. જેમકે જૈન મત, × એ બૌદ્ધ ધર્મનું માત્ર રૂપાન્તર છે. કબીર, નાનક, અને દાદુ પંથ મોટે ભાગે

† મહર્ષિ સ્વામી દયાનંદ સરસ્વતી પણ ' સત્યાર્થપ્રકાશ ' ( પાનું ૩૮૨ )માં લખે છે કેઃ— " જીસ બાતમેં યહ સમસ્ત એકમત હૈ વહ વેદમત ગ્રાહ્ય હૈ, ઔર જીસમેં પરસ્પર વિરોધ હૈ, વહ કલ્પિત જૂઠા અધર્મ અગ્રાહ્ય હૈ. "

× જૈન મત અને બૌદ્ધ મતમાં બહુ થોડો ફરક છે. બન્ને ધર્મોના મુખ્ય મુખ્ય સિદ્ધાન્તો એકસરખા છે. પરન્તુ એકનો બીજા સાથે શું સંબંધ છે ? એ પ્રશ્ન પર મોટા વિદ્વાનોમાં પણ ખૂબ મતભેદ જોવામાં આવે છે. કેટલાકના અભિપ્રાય પ્રમાણે જૈન મત બુદ્ધ ધર્મની શાખા છે; અને કેટલાક વળી એમ કહે છે કે, એ બન્ને સમકાલીન ( contemporary ) ધર્મો છે; અને એ ઐતિહાસિક સમયે, જે કારણોને લીધે બુદ્ધ ધર્મ ઉત્પન્ન થયો, તે જ કારણોને લીધે જૈન ધર્મ પણ ઉત્પન્ન થયો. આપણે જો પાછળના મતને સ્વીકારી લઇએ તોપણ, આ વાત તો નક્કી છે કે, બુદ્ધ ધર્મના સિદ્ધાન્તોની માફક જૈન ધર્મના સિદ્ધાન્તોનો પણ આખરે તો વેદોમાંથી જ પત્તો મેળવી શકાય તેમ છે.

હિન્દુ ધર્મ અને કેટલેક અંશે મુસલમાની મત પર અવલંબેલા છે. બ્રાહ્મ ધર્મ—બ્રહ્મો સમાજની ઉત્પત્તિ હિન્દુ ધર્મ અને ઇસાઇ મતમાંથી થઇ છે. આ જ પ્રમાણે બીજા નાનામોટા મતમતાન્તરોના સંબંધમાં સમજી લેવાનું છે.

આ વિવિધ પ્રકારના મતપંથોની ઉત્પત્તિ કેવી રીતે થઇ ? આપણે જો બધા ધર્મોની સરખામણી અને અનુશીલન કરી જોઇએ તો, તુલનાત્મક દૃષ્ટિએ જોતાં, આપણને માલૂમ પડે છે કે, જ્યારે પણ પુરોહિતોના સ્વાર્થ કે જનતાની અજ્ઞાનતાને કારણે, ધર્મના કોઇ મહત્વપૂર્ણ અંગનો નાશ થાય છે, અગર તો તે લુપ્તપ્રાય થઇ જાય છે, ત્યારે કોઇ મહાન આત્મા પ્રકટે છે, અને તે સત્ય ધર્મનો પ્રચાર કરે છે. એમનાં પ્રભાવશાળી વ્યક્તિત્વ અને પ્રખર પ્રચારને પ્રતાપે, સત્ય ધર્મ ઉપર ચડેલો મેલ દૂર થઇ જાય છે, અને તે તેના અસલના તેજસ્વી સ્વરૂપમાં ચમકવા લાગે છે.

આ પ્રમાણે, જેને નવીન ધર્મ કહેવામાં આવે છે, તે દરેક ધર્મની ઉત્પત્તિ તો એકસરખી રીતે જ થાય છે. પ્રાચીનતર ધર્મની તાત્કાલીન બગડેલી દશાને સંશોધન વડે સુધારવા માટે, અને ધર્મને નામે થતા અનાચારો સામે વિરોધ દર્શાવવા માટે જ, નવીન ધર્મની ઉત્પત્તિ થાય છે. આ નિયમાનુસાર અમે એમ બતાવી શકીશું કે, જ્યારે વૈદિક એકેશ્વરવાદને બદલે અનેક દેવદેવીઓની પૂજા થવા લાગી હતી, અને સત્ય સનાતન વેદ ધર્મ પર અંધકાર છવાવા લાગ્યો હતો, ત્યારે જ **સ્પિતામા જરથુસ્તનો** પ્રાદુર્ભાવ થયો હતો. મહાત્મા જરથુસ્તે એક ઇશ્વરની ઉપાસના કરવાનો ઉપદેશ આપ્યો, અને અનેક દેવતાઓની પૂજાનું ખંડન કર્યું. એ જ પ્રમાણે, જ્યારે વૈદિક ધર્મની અવનતિને કારણે, યજ્ઞને નામે કુકર્મો કરી, નિરપરાધી પશુઓની હિંસા કરવાની અંધાધૂધી ચાલી, અને ધાર્મિક સમાનતાને બદલે, અન્યાયયુક્ત જાતિભેદનું પાપ ફેલાયું, ત્યારે મ. ગૌતમબુદ્ધનો આવિર્ભાવ થયો, અને તેમણે પવિત્ર જીવન ગાળવાનો બોધ. આપી, પદદલિત શૂદ્ર તથા વાક્હીન પશુઓ પર દયા લાવવા માટે હૃદય-

સ્પર્શી અપીલ કરી. જે પ્રમાણે ગૌતમબુદ્ધે વૈદિક ધર્મને સુધારવાનો પ્રયત્ન કર્યો તે જ પ્રમાણે ઇસુખ્રિસ્તે યાહુદી મતમાં પેઠેલા સડાને સાફ કરવાનો ભગીરથ પ્રયત્ન કર્યો. જે સમયે ધ્રુમાઇ મતનું પતન થયું, અને તેમાં મિથ્યા વિશ્વાસ તથા મૂર્તિપૂજાનાં લફરાં દાખલ થયાં, તે સમયે પયગમ્બર મહમદ (સલ.)નો જન્મ થયો, અને તેઓએ એકેશ્વરવાદનો પ્રબળ પ્રચાર કર્યો. અન્ય ધર્મપ્રવર્તકોના સંબંધમાં પણ આ જ પ્રમાણે કહી શકાશે. દાખલા તરીકે, આપણા જ દેશમાં **કબીર, નાનક, દાદુ અને ચૈતન્ય,** ધર્મસંશોધક તરીકે જન્મ્યા હતા; અને એ બધાનો મહદેદેશ, હિન્દુધર્મમાં મિથ્યા વિશ્વાસ, મૂર્તિપૂજા તથા અનેક ઇશ્વરવાદના જે દોષો ઘૂસ્યા હતા, તેની સુધારણા કરવાનો હતો. આ પ્રમાણે, એ બધા ધર્માચાર્યો કે પયગમ્બરો વાસ્તવમાં સંશોધકો જ હતા. આ બધા સુધારક આચાર્યો કે પયગમ્બરોએ, પોતપોતાની શૈલી પ્રમાણે પવિત્ર જીવન ગાળીને ભલાઇ કરવાનો ઉપદેશ આપ્યો છે, અને વર્તમાન ધર્મોની ઉન્નતિ કરવાનો પ્રયત્ન કર્યો છે. પણ એ ધર્મોમાંહેનો કોઇ પણ ધર્મ, સનાતન વૈદિક ધર્મની શ્રેષ્ઠતમ પવિત્રતાની બરોબરી કરી શકે એમ છે જ નહીં. વસ્તુતઃ તે એવી બરોબરી કરી શક્યો જ નથી.



ओ३म्

# પ્રથમાવૃત્તિની ભૂમિકા

દશ વર્ષ કરતાં વધુ સમય પહેલાં, આ પુસ્તક માટેની સામગ્રી એકઠી કરવામાં આવી હતી, અને એ વખતે તેનાં પહેલાં ચાર પ્રકરણો પણ લખવામાં આવ્યાં હતાં. પણ પછી સમયાભાવને કારણે આ પુસ્તક અપૂર્ણ પડી રહ્યું. ત્રણેક વર્ષ પહેલાં કેટલાક મિત્રોની વિનવણીથી, મેં આ પુસ્તક પૂરું લખી નાખ્યું; અને તેને કાંગડી ગુરુકુળના વાર્જિંત્ર "વૈદિક મૅગેઝિન"માં ક્રમશઃ પ્રકટ કર્યું. હવે તેને પુસ્તકાકારમાં પ્રગટ કરવામાં આવે છે. પહેલાં ચાર પ્રકરણો નવેસરથી લખવાની મારી ઇચ્છા હતી, પણ સમય નહીં મળવાથી તેમ બની શક્યું નથી, અને એ પ્રકરણો પર ફરી વિચાર કરવાનો અવકાશ પણ મળ્યો નથી.

આ પુસ્તક Original–અસલ, મૌલિક હોવાનો દાવો કરતું નથી. આમાં એવી કોઇક જ વાત હશે, કે જેને હું મારી પોતાની કહી શકું. આ પુસ્તક, ઝન્દાવસ્તા, બાઇબલ, કુરાન તથા અન્ય વિવિધ મતમતાન્તરોના ગ્રન્થોમાંથી લીધેલાં અવતરણો અને ઉદાહરણોથી ભરેલું છે. પ્રતિપાદન કરવાનો વિષય તથા ( Mode of enquiry ) અન્વેષણશૈલી યાને જુદા જુદા ધર્મોની તપાસ કરવાની પદ્ધતિને ધ્યાનમાં લેતાં, ઘણાં અવતરણો ( Quotations ) લેવાનું અનિવાર્ય થઇ પડયું છે. એ મતોના વિચારોની સમાનતા દેખાડીને, એ બન્ને વચ્ચે શું સંબંધ છે તે બતાવવા માટે, જેટલાં મળી શકે તેટલાં ઉદાહરણો આપવાની આવશ્યકતા જણાય, એ સ્વાભાવિક જ છે. વાસ્તવમાં, સમાનતાની સંખ્યા જેટલી વધારે હોય, તેટલો તર્ક વધારે દૃઢ અને વિશ્વાસપ્રદ બને. આ પુસ્તકમાં અન્ય ગ્રન્થકારોનાં પુસ્તકોમાંથી પણ ઘણાં ઉદાહરણો આપવામાં આવ્યાં છે; અને તેનું કારણ એ છે કે, કેટલીક બાબતોમાં જો હું મારા એકલાનો જ અભિપ્રાય આપું,

તો તે અપ્રામાણિક અથવા તો અભિમાનયુક્ત ગણાય. જો આ કારણ ના હોત તો, હું વાંચકવર્ગ ઉપર આટલાં બધાં અવતરણો અને ઉદાહરણોનો બોજો નાખત નહીં. સંસારના જુદા જુદા મતોની પરસ્પર તુલના કરવામાં, જે પુસ્તકોનું મને જ્ઞાન હતું, તેનો મેં સ્વતંત્ર રીતે લાભ લીધો છે. મુસલમાની મતની યાહુદી મત સાથેની સમાનતા બતાવવામાં, તથા તે બન્ને ધર્મોની સરખામણી કરવામાં, મેં અધિક અંશે ડૉ. સેલના પુસ્તકનો આશ્રય લીધો છે; અને પહેલા પ્રકરણનાં પ્રાયઃ દરેક પાનાં માટે, હું એ ડૉક્ટરસાહેબનો આભારી છું. બૌદ્ધ મતનો ઇસાઇ-ખ્રિસ્તી મત પર પડેલો પ્રભાવ બતાવવા માટે, શ્રીયુત્ રમેશચંદ્ર દત્તનાં "પ્રાચીન ભારતીય સભ્યતા" (Civilization in Ancient India) નામના પુસ્તકની ખૂબ સહાયતા લીધી છે. પણ યાહુદી મતને જરથુસ્તી મતની સાથે, અને જરથુસ્તી મતને વૈદિક ધર્મની સાથે સરખાવવામાં, અને એ ધર્મોની સરખામણી કરવામાં, મેં કોઇ ખાસ પુસ્તકોનો બહુ આધાર લીધો નથી.

છેલ્લા પ્રકરણમાં, જરથુસ્તી મત અને વૈદિક ધર્મની તુલના કરતી વખતે, અનેક વિષયો તરફ મારું ધ્યાન ખેંચાતાં, વૈદિક શિક્ષાનું વિસ્તારપૂર્વક વર્ણન કરવામાં આવ્યું છે, અને તેથી એ પ્રકરણ બીજાં પ્રકરણો કરતાં કાંઇક વધારે લાંબું થયું છે.

વાંચકો આ બીના જાણી શકશે કે, આ પુસ્તકનો ઉદ્દેશ, કોઇ ખાસ મત કે મતમતાન્તરોની કડક સમાલોચના કરવાનો નથી, પણ તેનો મુખ્ય હેતુ, બધા ધર્મોનો પરસ્પર સંબંધ બતાવીને, તે બધાનું મૂળ વેદોમાં છે, એમ બતાવવા પૂરતો છે.

અન્તમાં, આ પુસ્તકમાં કોઇ અશુદ્ધિ કે ત્રુટી રહી ગઇ હોય, તો વાંચકવર્ગ કૃપયા ક્ષમા કરે, એવી મારી પ્રાર્થના છે.

તા. ૩-૨-૦૯ ગંગાપ્રસાદ.

એલએલ. બી. એ "વૈદિક મૅગેઝિન" ના સંવત ૧૯૬૮ના અષાડ માસના અંકમાં આપ્યો છે. આ પુસ્તકના વિષયની સાથે, આ લેખનો સંબંધ ઘણો ઓછો છે, બલ્કે બિલકુલ નથી, એમ કહીએ તોપણ ચાલેઃ પરન્તુ, તેમાં સ્વામી દયાનંદ કૃત વેદભાષ્ય સંબંધી આર્યસમાજના મન્તવ્ય ઉપર સામાન્ય આક્રમણ કરવામાં આવ્યું છે. 'સત્યપ્રેમી' એ, ઉક્ત ત્રણ લેખોમાં બૌદ્ધ મત, હિન્દુ ધર્મથી તદ્દન જુદો-ભિન્ન મત છે, એમ સિદ્ધ કરવાનો પરિશ્રમ ઉઠાવ્યો છે, અને દલીલમાં એમ જણાવ્યું છે કે, જો એમ ના હોત તો, એને જુદો ધર્મ શા માટે ગણવામાં આવે છે? આજે પણ બૌદ્ધ મત હિન્દુ ધર્મથી ભિન્ન ગણાય છે. પરન્તુ આ દલીલ ઉપરથી એમ સિદ્ધ થતું નથી, કે બુદ્ધ ધર્મમાં, વેદોમાંથી મુખ્ય સિદ્ધાન્તો લેવામાં નથી આવ્યા. આશા તો એવી રાખવામાં આવતી હતી કે, લેખક મહાશય મુસલમાન હોવાને કારણે, આ પુસ્તકનું પહેલું અને ચોથું પ્રકરણ, કે જેમાં મુસલમાની મત યાહુદી મતમાંથી, અને યાહુદી મત જરથુસ્તી મતમાંથી ઉત્પન્ન થયો છે, એમ સિદ્ધ કરવામાં આવ્યું છે, તેની ઉપર ખૂબ જોરથી પોતાની કલમ ચલાવશે. પણ આશ્ચર્યની વાત તો એ છે કે, એ બે પ્રકરણો ઉપર એમણે કાંઇ પણ લખ્યું નથી!

કલકત્તામાં પ્રગટ થતા, ખ્રિસ્તી મતના સુપ્રસિદ્ધ "એપિફેની" (Epiphany) પત્રના તા. ૨૭ એપ્રિલ ૧૯૧૦ના અંકમાં, આ પુસ્તકની ગંભીર સમાલોચના કરવામાં આવી છે. સમાલોચક મહાશયે, પુસ્તકમાં રહી ગયેલી એકબે નાની અશુદ્ધિઓ બતાવી છે, તેને માટે હું એમનો ઉપકાર માનું છું. પહેલી આવૃત્તિના ૪૦મા પાનામાં મેં લખ્યું હતું કે, અબ્રાહમનું જન્મસ્થાન' 'હૈરન" હતું; પરન્તુ સમાલોચક મહાશય કહે છે કે, અબ્રાહમ "ઉર" ના રહેવાસી હતા, અને "હૈરન"માં તો થોડા સમયને માટે આવીને રહ્યા હતા. આ લખાણ ઉપરથી, મેં એ અશુદ્ધિને સુધારી લીધી છે; પણ તેથી કરીને મારી જે યુક્તિ-દલીલ છે, તે ભાંગી પડતી નથી. અબ્રાહમ ચહાય તો હૈરનમાં જન્મ્યા હોય, કે ચહાય

તો તેઓએ હેરત કે અરન (જરથુસ્તનું જન્મસ્થાન) ને પોતાનું થોડા સમયનું નિવાસસ્થાન બનાવ્યું હોય, છતાં આ વાત તો સ્પષ્ટ છે કે, તેઓને અંતમાં મ. જરથુસ્તની સાથે વિચારોની આપલે કરવાનો અવસર જરૂર પ્રાપ્ત થયો હતો.

'એપિફની'માં જે સમાલોચના કરવામાં આવી છે, તેનો સારાંશ નીચે મુજબ છેઃ—

"સેમાઇટ મતોમાં, ઇસાઇ અને મુસલમાની બન્ને મતોનો યાહુદી મત સાથેનો સંબંધ સ્પષ્ટ અને સુપ્રસિદ્ધ છે. આવી જ રીતે આર્ય ધર્મોમાં, બૌદ્ધ મત અને જરથુસ્તી મતનો વૈદિક ધર્મ સાથેનો સંબંધ પણ સ્પષ્ટ છે. પરન્તુ ખ્રિસ્તી મત અને બૌદ્ધ ધર્મ તથા યાહુદી મત અને જરથોસ્તી મત વચ્ચેનો સંબંધ સ્થાપિત કરવાનું કામ ઘણું જ મુશ્કેલ છે." આ દલીલ સારી છે, અને તેના બળનો હું સ્વીકાર કરું છુંઃ છતાં મેં એમ સિદ્ધ કરવાનો પ્રયત્ન કર્યો છે, કે ખ્રિસ્તી મત ઘણે મોટે ભાગે યાહુદી મતને અને અમુક અંશે બૌદ્ધ મતને મળતો છે. ખ્રિસ્તી ધર્મનાં બધાં મન્તવ્યો તથા સિદ્ધાન્તો યાહુદી ધર્મમાંથી લેવામાં આવ્યાં છે; પણ તેનો જે સદાચાર સંબંધી ઉપદેશ છે, તેને માટે તે બૌદ્ધ ધર્મનો ઋણી છે. હું એ વાતનો સ્વીકાર કરું છું કે, મારી દલીલોની સાંકળમાં, જરથુસ્તી અને યાહુદી મત વચ્ચેના સંબંધની બીના, એક અગત્યની કડી સમાન છે, અને તે પુરવાર કરવાનું કાર્ય ઘણું કઠિન છે. છતાં મેં એ સંબંધ પુરવાર કરવાનું કાર્ય સફળતાપૂર્વક કર્યું છે કે નહીં, તેનો નિર્ણય કરી લેવાનું કામ, હું વાચકવર્ગને જ સોંપું છું. 'એપિફની'ના લેખક મહાશય કદાચિત એમ માનતા હશે કે, મેં નાની, નજીવી અને આડીઅવળી વાતો વડે બન્ને ધર્મો વચ્ચેનો સંબંધ સિદ્ધ કર્યો છેઃ અને આવી વાતો અપ્રામાણિક અથવા તો પાછળથી ઘુસી ગયેલી હોવી જોઇએ, એમ કહેવાનું તેઓ પસંદ કરે છેઃ પણ ખરી વાત તો એ છે કે, મેં

નાની નાની વાતોનો જો કે ઉલ્લેખ કર્યો છે, છતાં મુખ્ય અને મોટી મોટી વાતો, જેવી કે, ઇશ્વર સંબંધી માન્યતા, ઇશ્વરનાં કેટલાંક નામો, ઇશ્વર અને શયતાનની બે પરસ્પર વિરોધી શક્તિઓ, ફિરસ્તાઓનાં નામો અને અધિકારો, સૃષ્ટિ–ઉત્પત્તિ સંબંધી વિચાર, મૃતોત્થાન વાદ–રોજે કયામતની માન્યતા, ભાવિજીવન, સ્વર્ગ અને નર્કને લગતી વાતો, વગેરેમાં પણ બન્ને મતો કેવા મળતા છે, અને જરથોસ્તી મતમાંથી યાહુદી મતે, ઉપરની ઘણી ખરી વાતો કેવી રીતે ઉચકી લીધા છે, એ પણ બતાવી આપ્યું છે. ઉપરની વાતો જરથોસ્તી મતમાંથી લેવામાં આવી છે, એમ જો સિદ્ધ થઇ શકતું હોય, તો પછી યાહુદી ધર્મમાં બીજી એવી કઇ મહત્વની બાબતો રહે છે, કે જેથી તે મૂળ ધર્મ હોવાનું અભિમાન કરી શકે? **સારગોન અને મુસાના** સંબંધમાં મેં જે યુક્તિઓ રજૂ કરી છે, તે સમજવામાં "એપિફેની"ના લેખકના મનમાં કંઇક ભ્રમ પેદા થયો લાગે છે. આ ગાથા સેમાઇટોએ જરથોસ્તીઓ પાસેથી લીધી કે જરથોસ્તીઓએ સેમાઇટો પાસેથી લીધી, એ વાતનો અત્રે વિચાર કરવાનો નથી. વસ્તુતઃ આ ગાથા જરથોસ્તીઓનાં પુસ્તકોમાં છે જ નહીં. મેં જે વાત સિદ્ધ કરવાનો પ્રયત્ન કર્યો છે, તે એ છે કે, મુસા જેવી કોઇ વ્યક્તિ થઇ જ નથી, અને સરગન રાજાની કથામાંથી એમનું વૃત્તાન્ત લેવામાં આવ્યું હોય, એ બનવાજોગ છે. આ વિચાર પ્રમાણે 'પંજનામા'ના લેખક હજરત મુસા હોઇ શકે નહીં. એ કિતાબ લખનાર તો, **એજ્રા** નામની એક વ્યક્તિ હતી. ઇ. સ. પૂર્વે ૪૫૦માં એજ્રાએ એ પુસ્તક લખ્યું હતું; અને એ જ સમયે ઇરાનના શાહ ખુશરોએ યાહુદીઓને બંધનમાંથી મુક્ત કર્યા હતા. આ જમાનામાં યાહુદી ધર્મ ઉપર જરથુસ્તી મતની છાપ પડવાનો પૂરતો અવસર મળ્યો હતો; એટલે સરગન અને અક્કદ પ્રજા આર્યન હતી કે સેમાઇટ હતી, એ પ્રશ્ન અર્થ વગરનો થઇ પડે છે.

"એપિફેની"ના લેખક મહાશયે પોતાના લેખના અંતિમ ભાગમાં, એક રીતે એમ સ્વીકારી લીધું છે કે, વેદોમાં કેટલોક ભાગ 'ઇશ્વરીય

જ્ઞાન 'નો હોય, એ સંભવિત છે. તેઓ લખે છે કે, " માનવજાતિની ઉત્પત્તિ થઇ ત્યારથી જ પરમાત્મા પ્રકૃતિ, અંતઃકરણ, અને દૈવી જ્ઞાન (પ્રેરણા) દ્વારા, મનુષ્યો પર પોતાનો પ્રકાશ ફેંકવાની ચેષ્ઠા કરતો રહ્યો છે; એટલે અનેક જાતિઓમાં, જો એવાં કેટલાંક મનુષ્યો પેદા થયાં હોય, કે જેણે ઇશ્વરીય જ્ઞાનનો પ્રકાશ ઝીલીને, તેનો બીજાઓને ઉપદેશ કર્યો હોય, તો તેમાં આશ્ચર્ય પામવા જેવું કાંઇ નથી. ઇશ્વરીય જ્ઞાન અનાદિ છે, અને તેમાં કોઇ પણ જાતનું પરિવર્તન થઇ શકતું નથી; એટલે જ્યાં જ્યાં ઇશ્વરીય જ્ઞાનનો શુદ્ધ સ્વરૂપમાં પ્રકાશ પડ્યો હોય ત્યાં ત્યાં તે એકસરખો જ હોવો જોઇએ, એ વાત નક્કી છે. ...............અમે આ વાત બરોબર માનીએ છીએ કે, પરમેશ્વરે અધ્યાત્મ જ્ઞાનનાં બીજારોપણ વડે, ભારતવર્ષનો કોઇ જાતિવિશેષને ઉન્નત બનાવવાનો સંકલ્પ કર્યો હશે; પણ પરમાત્માએ, અતિપવિત્ર આત્મિક અન્તર્જ્ઞાન, અથવા તો એ જ્ઞાનનું સત્યતાપૂર્વક પ્રતિપાદન કરવાની શક્તિ તો માત્ર (Hebrews) યાહુદી લોકોમાં જ જોઇ; અને આવા કારણસર જ, આજે યાહુદી સંતાનો પણ એવી શક્તિથી સમ્પન્ન હોવાનું જણાય છે."

પારસી પત્રોમાં મુંબઇનાં " જામે જમશેદ " અને "સાંજવર્તમાન" નામનાં દૈનિક પત્રોએ પોતાના તા. ૧લી સપ્ટેમ્બર ૧૯૧૦ના અંકમાં આ પુસ્તકની સમાલોચના કરી છે. 'સાંજવર્તમાને' લખ્યું છે કે :— " વેદોની ભાષા અને ધર્મનું અસ્તિત્વ જરથોસ્તી ધર્મને આભારી છે, એ માન્યતાને મ. ગંગાપ્રસાદજીએ શામાટે ટૂંકમા જ ઉડાવી દીધી છે, એ અમારાથી સમજી શકાતું નથી. એમનું આ વલણ આશ્ચર્યજનક છે."

મારી સમજ પ્રમાણે મેં એવાં ઘણાં ઉદાહરણો આપ્યાં છે, કે જે ઉપરથી ઝન્દાવસ્તાના કરતાં વેદો ઘણાં જ પુરાણાં પુસ્તકો છે, એમ સહેલાઇથી જોઇ શકાય; અને " સાંજવર્તમાને " જે (Theory) માન્યતાની વાત કરી છે, તેનું કદી પણ પ્રતિપાદન થઇ શકે એમ નથી; અને

વસ્તુતઃ કોઈ પણ સત્તા સમાન ગણાતા વિદ્વાને એવા પ્રકારની માન્યતા રજૂ કરી નથી. ઉપરોક્ત માન્યતા સંભવિત છે એમ માનીને, મેં કેવળ વિચારણાર્થે, તેનો સહેજ ઉલ્લેખ કર્યો છે; બાકી તો ખુદ ઝન્દાવસ્તામાંથી જ એવા ઘણાં પ્રમાણો મળી આવે છે, કે જે એ માન્યતાને તોડી પાડે પાડે છે. વૈદિક ધર્મના કરતા પારસીઓનો ધર્મ વધારે જૂનો-પુરાણો છે, એમ કોઈ રીતે સાબિત થઈ શકે એવું છે જ નહીં.

તા. ૧૪-૬-૧૧ ગંગાપ્રસાદ.







# ત્રીજી આવૃત્તિની ભૂમિકા

આ પુસ્તકની બીજી આવૃત્તિની નકલો થોડા સમય પહેલાં ખલાસ થઇ ગઇ. બીજી આવૃત્તિ બહાર પડયા પછી, થોડા વધુ અભિપ્રાયો પ્રગટ થયા છે. આમાંથી સદ્‌ગત્ ડૉ. સતીશચંદ્ર બેનરજી, ડૉ. રાશબિહારી ઘોષ, અને સર ગુરુદાસ બેનરજીના અભિપ્રાયો, આ પુસ્તકને છેડે, વર્તમાનપત્રોના અભિપ્રાયોની સાથે પ્રસિદ્ધ કરવામાં આવ્યા છે. બીજી આવૃત્તિ પ્રગટ થયા પછી અલાહાબાદના "મુસ્લિમ રિવ્યુ" માં મારા મિત્ર મિ. એ. એ. ઝકાઉલ્લાહખાન એમ. એ. એ 'સત્યના પ્રેમી' ના કૃત્રિમ નામથી જે લેખમાળા પ્રગટ કરવા માંડી હતી, તે પૂરી થઇ ગઇ છે; અને તેને "Some Vedic principles as reviewed by a Muslim—મુસ્લિમ દૃષ્ટિએ કેટલાક વૈદિક સિદ્ધાન્તો." એ નામે પુસ્તકાકારમાં પ્રગટ કરવામાં આવી છે. આ આખીયે લેખમાળાનો જવાબ મેં "વૈદિક મૅગેઝિન"માં આપ્યો છે.

બીજી આવૃત્તિ પ્રગટ થયા પછી, આ પુસ્તકની બીજી જે કોઇ સમાલોચના મારા ધ્યાન પર આવી છે, તે મિ. જે. આર. રૉયની છે. તેઓએ લખનૌના ખ્રિસ્તી સાપ્તાહિક "ઇન્ડિયન વિટનેસ"માં સને ૧૯૧૪ના સપ્ટેમ્બરના તા. ૧૦–૧૭ ને ૨૪ના અંકોમાં ત્રણ લેખો લખ્યા છે; અને એ ત્રણે લેખોનો મેં જે ટૂંકો જવાબ આપ્યો છે, તે ક્યારનો ય પ્રગટ કરવામાં આવ્યો છે.

આગરા,<br>
તા. ૧૬મી સપ્ટેમ્બર<br>
૧૯૧૬

ગંગાપ્રસાદ.

# ચોથી આવૃત્તિની ભૂમિકા

આ પુસ્તકની ચોથી આવૃત્તિ તૈયાર કરતાં, મેં ત્રીજા પ્રકરણમાં સુધારાવધારા કર્યા છે, અને તેમાં "બુદ્ધિસ્ટ સુક્તો"માંથી કેટલોક ઉમેરો કરવામાં આવ્યો છે. બીજા, ચોથા અને પાંચમા પ્રકરણમાં પણ કેટલીક નાની મોટી બાબતો ઉમેરવામાં આવી છે.

ટેહરી
ગરહવાલ સ્ટેટ
તા. ૧૫-૧૨-૨૬

ગંગાપ્રસાદ.



---



---



# હિન્દી અનુવાદની ભૂમિકા

આ પુસ્તક પ્રથમ સને ૧૯૦૯માં અંગ્રેજી ભાષામાં છપાયું હતું. સને ૧૯૧૧માં તેની બીજી, અને ૧૯૧૬માં તેની ત્રીજી આવૃત્તિ છાપવામાં આવી. આ પુસ્તકને જનતાએ જે માન આપ્યું તે માટે હું તેનો કૃતજ્ઞ છું. ભારતવર્ષ ઉપરાંત, યુરોપ, અમેરિકા અને આફ્રિકામાં પણ તેનો ફેલાવો થયો. કેટલાક પ્રસિદ્ધ વિદ્વાનોના પ્રશંસાપત્ર તથા વર્તમાનપત્રોની સમાલોચના પુસ્તકને છેડે આપવામાં આવી છે.

મારા એક મિત્ર મૌલવી અબુ અબ્દુલ્લા મુહમ્મદ જકાઉલ્લાખાં એમ. એ. એ, આ પુસ્તકના કેટલાક ભાગની સમાલોચના કરતાં, "મુસ્લિમ રિવ્યુ"માં કેટલાક લેખો લખ્યા હતા: અને "વૈદિક મેગેઝિન"માં મેં તેના ઉત્તર આપ્યા હતા. અને "ઇન્ડિયન વિટનેસ" નામના એક ખ્રિસ્તી પત્રે જે સમાલોચના કરી હતી, તેનો જવાબ પણ આપી દેવામાં આવ્યો છે. આ અનુવાદની સાથે, એ બધા લેખો છાપવાનું ઉચિત માનવામાં આવ્યું નથીઃ કારણ કે જેના જવાબો આપવામાં આવ્યા છે, તે મૂળ લેખો અંગ્રેજીમા લખાયેલા છે, અને એનો અનુવાદ છાપવા જતાં, પુસ્તક ઘણું મોટું બની જવાનો ભય રહે છે.

મારા પરમ મિત્ર બાબુ ઘાસીરામજી એમ. એ., એલએલ. બી. એ મૂળ પુસ્તકનો ઉર્દુમાં અનુવાદ કર્યો છે, અને શ્રીમતી આર્યપ્રતિનિધિ સભા તરફથી તે છપાવવામાં આવ્યો છે. આર્યભાષા-હિન્દીમાં અનુવાદ કરવાની, પ્રથમથી જ કેટલાક વિદ્વાનોએ ઇચ્છા બતાવી હતી: પરંતુ મારા એક સુયોગ્ય મિત્રની ઇચ્છા, પોતાની જાતે જ હિન્દી અનુવાદ કરવાની હતી, એટલે એમની ઇચ્છાને માન આપી, બીજા કોઇને હિન્દી અનુવાદ કરવાની મેં પરવાનગી આપી નહોતી. પરન્તુ કેટલાંક કારણોસર એ મિત્ર પોતાની ઇચ્છા પૂર્ણ કરી શકયા નહીં; જેથી કરીને મારી સંમતિથી,

શ્રીમતી આર્ય પ્રતિનિધિ સભાએ, આગરાના "આર્યમિત્ર"ના સુયોગ્ય સંપાદક પંડિત હરિશંકર શર્મા પાસે, આ પુસ્તકનો હિન્દી અનુવાદ કરાવ્યો, જે આજે વાંચકોની સેવામાં સાદર રજૂ કરવામાં આવે છે. આ અનુવાદને આદિથી અંત સુધી જોઈ તપાસીને, મેં મૂળ પુસ્તકની બરોબર બનાવી દીધો છે; તેમ છતાં, જો તેમાં કોઈ ભૂલ કે ત્રુટી રહી જવા પામી હોય, તો વાંચકવર્ગ તેને માટે ક્ષમા કરે.

આગરા<br>૧૭-૧૧-૨૭ } ગંગાપ્રસાદ.



[ ગુજરાતી અનુવાદની ભૂમિકા-ભાષાન્તર કર્ત્તાનું નિવેદન વાંચો ].

# આસ્તિકવાદ

## નાસ્તિકવાદનો નાશ કરનારાં આ પુસ્તકના અગાઉથી ગ્રાહક બનો.



# નિવેદન.

અનેકાનેક ધન્યવાદ હજો એ દયાળુ પરમેશ્વરને, કે જેની મહાન્ કૃપા વડે, સને ૧૯૧૦માં જે ( Fountainhead of Religion ) પુસ્તકનું ગુજરાતી ભાષાન્તર કરવાની મેં ઇચ્છા કરી હતી, તેનો અનુવાદ કરવાની, સને ૧૯૨૩માં પણ મને અનાયાસે અને અણધારી રીતે તક મળી.

આ પુસ્તકનો અનુવાદ કરવા માટે ગુજરાતમાં ચરોતરમાં આવેલાં **સામરખા** જેવા નાના ગામડામાં રહેવાનું એકાદ માસ જેટલું ખરચ આપીને મારા સ્નેહી શ્રી છોટાલાલ શંકરભાઇ પટેલે ( વટોદરા ) મને જે પ્રોત્સાહન આપ્યું તે બદલ હું તેમનો સૌથી પહેલાં આભાર માનું છું; અને '**બીમારી**' તેમજ '**બેકારી**'ને કારણે, સામરખાના એક વરસના વસવાટ દરમ્યાન, જ્યારે એક સમય બરોબર અણીનો આવ્યો, અને આ પુસ્તક તેમજ '**આસ્તિકવાદ**'નું પુસ્તક એમ બે પુસ્તકોના અનુવાદ લખીને તૈયાર કરવા છતાં, ચોતરફ નિરાશા, દુઃખ અને અંધકાર દેખાવા લાગ્યાં, ત્યારે, બરોબર એ કટોકટીને સમયે કેવળ નિઃસ્વાર્થ ભાવે પ્રેરાઇને, ઉદાર સહાયતા કરનાર, મારા એ પરમસ્નેહી મિત્રનો તો આ સ્થળે ઉપકાર માન્યા સિવાય મારાથી કેમ રહી શકાય ? એ સ્નેહી મિત્ર, તે બીજા કોઇ નહીં, પણ મારા બાળસખા, જાનીદોસ્ત અને પરમ-શુભેચ્છક **શ્રીયુત્ ગિરધરલાલ ગોવિંદજી મહેતા** ( અધિષ્ઠાતા-કન્યાબ્રહ્મચર્યાશ્રમ-ટંકારા-મોરબી-કાઠિયાવાડ )ના નાના ભાઇ, **શ્રી. હરિલાલ ગોવિંદજી મહેતા !**

પ્રિય ભાઇ હરિલાલની મદદથી મારી આર્થિક મુસીબત ટળી, અને અમદાવાદ આવીને હું કાંઇક ધંધે લાગી શક્યો : પણ આ પુસ્તકનાં પ્રકાશન માટે મને જો કોઇએ સૌથી વધારે અને અમૂલ્ય સહાયતા કરી

હોય, તો તે, જેઓ નિરંતર મારાં ભલાં માટે ચિંતા કરે છે, અને જેઓ કોઇ પણ જાતના સ્વાર્થ વગર મારા પ્રત્યે અપૂર્વ પ્રેમ ધરાવે છે, તે મારા પરમસ્નેહી મિત્ર **શ્રીયુત્ હરગોવિંદ ધરમસી કાચવાળા** તરફથી મળી છે. તેમનો ઉપકાર માનવા માટે મારી પાસે પૂરતા શબ્દો નથી; અને મારી લાગણીઓ એટલી ઉભરાય છે કે, આજે તેમને માટે હું કાંઇ વધારે લખી પણ શકતો નથી. પ્રભુકૃપાથી જો આ પુસ્તકની બીજી આવૃત્તિ બહાર પડશે તો તે, અથવા તો કોઇ બીજે યોગ્ય સમયે, પ્રિય બન્ધુ **કાચવાળા**એ કરેલા ઉપકારે, મારા હૃદયમાં પેદા કરેલી લાગણીઓને, જનતાના ચોકમાં હું જરૂર જાહેર કરીશ.

" Out of evil comes good–ઘણી વખત ખરાબમાંથી પણ સારું પરિણામ આવે છે. " આ પુસ્તકનું ભાષાન્તર કરવાની જે તક મળી, તે પણ એક અણચિન્તવી બેકારીની આફતનું સારું પરિણામ જ હોવાથી, હું તો તેને માટે પણ પરમેશ્વરનો આભાર જ માનું છું; અને એક સમયે, કાંઇક ગેરસમજને લીધે, મુંબઇ સમાજમાંથી મને બહાર કાઢતી વખતે જેઓએ આગળ પડતો ભાગ લીધો હતો ( તેઓ તે વખતે મુંબઇ સમાજના પ્રમુખ હતા ) તે, મારા મુરબ્બી વડીલ **શ્રીયુત્ દામોદર સુંદરદાસે** મને જે પ્રોત્સાહન અને સહાયતા આપી છે, તેને માટે જો હું અહીં કાંઇ ના લખું તો હું નગુણો જ ગણાઉં. મારી નિરૂદ્દનો ઠરાવ '**શ્રીમદ્ દયાનંદ શતાબ્દિ**' વખતે પાછો ખેંચી લેવાયો છે, અને તે વખતના મારા બીજા વિરોધીઓની માફક, શ્રી. દામોદરભાઇ પણ આજે મારા પ્રત્યે એવી તો શુભ લાગણી ધરાવે છે, અને આ કાર્યમાં તેઓએ મને એવી તો કીમતી સહાયતા આપી છે, કે તેમનો આજે હું જેટલો ઉપકાર માનું તેટલો થોડો છે. અને **શ્રી. શુરજી વલ્લભદાસે** આપેલી થોડીક લોન માટે હું તેમનો પણ ઋણી છું.

આજે, મારી ખોટમાં મોટી મગરૂબી જો કાંઇ હોય તો તે એ જ છે

કે, જે 'આર્યસુધારક પ્રેસ' કઢાવવામાં મારો મુખ્ય હાથ હતો, તેમાં જ આ પુસ્તક છપાયું છે : અને આજે મારા પરમ શુભેચ્છક મિત્ર **સ્વામીશ્રી ધર્માનંદજી**ની હયાતી નથી, એ વિચાર જ મારાં હૃદયને ખૂબ દુઃખ દઇ રહ્યો છે : છતાં સદ્ગત સ્વામીજીના લઘુબન્ધુ **શ્રીયુત્ મણિભાઇ મથુરભાઇ ગુપ્તે**, ભાષાના સંશોધન, પ્રૂફ, તેમજ પ્રેસને લગતી બધી બાબતોમાં મને જે કિંમતી સહાયતા આપી છે, તેને માટે હું તેમનો ઘણો જ આભારી છું.

આ આભાર દર્શનમાં **શ્રીમાન્ ગંગાપ્રસાદજી** એમ. એ ચીફ-જડજ **ટેહરી** ( ગરહવાલ સ્ટેટ )નો હૃદયપૂર્વક આભાર માન્યા સિવાય તો મારાથી શી રીતે રહી શકાય ? એઓશ્રીએ Fountainhead of Religion લખીને, વૈદિક ધર્મની મહાન્ સેવા બજાવી છે; અને ગુજરાતી અનુવાદ પ્રસિદ્ધ કરવાની તેઓએ આપેલી પરવાનગી બદલ, તેમનો અંતઃકરણપૂર્વક ઉપકાર માની, તેમનો ફોટો આ પુસ્તકમાં આપીને, હું મારી જાતને કૃતકૃત્ય થયેલી ગણું છું.

અને **મહર્ષિ દયાનંદ** ? ઓ દેશોદ્ધારક, પરમ તપસ્વી ઋષિ ! સને ૧૯૦૧માં તારા સદ્ગ્રન્થોનાં વાંચને, મને દુન્યવી–આસુરી માયા–મમતાના વિઘાતક મોહપાશમાં સપડાતો કેટલેક અંશે બચાવ્યો છે; તારો દૈવી બોધ મારા ગમે તેવા દુઃખના દિવસોમાં પણ દિલાસા રૂપ થઇ પડયો છે : અને "**कृण्वन्तो विश्वमार्यम्**"નો મંત્ર ફૂંકીને તેં જે મહદ્ ઉપકાર કર્યો છે, અને જે દિશાસૂચન કર્યું છે, તેની સ્મૃતિ નિરંતર તાજી રહે તે માટે તારી મનહર મૂર્તિને આ પુસ્તકમાં પ્રગટ કરી, દયાળુ જગદીશને ચરણે હું તો માત્ર એટલી જ પ્રાર્થના કરું છું, કે વૈદિક ધર્મોદ્ધારની તારી સદ્દેચ્છા પાર પાડવાની પ્રભુ અમને સૌને તાકાત આપે !

બસ, આ પુસ્તકની ઉત્તમતા માટે તો મારે લખવાનું જ શું હોય ? ફારસીમાં એક કહેવત છે કે " મુશ્ક આન્ બાશદ કે ખુદ

બારાદ કે ખુદ બખોયદ, ન આન્ કે અત્તાર બગોયદ=કસ્તુરી તે છે, કે જે પોતાની મેળે પોતાની સુવાસ ફેલાવે છે. સુગંધ તો ફેલાતી ન હોય, અને અત્તારીએ કહે કે આ કસ્તુરી છે, એનો કાંઇ અર્થ નથી." આ પુસ્તકની અંગ્રેજીમાં પાંચ આવૃત્તિઓ બહાર પડી ચૂકી છે; ઉર્દુમાં તેનો અનુવાદ, તરત **બાબુ ઘાસીરામજી** એ કરી નાંખ્યો હતો; અને હિન્દીમાં પણ બે આવૃત્તિઓ બહાર પડી છે. મારા આ કાર્યમાં મને હિન્દી ભાષાંતર બહુ જ ઉપયોગી થયું હતું; અને તેને માટે તેના અનુવાદ, **'આર્યમિત્ર'** ના તંત્રી **શ્રી પં. હરીશંકરજી શર્માનો** હું ખાસ આભારી છું. **પં. મહારાણીશંકરના 'આર્ય' માસિકમાં શ્રી રંગીલદાસ કાપડિયાએ** આ પુસ્તકનો તરજુમો આપવા માંડયો હતો; પણ તે કામ થોડું થતાં જ અધુરું રહી ગયું હતું; એટલે આ કાર્ય પૂરું કરવા માટે હું મારી જાતને જરૂર ધન્ય માનું છું; પણ તેનો ખરો યશ અને કીર્તિ તો સમાજના મહાપુરુષાર્થી અને સાચા સેવક **શ્રીયુત ગંગાપ્રસાદજીને** જ ઘટે છે; અને આવા ઉમદા પુસ્તકની કદર કરવી કે કેમ, એનો વિચાર આર્ય-જનતાએ પોતે જ કરી લેવાનો છે. જનતાને ચરણે મારી તો એ **નમ્ર વિનંતી છે કે, આ પુસ્તક, જે વેદો માટે ખરેખરું અભિમાન પેદા કરે તેવું છે, તે જરૂર વાંચે, વિચારે અને તેનો એટલો બહોળો ફેલાવો કરે, કે આ ગુજરાતી ભાષાન્તરની પણ અનેક આવૃત્તિઓ બહાર પાડવાનો સુસમય પ્રાપ્ત થાય.**

હું તો મારા યાહુદી, ઇસાઇ, બૌદ્ધ, જૈન, મુસલમાન અને પારસી ભાઇઓને પણ આ પુસ્તક નિષ્પક્ષ અને ઉદાર બુદ્ધિ વડે વાંચવાની ખાસ ભલામણ કરું છું.

અંતમાં આ પુસ્તક તેમજ 'આસ્તિકવાદ' ના ગુજરાતી ભાષાંતર દ્વારા વૈદિક ધર્મની યત્કિંચિત સેવા બજાવવાની મારી જે સદેચ્છા છે, તે દયાળુ ઇશ્વર પાર પાડે એ જ અભ્યર્થના! ઇત્યોમ્.

कनैयालाल कोठारी. बी. ए.

# વિષય સૂચી

| વિષય | પાનું |
|---|---|

## પ્રકરણ ૨ જું

## પ્રકરણ ૩ જું



## પ્રકરણ ૪ થું



## પ્રકરણ ૫ મું

# પ્રમાણિક ગ્રન્થો.

આ પુસ્તક માટે જે ગ્રન્થોના આધાર લેવામાં આવ્યા છે, તેના નામો નીચે મુજબ છે :—

૧ ઋગવેદ.
૨ યજુર્વેદ.
૩ અથર્વવેદ.
૪ શતપથ બ્રાહ્મણ.
૫ તૈત્તિરિય ઉપનિષદ.
૬ મંડુકોપનિષદ.
૭ કૈવલ્યોપનિષદ.
૮ કઠોપનિષદ.
૯ નિઘંટુ.
૧૦ નિરુક્ત.
૧૧ પાણિની અષ્ટાધ્યાયી.
૧૨ અમરકોષ.
૧૩ યોગસૂત્ર.
૧૪ ન્યાયસૂત્ર.
૧૫ મનુસ્મૃતિ.
૧૬ ભાગવદ્ગીતા.
૧૭ સ્વામી દયાનંદનો "સત્યાર્થ-પ્રકાશ."
૧૮ સ્વામીજીની 'ઋગ્વેદાદિ ભાષ્ય ભૂમિકા."
૧૯ પંડિત ગુરુદત્ત એમ. એ.નું 'વેદના પારિભાષિક શબ્દો અને યુરોપના સ્કૉલરો'નું પુસ્તક.
૨૦ ઝન્દાવસ્તાનો પ્રો. દારમેસ્ટેટર અને રેવરંડ એલ. એચ. મિલ્સનો તરજૂમો.
૨૧ બાઇબલ.
૨૨ સેલનું કુરાન.
૨૩ મેક્સમુલરનું "ચિપ્સ ફ્રૉમ એ જર્મન વર્કશૉપ."
૨૪ મેક્સમુલરનાં "ગીફર્ડનાં ભાષણો."
૨૫ મેક્સમુલરનું "ઇન્ડિયાઃ તે આપણને શું શીખવી શકે?"
૨૬ મેક્સમુલરનાં "ભાષાના વિજ્ઞાન" પરનાં ભાષણો.
૨૭ મોનિયર વિલ્યમનું "ઇન્ડિયન વિઝડમ."
૨૮ મિ. કાપડિયાનું "જરથુસ્તનું શિક્ષણ અને પારસી ધર્મનું તત્ત્વજ્ઞાન."

૨૯ ખ્રિસ્તી અને યાહુદી ધર્મની રચનામાં પારસી ધર્મે ભજવેલો ભાગ. ઑમ્મે ફોર્ટ પ્રિન્ટિંગ પ્રેસમાં ડૉ. કોહટના જર્મન પુસ્તકનો છપાયેલો તરજૂમો.

૩૦ 'થીઑસૉફીની દૃષ્ટિએ જરથુસ્તી ધર્મ.'—લેખક મિ. નસરવાનજી એફ. બિલિમોરિયા.

૩૧ મિ. જે. મુરડોકનું "વૈદિક હિન્દુધ્ઝમ."

૩૨ ગ્રાન્ટ એલનનું "ઇશ્વર સંબંધીના વિચારની ઉત્ક્રાન્તિ"નું પુસ્તક.

૩૩ ડૉ. ફિલન્ટનો 'આસ્તિકવાદ.'

૩૪ મેડમ બ્લેવટસ્કીનું "આઇસીસ અનવેઇલ્ડ."

૩૫ એમ. બ્લેવટસ્કીનું "સિક્રેટ ડૉકટ્રિન" (ગુપ્ત મત)

૩૬ મિ. પ્લિનીનું "હિસ્ટોરિયા નેચરેલિસ."

૩૭ આર. સી. દત્તનું "સિવિલિઝેશન ઇન એન્શિયન્ટ ઇન્ડિયા—પ્રાચીન ભારતીય સંસ્કૃતિ" નામનું પુસ્તક.

૩૮ મિ. માર્ટિન હૌગ, પીએચ. ડી. એ લખેલા, 'પારસીઓના ધર્મ, શિક્ષણ અને પવિત્ર ભાષા' ઉપરના નિબંધો.

૩૯ 'પેહેલવી ટેક્સ્ટસ'નો મિ. ઇ. ડબલ્યુ. વેસ્ટ પીએચ. ડી. નો તરજૂમો.

૪૦ મ. દેવીપ્રસાદે લખેલું "દલાયલ-ઉલ-સાલીઆ"નું પુસ્તક.

---

# આસ્તિકવાદ

## નાસ્તિકોને નિરુત્તર કરવાનું એક સબળ સાધન છે.

# છ મુખ્ય ધર્મોનું સમય–નિરૂપણ

## મુસલમાની, ઇસાઇ, બૌદ્ધ, યાહુદી, જરથોસ્તી અને વૈદિક ધર્મ.

ઉપરના ધર્મો, સમયની પ્રાચીનતાના ક્રમ પ્રમાણે લખવામાં આવ્યા છે, એમ વાંચકવર્ગને જણાવવાની ભાગ્યે જ જરૂર રહે છે. દાખલા તરીકે, બૌદ્ધ ધર્મ ઇસાઇ મતથી, અને ઇસાઇ મત ઇસ્લામથી પુરાણો છે, એ વાત સૌ કોઇ જાણે છે. એ જ પ્રમાણે, આ વાત પણ નક્કી છે કે, વૈદિક ધર્મ, જરથોસ્તી મતથી પુરાણો છે; અને જરથોસ્તી મત, યાહુદી ધર્મથી જૂનો છે. આમ છતાં આ વાત એટલી બધી પરિચિત નહીં હોવાથી, આ ત્રણે ધર્મોના કાળ–નિરૂપણ ( Chronology )ની મીમાંસા કરતી વખતે, જો આ સ્થળે થોડું વિવેચન કરવામાં આવે, તો તે અનુચિત ગણાશે નહીં.

બાઇબલના મત પ્રમાણે હજરત મુસા, કે જે "પંજનામા" ( Pentateuch )* ના કર્તા છે, એમ કહેવામાં આવે છે, તે ઇ. સ. પૂર્વે ૧૫૭૧માં જન્મ્યા હતા; અને ક્રાઇસ્ટના જન્મ પૂર્વે ૧૪૯૧ વર્ષ પહેલાં તેમને ઇશ્વરીય જ્ઞાન પ્રાપ્ત થયું હતું. આ પ્રમાણે યાહુદી ધર્મનું જે જૂનામાં જૂનું પુસ્તક છે, તે ઇ. સ. પૂર્વે ૧૪૯૧માં લખાયું છે, એટલે એ ધર્મમાં ( ૧૪૯૧+૧૯૩૩=૩૪૨૪ ) સાડાત્રણ હજાર વર્ષ કરતાં વધારે જૂનું કોઇ ધર્મપુસ્તક છે, એમ કહેવાનું કોઇ સાહસ કરી શકે તેમ નથી. જો કદાચ હજરત મુસાને 'પંજનામા'ના લેખક ના માનવામાં આવે, તો આપણે એ વાતનો સ્વીકાર કરવો પડશે કે, એજરાએ ઇ. સ. પૂર્વે ૪૫૦માં તે ગ્રન્થ તૈયાર કર્યો હતો.

( જુઓ અધ્યાય ૪ અંશ–૨ )

---

* બાઇબલના સૌથી પ્રાચીન અને પહેલા ૫ અધ્યાયને 'પંજનામા' નામથી ઓળખવામાં આવે છે; અને યાહુદી તેમજ ઇસાઇ બન્ને તેને પોતાના ધર્મપુસ્તક તરીકે માને છે.

'પંજનામા' કરતાં 'ઝન્દાવસ્તા' વધારે પુરાણો ગ્રન્થ છે. ડૉ. સ્પિગલના મત મુજબ, જરથુસ્ત અને અબ્રાહમ સમકાલીન (Contemporary) હતા; અને તેઓ ઇ. સ. પૂર્વે ૧૯૦૦માં હયાત હતા. આ હિસાબે તેઓ હજરત મુસાના કરતાં ૪૦૦ વર્ષ પહેલાં થયા હતા, એમ સિદ્ધ થાય છે. ડૉ. હોગ કહે છે કે, પહેલા સૈકામાં થયેલા સુપ્રસિદ્ધ ઇતિહાસવેત્તા પ્લીનીના મત મુજબ, મુસાના કરતાં હજારો વર્ષ પૂર્વે જરથુસ્તનો જન્મ થયો હતો. (જુઓ–હિસ્ટોરિયા નેચરેલિસ ૩૦–૨). આગળ ચાલતાં હોગસાહેબ કહે છે કે, બેબિલોનના પ્રસિદ્ધ ઇતિહાસકાર બિરોસસના જણાવવા પ્રમાણે, તે (જરથુસ્ત) બેબિલોનિયનોનો સમ્રાટ હતો, અને એમના પરિવારનો મૂળ પુરુષ–પ્રવર્તક હતો; અને તેણે ઇ. સ. પૂર્વે ૨૨૦૦ થી ૨૦૦૦ સુધી રાજ્ય કર્યું હતું. પારસીઓના પવિત્ર ગ્રન્થોનું વર્ણન કરતાં, ડૉ. હોગ એક સ્થળે લખે છે કે, 'મુસાના સમય (ઇ. સ. પૂર્વે ૧૩૦૦ થી ૧૫૦૦)થી લઇને તલમૂદી સાહિત્યના અંત (ઇ. સ. ૯૬૦) સુધીનાં ૨૪૦૦ વર્ષના કાળ દરમ્યાન યાહુદી ધર્મના પવિત્ર ગ્રન્થો રચાયા હતા. જરથુસ્તી સાહિત્યના સંબંધમાં પણ જો આપણે એ જ પ્રમાણે ગણતરી કરીએ તો, તેનો આરંભકાળ ઇ. સ. પૂર્વે ૨૮૦૦માં હતો, એમ માનવું પડશે; અને ગ્રીક–યુનાનીઓએ પારસી ધર્મના પ્રવર્તકનો જે કાળ લખ્યો છે, તેનાથી આ અનુમાન કોઇ પણ રીતે વિરુદ્ધ જશે નહીં. (જુઓ. ડૉ. હોગના એસેઝ–નિબંધો–પાનું ૧૩૬મું.)

પ્રાચીન યુનાની ગ્રન્થકારોનો મત પણ આવા જ પ્રકારનો છે. પ્લેટો–અફલાતૂનની પહેલાં ૬૦૦૦ વર્ષ પૂર્વે જરથોસ્ત થયો હતો, એમ એરિસ્ટોટલ અને યુડોક્સસ માને છે. બીજા યુનાની લેખકો કહે છે કે ટ્રોજન યુદ્ધ પહેલાં ૫૦૦૦ વર્ષ પૂર્વે તે થયો હતો. (જુઓ પ્લિનીની હિસ્ટોરિયા નેચરેલિસ ૩૦–૧–૩).

પારસી લોકો પોતે પણ પોતાના ગ્રન્થો ઘણા પ્રાચીન હોવાનું માને છે; અને આ વાતનો તો ઇસાઇ લેકિને પણ સ્વીકાર કરવો પડશે કે, 'પંજનામા' કરતાં, તે વધારે પુરાણા છે.

ઝન્દાવસ્તા કે સંસારનાં બીજાં બધાં પુસ્તકોના કરતાં, વેદ વધારે પુરાણા છે, એ વાતનો સ્વીકાર ના કરે એવો ભાગ્યે જ કોઇ મળશે. અમારા ઋષિ-મુનિઓનો તો એવો વિશ્વાસ છે કે, વેદોનો પ્રકાશ સૃષ્ટિની આદિમાં જ થયો છે. આ મતના સંબંધમાં ભલે ગમે તે કહેવામાં આવે, છતાં આટલી વાત તો નક્કી છે કે, **માનવજાતિનાં પુસ્તકાલયમાં વેદોના કરતાં બીજું કોઇ પણ પુસ્તક વધારે પુરાણું નથી.** પ્રોફેસર મેક્સમૂલર કબૂલ કરે છે કે, "માનવાયોગ્ય ઇતિહાસમાં, વેદોના કરતાં વધારે પુરાણા સમયનું જ્ઞાન કે ભાન કરાવે, એવું બીજું કોઇ પણ પુસ્તક નથી."+ ઝન્દાવસ્તાના વિદ્વાન અનુવાદક પાદરી એલ. એચ. મિલ્સ, ઝન્દાવસ્તા કરતાં વેદો વધારે પુરાણા છે, એમ નિશ્ચિતપણે બતાવતાં લખે છે કે, "મીથ્ર અને તેના સહયોગીઓનું વર્ણન પાછલી 'અવસ્તા'માં આવે છે, અને તેથી આપણે એ વાતનો અવશ્ય સ્વીકાર કરવો પડે છે કે, ઝન્દાવસ્તાના પ્રાચીનતમ ભાગ ગાથાઓનો કાળ (સમય) વેદોની ઋચાઓના કરતાં ઘણો જ પાછળનો છે."× મતલબ કે પારસીઓની ગાથાઓના કરતાં વેદો વધારે પુરાણા છે. આગળ ચાલતાં રેવ. મિલ્સ કહે છે કે, "આવાં પરિવર્તનને માટે હમેશાં લાંબા કાળની આવશ્યકતા રહે છે; એટલે અમારે એમજ માનવું પડે છે કે, ગાથાઓના કરતાં પ્રાચીનતમ ઋચાઓ ઘણી જ વહેલી થઇ હતી."*

આ પુસ્તકમાં અમે એમ બતાવી આપીશું કે, મુસલમાની, ઇસાઇ, બૌધ, યાહુદી અને જરથોસ્તી, એ પાંચે ધર્મોનું મૂળ વેદ છે. **વેદના પાયા ઉપર જ એ પાંચે ધર્મો અવલંબેલા છે.**

---

+ચિપ્સ ફ્રૉમ એ જર્મન વર્કશાપ, ભા. ૧લો. પાનું ૪.

× ઝન્દાવસ્તાનો અંગ્રેજી અનુવાદ ભા. ૩જો. ભૂમિકા પા. ૩૬ (એસ. બી. ઇ. સિરિઝ.)

* ઉપરનું પુસ્તક પા. ૩૭મું.

આ પુસ્તકના મૂળ લેખક



શ્રીમાન્ મહોદય ગંગાપ્રસાદજી

એમ. એ. એમ આર. એ.,

ओ३म्

# The Fountainhead of Religion

# ધર્મનું આદિ મૂળ

# વેદ

## ધર્મસરિતાની ગંગોતરી

### પ્રકરણ ૧લું

**Mahomedanism is mainly based upon Judaism**

**ઈસ્લામનું ચણતર યાહુદી–ધર્મના પાયા ઉપર થયું છે.**



પયગમ્બર મહમદ (સલ૦)નો ઇસ્લામી ધર્મ મુખ્યત્વે કરીને જુડેઇઝમ–યાહુદીઓના ધર્મ ઉપર રચાયો છે; અને થોડે ભાગે ઝોરોસ્ટ્રિએનિઝમ–પારસીઓનો ધર્મ, કે જેની ઉપર યાહુદીઓના ધર્મનાં મંડાણ થયાં છે, તેની ઉપર રચાયો છે. પહેલી વાતનો મુસલમાનો પોતે પણ

સ્વીકાર કરે છે; અને એ કબૂલાતની સાથે, તેઓ એવો પણ દાવો કરે છે કે, પયગમ્બર મહમદે (સંલ.) કેટલીક બાબતોમાં યાહુદીધર્મમાં સુધારા વધારા કર્યા છે. ઇસ્લામ અને યાહુદી ધર્મની જો વિસ્તારપૂર્વક તૂલના કરવામાં આવે, તો જરૂર જણાઇ આવે કે, ઘણાખરા સિદ્ધાન્તો અને મુખ્ય મુદ્દાઓમાં મહમદ સાહેબે યાહુદી ધર્મનું કેવળ અનુકરણ જ કર્યું છે. બન્ને ધર્મની સરખામણી કરતાં, આપણે એવાં જ અનુમાન ઉપર આવી શકીએ કે, પયગમ્બર સાહેબે મૌલિક ( Original) વિચાર અગર તો ઇશ્વરી પ્રેરણા ( Divine inspiration ) થી ઇસ્લામમાં કોઈ પણ અગત્યની કે જીવ જેવી નવી બાબતનો ઉમેરો કર્યો નથી.

સુવિખ્યાત ડૉ. સેલે કુરાને પાકનો જે તરજૂમો કર્યો છે, તેના પ્રારંભિક વિવેચનમાં ઉપરોક્ત વિષય ઉપર અચ્છો પ્રકાશ ફેંકે તેવી ઘણી કીમતી વિગતો રજૂ કરી છે. આપણી આ તૂલનાત્મક તપાસમાં આપણે તેનો જ આધાર લઇશું.

## ( ૧ ) બ્રહ્માંડની ઉત્પત્તિ.

આ વિશ્વની–આ બ્રહ્માંડની ઉત્પત્તિ, પહેલી તેમજ છેલ્લી વાર માટે કરવામાં આવી છે, એ વિચાર યાહુદીઓનો છે; અને યાહુદી ધર્મ તથા તેની ઉપર રચાયલા ઇસ્લામ તથા ખ્રિસ્તી ધર્મની એ ખાસ વિશેષતા માનવામાં આવે છે. વળી, ખુદાએ કરામત કરીને–ચમત્કાર કરીને–કોઇ પણ બીજી વસ્તુની મદદ વગર ( અભાવમાંથી ભાવ રૂપે ) આ વિશ્વને બનાવ્યું છે, એ માન્યતા પણ યાહુદી ધર્મમાંથી લેવામાં આવી છે. તદુપરાંત આદમ અને ઇવ–હવાંને બનાવીને ઇડનના બગીચામાં મૂકવામાં આવ્યાં; ત્યાં તેમને એક ખાસ વૃક્ષ સિવાયનાં બીજાં બધાં વૃક્ષોનાં ફળફળાદિ ખાવાની પરવાનગી આપવામાં આવી; મના કરેલાં વૃક્ષનાંજ ફળ ખાવા માટે, સર્પના આકારમાં આવીને શયતાને તેમને

લલચાવ્યાં; અને તેને પરિણામે તેમનું બેહેસ્ત–સ્વર્ગમાંથી પતન થયું; વગેરે વાતો તો યાહુદી ધર્મમાંથી લગભગ શબ્દશઃ ઉતારી લેવામાં આવી છે.

મનુષ્ય કરતાં ઉચ્ચ કોટિનાં પ્રાણીઓ–એટલે કે Angels–ફિરસ્તાઓના સંબંધમાં પણ એમજ કહી શકાય તેવું છે. આ ફિરસ્તાઓનાં શરીર ઘણાં વિશુદ્ધ અને ભાગ્યે જ દેખી શકાય તેવાં સૂક્ષ્મ હોય છે; તેમને અગ્નિ–તેજ–માંથી બનાવેલા હોય છે; તેઓ ખાતા નથી, પીતા નથી કે તેમની વંશવૃદ્ધિ પણ થતી નથી; તેઓની અનેક પ્રકારની આકૃતિઓ હોય છે, અને તેઓને ભિન્ન ભિન્ન કાર્યો કરવાનાં હોય છે; અને આ બધા ફિરસ્તાઓમાં **જીબ્રાઇલ, મીકાઇલ, ઇઝરાઇલ અને ઇસરાફીલ,** એ ચાર મોટા આગેવાન ફિરસ્તાઓ ગણાય છે. ડૉ. સેલ કહે છે કે:— "ફિરસ્તાઓને લગતી તમામ વાતો પયગમ્બર મહમદે (સલ.) યાહુદીઓ પાસેથી મેળવી છે, અને યાહુદીઓ પોતે કબૂલ કરે છે તેમ, તેઓએ ફિરસ્તાઓનાં નામો તથા કામોનો ઉપદેશ ઇરાનીઓ પાસેથી મેળવ્યો છે. ( તાલમુદ હીરોસ એન્ડ રોશ ભાશાન. )*

કુરાને પાક, અમુક ઉતરતા પ્રકારનાં પ્રાણીઓ, કે જેને **જીન–ભૂતો** કહેવામાં આવે છે, તેનું શિક્ષણ પણ આપે છે. આ ભૂતોને ય અગ્નિમાંથી બનાવવામાં આવે છે, પણ ફિરસ્તાઓના કરતાં તેમનાં તત્વો હલકા પ્રકારનાં હોય છે, અને તેઓ ખાય છે, પીએ છે, વંશવૃદ્ધિ કરે છે, અને મરણશરણ પણ થાય છે. ડૉ. સેલ કહે છે કે: "યાહુદી લોકો "**શેદીમ**"+ શબ્દ વડે જીનો અને ભૂતોનું જે વર્ણન કરે છે, તેની સાથે ઉપરના વિચારો લગભગ અક્ષરેઅક્ષર મળતા આવે છે."

---

* સેલનું કુરાન ( ચેન્ડોઝ કલાસીકસ ) પ્રારંભિક વિવેચન પાનું પ૬ઃ પ્રકરણ ૪થું પણ જુઓ. હ. પ.

+ સેલનું કુરાન પાનું પ૭મું.

## (૨) વિશ્વનો પ્રલય અને કયામત.

આત્મા અમર છે, એમ મુસલમાનો માને છે; અને ( Day of Resurrection ) 'રોજે કયામત' નો દહાડો જ્યારે આવશે ત્યારે. બધાં મુડદાં જાગશે, અને તેમને જીવન દરમ્યાન કરેલા સારાંનરસાં કર્મોનો બદલો આપવામાં કે સજા કરવામા આવશે, એવી માન્યતા પણ ધરાવે છે. આ આખોય સિદ્ધાન્ત યાહુદી ધર્મમાંથી લેવામાં આવ્યો છે.

કયામત ( Resurrection )—કેટલાક લોકો એમ માને છે કે, રોજે કયામતનો ખ્યાલ માત્ર ( Spiritual ) આધ્યાત્મિક છે; પણ સામાન્ય રીતે મોટા ભાગની એવી માન્યતા છે કે, કયામતને દહાડે બધાં મુરદાં કબરોમાંથી શરીર અને જીવાત્મા સાથે બેઠાં થશે.* આ બાબતમાં એવો સવાલ જરૂર ઉઠાવી શકાય કે, શરીર સડી ગયા પછી, એટલેકે તેનાં પંચભૂતના તત્વોનું પૃથક્કરણ થઇ ગયા પછી, તે ફરીથી બેઠું શી રીતે થઇ શકે ? પણ મહમદસાહેબે આ બાબતમાં બહુ કાળજીપૂર્વક કામ લીધું છે; અને તેઓએ સમજૂતિ આપી છે કે, શરીરના બીજા ભાગોનું ગમે તે થાય, પણ તેનો એક ભાગ છેવટ સુધી આબાદ રહેશે, અને તેમાંથી કયામતને દહાડે આખું શરીર બની જશે. ખાટો પદાર્થ નાખવાથી જેમ ફીણ પેદા થઇને ખમીર–ખ્મીમો ચડે છે, તેમ એ વસ્તુમાંથી આખું શરીર બની જશે. તેઓએ એવું શિક્ષણ આપ્યું છે કે, માણસનું શરીર આખુંય પૃથ્વીમાં ખવાઇ જશે, પણ એક હાડકું નહીં ખવાય. એ હાડકાને "અલ અજીબ" એવું નામ આપવામાં આવ્યું છે; અને આપણી ભાષામાં આપણે તેને મનુષ્યશરીરના રાંગ–ઢગરાનાં હાડકાં તરીકે ઓળખીએ છીએ. મનુષ્યશરીરમાં તેની ઉત્પત્તિ સૌથી પહેલી થઇ હતી, અને તેથી તે આખર સુધી કાયમ રહેશે, અને એ બીજમાંથી શરીર રૂપી આખુંયે વૃક્ષ ઉગી નીકળશે, એમ કહેવામાં આવે છે. આ વૃક્ષ

* સેલનું કુરાન-પ્રસ્તાવના-પાનું ૬૧ મું.

કેવી રીતે ઉગશે, તેની સમજૂતિ આપતાં, પયગમ્બર સાહેબ કહે છે કે, કયામત પહેલાં ખુદા ચાળીશ દિવસ સુધી વરસાદ વરસાવશે, પૃથ્વી ઉપર બાર હાથની ઉંચાઇ જેટલું પાણી ફરી વળશે, અને એને પ્રતાપે, કબર-માંનાં મુડદાંઓ, વર્ષાઋતુના ભાજીપાલાની માફક, સજીવન થઇને બહાર ફૂટી નીકળશે. આ વિચારો પણ પયગમ્બર મહમદે (સલ.) યાહુદીઓ પાસેથી મેળવ્યા છે : ફરક માત્ર એટલો જ કે યાહુદીઓ 'અલ અજીબ' ને બદલે "Luz–લઝ" નામનું હાડકું અમર રહેશે, અને વરસાદની હેલીને બદલે પુષ્કળ (Dew) ઝાકળ પડીને પૃથ્વીમાં તેનો પ્રવેશ થતાં, મુડદાંઓ સજીવન થઇને બેઠાં થશે, એમ કહે છે. *

**રોજે કયામતનાં ચિહ્નો:**—અગાઉથી કેટલાંક ચિહ્નો જણાવા લાગશે, અને તે ઉપરથી "રોજે કયામત" નજીક આવ્યો છે એમ જાણી શકાશે. જેમકે:—

**(અ)** સૂર્ય પૂર્વને બદલે પશ્ચિમમાં ઉગશે.

**(બ)** ઘણા જ વિચિત્ર આકારનું "**દજાલ**" નામનું ભયંકર રાક્ષસી પ્રાણી ઉત્પન્ન થશે. આ પ્રાણી અરબ્બી ભાષામાં ઇસ્લામના સત્યનો ઉપદેશ કરશે. ડૉ. સેલના મત પ્રમાણે આ વિચાર, બાઇબલ (લ્યુક ૨૩–૮) માં જે પ્રાણીનો ચિતાર આપવામાં આવ્યો છે, તેની ઉપરથી લેવામાં આવ્યો છે.

**(ક)** મેહદીનું પ્રાગટ્ય થશે.

**(ડ)** 'સુર' (Sur) નામનું બ્યુગલ ત્રણ વખત જોરથી ફૂંકવામાં આવશે.

વધતેઓછે અંશે આ બધા વિચારો યાહુદીઓના છે. એ જ પ્રમાણે, કયામતનો દહાડો આવી પહોંચ્યા પછી, અને ખુદા બધાનો ઇનસાફ કરશે

* સેલનું કુરાન–પ્રસ્તાવના પાનું ૬૫મું.

તે પહેલાં, કબરમાંથી સજીવન થયેલા જીવોને, સૂર્યનારાયણ, કે જે તેમના માથા ઉપર થોડા વારને અંતરે આવી લાગ્યો હશે, તેના બળબળતા સખત તાપમાં, લાંબા વખતને માટે થોભવું પડશે, એ વિચાર પણ યાહુદીઓના ધર્મગ્રન્થમાંથી લેવામાં આવ્યો છે. ×

**ઇન્સાફનો દિવસઃ**—મુકરર કરેલા વખત સુધી સખત તાપમાં થોભ્યા પછી, આદમ જાત ( Mankind ) સમક્ષ ખુદા (God) ઇન્સાફ કરવા માટે આવશે, અને તે વખતે પયગમ્બર મહમદ ( સલ. ) પરાર્થે પ્રાર્થના કરનારા મધ્યસ્થ ( Intercessor ) તરીકે હાજર રહેશે. ( ઇસ્લામીઓ માટે સિફારસ કરનારા વકીલ તરીકે હાજર રહેશે. ) ત્યારબાદ દરેક જીવની, તેણે પોતાની જિંદગી દરમ્યાન કરેલાં કર્મોની તપાસ કરવામાં આવશે. કેટલાક એમ કહે છે કે શરીરનાં દરેક અવયવ અને ભાગને બોલતા કરવામાં આવશે, અને પ્રત્યેક અવયવ પોતે કરેલાં પાપોનો એકરાર કરશે. દરેક માણસને એક એક ચોપડી આપવામાં આવશે, જેમાં તેણે કરેલાં બધાં કર્મોની નોંધ રાખવામાં આવેલી હશે. ફિરસ્તા જીબ્રાઇને એક ત્રાજવું ઝાલ્યું હશે, જેમાં આ ચોપડીઓનાં વજન કરવામાં આવશે. ત્રાજવામાં જોખી જોતાં, જેમનાં પાપના કરતાં પૂણ્ય કર્મો વધારે હશે, તેમને સ્વર્ગ-બેહેસ્ત-માં મોકલવામાં આવશે; અને જેઓનાં પૂણ્યના કરતાં પાપકર્મો વધારે હશે, તેમને નર્ક-દોઝખ-માં મોકલવામાં આવશે. આ માન્યતા સંપૂર્ણ રીતે યાહુદીઓ પાસેથી લેવામાં આવી છે. ડૉ. સેલ કહે છે કે, " જૂના યાહુદી લખનારાઓએ મનુષ્યોનાં કર્મોનું રજિસ્ટર રાખનારી કિતાબોનું, તેમજ તેને જોખવા માટેનાં ત્રાજવાંનું, ન્યાયના દિવસના વર્ણનમાં બરાબર આવું જ ધ્યાન કર્યું છે. + "

---

× ડૉ. સેલનું કુરાન-પ્રસ્તાવના પાનું ૬૮મું.

+ જૂઓ-પીદરા માલહુત શોમબ પા. ૧૫૩. સી. ૩; અને જેમરશોહર પાનું ૯૧.

ઇન્સાફના દિવસના ઉપરોક્ત વિચારો યાહુદીઓના પોતાના નથી; પણ તેઓએ એ ખ્યાલો ઝોરોસ્ટ્રિયન્સ–પારસીઓ–પાસેથી મેળવ્યા છે. ડૉ. સેલ એવો ઇશારો કરે છે કે, " Old Testament–જૂના બાઇબલ " માં બન્ને વિચારોનું સૂચન સૌથી પહેલાં કર્યું હોય એમ જણાય છે. ( એક્ઝોડસ ૩૨–૩૩; ડૅન ૭–૧૦; રેવેલ ૨૦–૧૨; ડૅન ૫–૨૭ ) આ પ્રમાણેનો ઇશારો કરવા છતાં ડૉ. સેલ એમ સ્વીકારે છે કે, ઇરાનીઅન માગી " ત્રાજવાં "ની જે માન્યતા ધરાવે છે, તે ઇસ્લામી મતની સાથે વધારે મળતી આવે છે. ઇરાનીઅન માગીઓ, એમ માને છે કે, ઇન્સાફને દિવસે બે ફિરસ્તા મેહ્રર અને સરૂશ પૂલ ( આનું વર્ણન હવે પછી આવશે ) ઉપર ઉભા રહેશે; અને જેમ જેમ એ પૂલ ઉપરથી માણસો પસાર થતાં જશે, તેમ તેમ તેઓ દરેકની તપાસ કરશે. મેહ્રર, ખુદાની દયાના પ્રતિનિધિ રૂપ હોવાથી ત્રાજવાંને પોતાના હાથમાં ઝાલશે, અને મનુષ્યોનાં કર્મોને તોળી જોશે; અને તે જે પ્રમાણે રિપોર્ટ કરશે, તે પ્રમાણે ખુદા ઇન્સાફ કરશે. જેઓનાં સત્કર્મો એક બાલ જેટલાં પણ વધારે નમતાં જણાશે, તેમને પૂલ ઉપર થઇને આગળ સ્વર્ગમાં જવા દેવામાં આવશે; પણ જેઓનાં પુણ્યકર્મ ઓછાં હશે, તેઓને ખુદાના ન્યાયના પ્રતિનિધિ રૂપ ફિરસ્તો સરૂશ, પૂલ ઉપરથી નીચે નર્ક–દોઝખ–માં ગબડાવી દેશે. " ×

સ્વર્ગ–બેહેસ્ત–ના માર્ગમાં એક પૂલ આવે છે, જેને પયગમ્બર મહમદે " **અલ સીરાત** " એવું નામ આપ્યું છે. આ પૂલ નર્ક–દોઝખ–ની ખીણ ઉપર ઉભો કરવામાં આવ્યો છે; અને તે બાલ કરતાં પણ પાતળો અને તલવારની ધાર કરતાં પણ વધારે તિક્ષ્ણ છે, એમ કહેવામાં આવે છે. આ પૂલ ઉપરથી, પયગમ્બર મહમદની આગેવાની હેઠળ, ઇસ્લામીઓ સહેલાઇથી પસાર થઇ જશે; પણ પાપી મનુષ્યો ( કાફરો )ના પગ

× ડૉ. સેલનું કુરાન–પ્રસ્તાવના પાનું ૭૧. સાથે જુઓ ઝેન્દ અવસ્તા, બામ્ડજો. વેસ્ટ મેન્યુ ખુદું પાનું ૧૩૪.

લપસી જશે, અને તેઓ નીચે વિકાળ મુખ ફાડીને ઉભેલા દોજખમા ઉધે મસ્તકે જઇ પડશે. યાહુદીઓ પણ એ જ પ્રમાણે નર્કના પૂલની વાત કરે છે, અને તે દોરા કરતા વધારે પહોળો નહીં હોય એમ કહે છે. ઝોરોસ્ટ્રિયનો —પારસીઓ-એવુ શિક્ષણ આપે છે કે, છેલ્લે (ન્યાયને) દિવસે "**પૂલ ચીનાવદ**" + નામના પૂલ ઉપરથી પસાર થવાની દરેક માણસને ફરજ પાડવામા આવશે અને યાહુદીઓ તથા મુસલમાનોએ આ વિચાર પારશી પુસ્તકોમાંથી જ ગ્રહણ કરી લીધો છે.

**સ્વર્ગ-બેહેસ્ત:**—જેઓ ઇમાનદાર મુસ્લિમો હશે, તેઓ '**અલ-સીરાત**' પૂલ ઓળંગીને, સ્વર્ગ કે જે સાતમા આસમાનમા આવેલું છે, ત્યા પહોચી જશે. સ્વર્ગ-બેહેસ્ત—ના સંબંધમા મુસલમાનોની એવી માન્યતા છે કે, તે એક અતિસુંદર બગીચાનું બનેલુ છે. એ '**બાગે બેહેસ્ત**' મા પાણી, દૂધ, મધ અને સુગંધી પદાર્થોના ઝરા, ફુવારા અને નદીઓ આવેલી છે, અને ત્યા સોનાના થડવાળાં વૃક્ષો છે. તદ્ઉપરાંત, ત્યાં તેજોમય, જાજ્વલ્યમાન સ્વરૂપવાળી અને પરમાનંદ પ્રાપ્ત કરાવે એવી સીરીર યુવતીઓ હશે. આ યુવતીઓને તેમની મોટી કાળી આંખોને કારણે, "**હુર-ઉલ-અયુન**" એવુ નામ આપવામા આવ્યું છે. લગભગ આ આખાય વર્ણનને માટે પયગમ્બર મહમદસાહેબ યાહુદીઓના આભારી બન્યા છે. યાહુદી લોકો હમેશા એમ કહે છે કે, ન્યાયી પૂણ્યાત્માઓને ફર્સ્ટ ક્લાસ સુંદર બગીચામા સ્થાન મળશે, અને તે બાગ સાતમા આસમાનમા આવેલો છે. (જુઓ, જેમર ટેનીથ પા. ૨૫; બીરેકોથ પા. ૩૪; મીડરેશ સેબોય પા. ૩૭). તેઓ એમ પણ કહે છે કે, એ 'બાગે બેહેસ્ત'ને ત્રણ દરવાજા છે .....અને ત્યાં દૂધ, દારૂ, મધ અને સુગંધી પદાર્થોની ચાર નદીઓ વહે છે. (મીડરેશ, યાલકુત શેવીની). *

---

+ ડૉ. સેલનુ કુરાન-પ્રસ્તાવના પાનું ૭૮.

* ડૉ. સેલનુ કુરાન-પ્રસ્તાવના પા. ૭૮.

સ્વર્ગની મોજમજાહનુ ઝોરોસ્ટ્રિયનોએ આવી જ ભાષામા વર્ણ કર્યું છે, અને યાહુદી લોકોએ પણ તેમની પાસેથી આ વિચારો ગ્રહણ કર્યા હોય, એ ઘણું સંભવિત છે ડૉ. સેલ એવી ટીકા કરે છે ? "ઇરાનિયન માગી (પારસી) લોકો પણ પૂણ્યશાળી જીવોને ભવિષ્યમા ઘણુ જ સુખી, આનંદદાયક જીવન ગાળવાનુ મળે છે, એવી માન્યતા ધરાવે છે, અને એ વિચાર પયગમ્બર મહમદના ખ્યાલને બહુ જ મળતો આવે છે સ્વર્ગને તેઓ '**બિહિસ્ત**' કહે છે, અને '**મીનુ**' (બીલોરી કાચ–સ્ફટિક) પણ કહે છે આ મીનુમા ધર્માત્માઓને સર્વ પ્રકારના સુખો મળશે, અને ખાસ કરીને, '**હુરાને બિહિસ્ત**'–કાળી આંખોવાળી સ્વર્ગની પરીઓની સોબતનો આનંદ પ્રાપ્ત થશે, એમ તેઓ માને છે; અને આ પરીઓની સભાળ રાખવાનુ કામ **ઝમીયદ** નામના ફિરસ્તાને સોંપવામા આવ્યાનુ પણ તેઓ જણાવે છે આ ઉપરથી જ પયગમ્બર મહમદે બેહેસ્તની હુરોનુ પહેલવહેલું સૂચન મેળવ્યું હોય એમ જણાય છે " *

પારસીઓના ધર્મગ્રન્થો જે પાછળથી લખાયા છે, તેમાના "**નામા મીહાબાદ**" નામના ગ્રન્થમાથી આ નીચેનુ અવતરણ વિચારવા યોગ્ય દીસે છે —

"નીચામા નીચુ જે સ્વર્ગ છે, તેમાં જનારાઓને પણ આ દુનિયાના જે સર્વ પ્રકારના સુખોપભોગ છે, તે ભોગવવાને તો મળશે જ વનદેવીઓ, યક્ષિણીઓ, ગુલામો, ગુનામડીઓ, મધ, માસ, કપડા, બિછાના, ફર્નિચરની તમામ વસ્તુઓ વગેરે, ગણી ગણાય નહીં એટલી અસખ્ય સુખસામગ્રી ત્યાં મળશે, "—**મીહાબાદ** ૪૦ ને ૪૧–પ્રકરણ ૪૬૮.

---

* ડૉ સેલનુ કુરાન–પ્રસ્તાવનાન્પાનુ ૭૫

નર્ક:—દોજખ—દોજખનાં જુદી જુદી જાતનાં દુઃખો, સાત વિભાગમાં તેની કરવામાં આવેલી વહેંચણી, અને સ્વર્ગ તથા નર્કની વચ્ચે આવેલા પાર્ટિશનની દીવાલ કે જેને " અલ અઅ્રાફ " કહેવામાં આવે છે, તેને લગતા ખ્યાલોની પણ યાહુદી ધર્મગ્રન્થોમાંથી કોપી કરવામાં આવી હોય, એમ જણાય છે.

## ( ૩ ) ખુદા અને શયતાન.

ઇસ્લામીઓનો ખુદાનો જે ખ્યાલ છે, તે યાહુદીઓના પ્રભુના ખ્યાલ સાથે આબાદ મળતો આવે છે. આ જગતમાં બે પ્રકારની શક્તિઓ છે, જેમાંની એક સારી અને કલ્યાણ કરનારી, દૈવી, ખુદાની શક્તિ છે, અને બીજી બુરી અને અનિષ્ઠ કરનારી, આસુરી, શયતાનની શક્તિ છે, એ સિદ્ધાન્ત પણ મુસલમાનોએ યાહુદીઓ પાસેથી લીધો છે. બાઇબલ અને કુરાનના એકેશ્વરવાદને બલસ્વરૂપ બનાવી દેનારો આ મત, યાહુદીઓએ ઝોરોસ્ટ્રિયનો પાસેથીજ ગ્રહણ કર્યો છે. પારસીઓએ સારીનરસી શક્તિઓને "સ્પેન્તામેઇન્યુ" અને "અંગીરામેઇન્યુ" એવાં નામ આપેલાં છે. આગળ જતાં ચોથા પ્રકરણમાં આ વિષય ઉપર વધુ વિવેચન કરવામાં આવશે, અને તે ઉપરથી સમજી શકાશે કે, વેદના એક સુંદર અલંકાર ઉપરથી આ બધો ગોટાળો પેદા થવા પામ્યો છે ! વેદની અલંકારિક ભાષામાં, દૈવી અને આસુરી વૃત્તિ વચ્ચે નિરંતર ચાલતા ' દેવાસુર સંગ્રામ 'નું રસીલું બ્યાન આપવામાં આવ્યું છે. ખરું રહસ્ય સમજ્યા વગર ઝોરોસ્ટ્રિયનોએ તે ઉપરથી સારીનરસી બે શક્તિઓનો ભૂલભરેલો ખ્યાલ બાંધ્યો, અને તેમના ગ્રન્થો ઉપરથી યાહુદીઓ, ખ્રિસ્તીઓ અને ઇસ્લામીઓએ અવનવા રંગો પૂરીને ઓર ચિત્રો દોર્યાં; અને ખુદાની સાથે તેનાથી શક્તિમાં બીજે નંબરે આવે એવો શયતાન પણ ખડો કરી દીધો ! દેવાસુર સંગ્રામના અલંકારે ખુદા અને શયતાનની અજબ પ્રકારની દીવાલો ઉભી કરી ! આ ઘણો અગત્યનો મુદ્દો છે, અને તેની

ઉપરથી આશ્ચર્યજનક રીતે જોઇ શકાય છે કે, ધર્મવિચારનો ઝરો વેદમાંથી ઝેન્દ અવસ્તાની અને ત્યાંથી બાઇબલ અને કુરાનની દિશામાં વહેતો ચાલ્યો છે.

## (૪) ધાર્મિક પ્રક્રિયાઓ.

યાહુદી ધર્મમાંથી ઇસ્લામના વિચારો અને સિદ્ધાન્તોને કેવી રીતે લઇ લેવામાં આવ્યા છે, તે અત્યાર સુધીમાં આપણે જોઇ લીધું. હવે આપણે એ જ મૂળમાંથી ધાર્મિક ક્રિયા–પ્રક્રિયાઓને પણ કેવી રીતે ઉચકી લેવામાં આવી છે, તે જોઇશું.

દરેક મુસલમાનની ઉપર ચાર ખાસ ફરજો નાખવામાં આવી છે, જેવી કે (૧) બંદગી–**નિમાજ**; (૨) ઉપવાસ–**રોજા**; (૩) ઝકાત યાને દાન–**ખયરાત**; અને (૪) હજ–મકાની યાત્રા.

(૧) **નિમાજ:**—નીચે દસતીરનો જે ઉતારો લેવામાં આવ્યો છે, તે ઉપરથી વાંચક વર્ગ જોઇ શકશે કે, પયગમ્બરના અનુયાયીઓ નિમાજ પડતી વખતે, ઉઠબેસ જેવાં શરીરનાં જે જુદાં જુદાં આસનો કરે છે, તેમાં ઘણે ભાગે તો ઝોરોસ્ટ્રિયનોની જ નકલ કરવામાં આવે છે.

"બંદગી–નિમાજ વખતે, જે પવિત્ર અને ડાહ્યો માણસ હોય, તેણે મોખરે ઉભા રહેવું જોઇએ; અને બીજાઓએ તેની પાછળ ઉભાં રહેવું જોઇએ. નિમાજ વખતે માણસે બરોબર સીધા ટટ્ટાર ઉભા રહીને, બન્ને હાથ ભેગા કરવા; પછી મસ્તક નમાવી વંદન કરવું; પછી લાંબા થઇને દંડવત્ પ્રણામ કરવાઃ ફરી પાછા ટટ્ટાર ઉભા થવું: પછી એક હાથ મસ્તક ઉપર મૂકવો; તે ઉપાડી લઇને પછી બીજો હાથ માથા ઉપર મૂકવોઃ પછી માથું ઉંચું કરવું, અને અંગુઠા જુદા રાખી બે હાથ ભેગા કરવાઃ પછી બન્ને અંગૂઠા બે આંખો ઉપર મૂકવા અને આંગળાં માથાને અડકે તેવી રીતે રાખવાં; પછી મસ્તકને છાતી સુધી નીચે

નમાવવું અને પાછું ઉંચું કરવું; પછી જમીન પર બેસી જવું: પછી હાથ જમીન પર મૂકી, ઘૂંટણભર થઇ, કપાળ જમીનને અડાડવું; પછી મોઢાના ડાબા-જમણા બન્ને ભાગો વારાફરતી જમીનને અડાડવા: પછી લાકડીની માફક જમીન પર લાંબા થઇ જવું: પછી હાથ પાછા ખેંચી છાતી જમીનને અડાડવી: પછી તે જ પ્રમાણે સાથળ જમીનને અડાડવા: પછી ઘૂંટણભર થવું: પછી પલાંઠી વાળીને બેસવું; અને છેવટ અદબ વાળી મસ્તક હાથ ઉપર મૂકવા. ખુદા સિવાય બીજા કોઇની આ પ્રમાણે બંદગી કરવી નહીં." ×

મુસલમાનોમાં નિમાજ વખતે "કાબા" તરફ મોઢું રાખવાનો જે રિવાજ છે, તે પણ તેઓએ યાહુદીઓ પાસેથી ગ્રહણ કર્યો છે; કારણ કે યાહુદીઓ હમેશાં જેરૂસલેમ તરફ મુખ રાખીને જ બંદગી કરે છે. ડૉ. સેલ કહે છે કે:- "મહમદ અને તેમના મુરીદો માટે છ સાત મહિના (કેટલાક કહે છે કે અઢાર માસ) સુધી "કીબલા"નું પણ એ જ સ્થાન હતું. પણ પાછળથી તેમને "કાબા"માં બદલી નાખવાની ફરજ પડી હતી." +

"નિમાજ પહેલાં પાણી અગર રેતીથી હાથપગ ધોવાનો-'વજૂ' કરવાનો રિવાજ પણ યાહુદીઓ અને ઇરાનીઓ પાસેથી લેવામાં આવ્યો છે.

'સુન્નત'નો રિવાજ યાહુદીઓમાં પ્રચલિત હતો, એ જાણીતી વાત છે.

(૨) ઉપવાસ-રોજા:-પયગમ્બર મહમદે રોજા રાખવા માટે જે ફરમાનો કર્યાં છે, તેનું મૂળ પણ યાહુદી રિવાજમાં છે, એમ જણાવી, ડૉ. સેલ કહે છે કે, "એ પ્રજા જ્યારે ઉપવાસ કરે છે, ત્યારે ખાવાપીવાનું છોડી દે છે, એટલું જ નહીં પણ સ્ત્રીઓ અને તેલઅત્તર લગાવવાથી પણ

---

× ચાસાન પાનું. ૫૯-૬૧.

+ ડૉ. સેલની કુરાનની પ્રસ્તાવના પાનું ૮૫. વળી જુઓ, આચુલફેદ-નીત-ચોદ. પાનું ૫૪.

દૂર રહે છે. સવારથી સૂર્યાસ્ત સુધી ઉપવાસ કરી, રાત્રિનાં પોતાને જે ગમે તે ખાનપાન ઉડાવે છે." *

(૩) દાન–ખયરાત:–ખયરાત બે પ્રકારની હોય છેઃ (૧) ઝકાત અને (૨) સદકા: અને તે બન્ને પ્રકારનાં દાન આપવાના ખાસ નિયમો ઘડવામાં આવેલા છે. આ નિયમોમાં પણ યાહુદી કાયદાનાં ચિહ્નો હોવાનું ડૉ. સેલ કહે છે. ( જુઓ તેમનું કુરાનનું પ્રાસ્તાવિક વિવેચન. પાનું ૮૭.)

(૪) હજ–મક્કાની યાત્રા:–મક્કાની હજનો ખ્યાલ યાહુદીઓ પાસેથી ઉછીનો લેવામાં આવ્યો નથીઃ પણ મૂર્તિપૂજક આરબોના ધાર્મિક રિવાજનું એ અવશેષ હોય એમ જણાય છે. આરબ લોકો લાંબા કાળથી મક્કાના મંદિરને ઘણું પવિત્ર માનતા હતા; અને વ્યવહારકુશળ પયગમ્બર મહમદે, એ માન્યતાની આડે આવવાનું વાજબી વિચાર્યું નહીં. એઓએ હજનાં ગાડાંને તેથી, એમ ને એમ જૂને ચીલે ગબડવા દીધું.

## (૫) નિષિદ્ધ કાર્યો

યાહુદીઓ અને ઇસ્લામીઓમાં ધર્મની દૃષ્ટિએ જે નિષિદ્ધ કાર્યોનાં ફરમાનો (Negative Precepts) છે, તેમાં પણ ઘણું મળતાપણું જોવામાં આવે છેઃ જેમકે, જુગાર,+ દારૂ,* વ્યાજખોરી× અને ચોક્કસ જાતનાં માંસ ખાવાની બન્ને ધર્મોમાં એકસરખી મનાઇ કરવામાં આવી છે.

કુરાનેપાકમાં નિષિદ્ધ ગણવામાં–મના કરવામાં આવેલાં માંસના સંબંધમાં એમ કહેવામાં આવ્યું છે કેઃ–'કુદરતી રીતે મૃત્યુ પામેલાં જાનવરનું માંસ, લોહી, સુવરનું માંસ, ખુદાના નામ સિવાય, બીજા કોઇને

---

* સેલની કુરાનની પ્રસ્તાવના અને જેમર યામા પા. ૪૦ અને આગળ.

+ બાનામસીઆ, ૮૪, ૧: રોફ આરોના ૨૪. ૨.

* હોવીટ ૧૦, ૮–૯: નંબર્સ ૪, ૨–૩.

× એક્ઝોડસ ૨૨, ૨૫.

નામે જેની કતલ કરવામાં આવી હોય એવાં જાનવરનું માંસ, ફાંસો દેવાથી, મુક્કાથી, પડી જવાથી કે જંગલી જાનવરોનાં શીંગડાંથી ચીરાઇ જવાને કારણે જે જાનવરો મરી ગયાં હોય તેનું માંસ ખવું તમારે માટે હરામ છે; પણ જે જાનવરોને તમે જાતે માર્યાં હોય, કે જેનો દેવોને-ભોગ આપવામાં આવ્યો હોય, તેવાં જાનવરોનું માંસ ખાવું તમારે માટે હક્ક છે.+" ડૉ. સેલ કહે છે કે, "પયગમ્બર મહમદે આવા પ્રકારનાં નિષિદ્ધ માંસની બાબતમાં મુખ્યત્વે કરીને યાહુદીઓની જ નકલ કરી છે. એ લોકોએ ઉપર જણાવેલાં માંસ ખાવાની મના કરી છે, એ વાત જાણીતી છે; માત્ર મોઝીઝ-પયગમ્બર મુસાએ જે કેટલીક ચીજોની મના કરી છે, તેની પય. મહમદે છૂટ આપી છે.*

## (૬) સામાજીક બંધારણ

પેન્ટાટયુકને આધારે જેમ યાહુદીઓની સામાજીક રચના કરવામાં આવી છે, તેમ કુરાનને આધારે મુસલમાનોનાં સામાજીક બંધારણો ઘડવામાં આવ્યાં છે. આમાં મુસ્લિમ બંધારણમાં યાહુદીઓનું અનુકરણ કરવામાં આવ્યું છે, એમ નીચેની બાબતો ઉપરથી આપોઆપ જોઇ શકાશે.

(૧) અનેક પત્નીત્વ-એકી સાથે એક કરતાં વધારે સ્ત્રીઓ કરવાનો રિવાજ, યાહુદીઓ અને મુસલમાનો, બન્નેમાં પ્રચલિત છે; પણ ઇસ્લામમાં એકીસાથે, ચાર કરતાં વધારે સ્ત્રીઓ પરણવાની મના છે. ડૉ. સેલ કહે છે કે:-" આ પ્રમાણેની હદ બાંધવામાં, પયગમ્બર મહમદે યાહુદી ડૉક્ટરોના મત ઉપરથી પ્રેરણા મેળવી હતી. આ ડૉક્ટરોએ, એકીસાથે ચાર કરતાં વધારે સ્ત્રીઓ પરણવી જોઇએ નહીં, એવો અભિપ્રાય આપ્યો છે. (જુઓ પેઇમન ઇન હેલેકૉથ ઇશાથ. ૧૪) આમ છતાં, યાહુદીઓમાં

+ સેલનું કુરાન. પ્રકરણ ત્રજું. પાનું ૭૩.

* જુઓ લેવીટ ૧૧, ૪.

અમુક સંખ્યામાં જ સ્ત્રીઓ પરણવી, એવા પ્રકારનું કોઇ કાયદેસરનું બંધન નથી." +

(૨) છૂટાછેડા—તલ્લાક:—તલ્લાક આપવાનો સામાજીક રિવાજ પણ ઇસ્લામ અને યાહુદી, બન્ને ધર્મોમાં એકસરખો છે. છૂટાછેડા કરવાના રિવાજમાં મહમદે યાહુદીયોનું જ અનુકરણ કર્યું છે. જ્યારે કોઇ સ્ત્રીને તલ્લાક આપવામાં આવે, ત્યારે તેણે બીજું લગ્ન કરતા પહેલાં ત્રણ મહિના થોભી જ જવું જોઇએ. આ ત્રિમાસિક મુદ્દતને "ઇદ્દત" કહેવામાં આવે છે. ત્રણ માસ વિત્યે, જો તે સ્ત્રી સગર્ભા છે એમ માલૂમ પડે, તો સુવાવડ આવી ગયા પછી જ તે ફરીથી પરણી શકે. ડૉ. સેલ કહે છે કેઃ—"આ નિયમોની પણ યાહુદી કાયદામાંથી નકલ કરવામાં આવી છે. યાહુદીઓના કાયદા પ્રમાણે પણ જે સ્ત્રીને તલ્લાક આપવામાં આવ્યો હોય, અથવા તો જેનો ધણી મરી જતાં, તે વિધવા થઇ હોય, તે સ્ત્રીએ તલાક અથવા તો વૈધવ્ય પછી, ૯૦ દિવસ પસાર ના થાય, ત્યાંસુધી ફરીને પરણવું જોઇએ નહીં." વધુમાં ડૉ. સેલ કહે છે કે, "ઇસ્લામમાં, રજસ્વલા દશામાં સ્ત્રીસંસર્ગ કરવાના, ગુલામડીઓને પત્ની તરીકે રાખવાના, અને અમુક પેઢી સુધીનાં સગપણમાં લગ્ન નહીં કરવાના જે કાયદાઓ છે, તે પણ મોઝીઝના યાહુદી કાયદાઓની સાથે ઘણા જ મળતા આવે છે."*

## (૭) કેટલીક ઝીણી ઝીણી બાબતોનું મળતા પણું

(૧) અઠવાડિયામાં એક દિવસ ખાસ જુદો રાખીને, યાહુદીઓએ, તે દિવસે ખુદાની ખાસ બંદગી કરવાનું ધોરણ સ્વીકાર્યું છે; અને એ રીતે તેઓ શનિવારને પવિત્ર ગણે છે. ખ્રિસ્તી લોકોએ આરામ અને બંદગીના દિવસ તરીકે રવિવારને મુકરર કર્યો છે. મહમદ પયગમ્બરે આ ધર્મોનું અનુકરણ કર્યું છે; પણ જરા ફરક બતાવવા માટે તેણે શનિવાર કે રવિ-

+ ડૉ. સેલના કુરાનની પ્રસ્તાવના. પાનું ૧૦૪.

* સેલના કુરાનની પ્રસ્તાવના પાનું ૧૦૫-૧૦૬.

વારને બદલે, પોતાના અનુયાયીઓને શુક્રવારનો દિવસ પાળવાનું ફરમાન કર્યું છે.

(૨) કુરાનના જાણીતા કલમામાં જે "લા-ઇલાહ-ઇલિલ્લાહ" (એક ખુદા સિવાય બીજો કોઇ ઇશ્વર નથી) છે, તે ઝોરોસ્ટ્રિયનોના "નેસ્તે ઓદ મગર યઝદાન" કલમાનું રૂપાતર કે સ્પષ્ટીકરણ માત્ર છે.

(૩) આ બાબત ખાસ ધ્યાનમાં રાખવા જેવી છે કે, નવમા પ્રકરણ સિવાયનાં કુરાનનાં તમામ પ્રકરણોમાં શરૂઆતમાં "**બીસમીલ્લાહ અલ રહેમાન અલ રહીમ**"–એવા શબ્દો લખવામાં આવેલા છે; અને ઝોરાસ્ટ્રિયનો પણ પોતાની કિતાબોનાં મંગળાચરણમાં હમેશાં "**બનામે યાદાઝ બખશીસ ગર દાદાર**" (અત્યંત દયાળુ પરમાત્માને નામે.) એમ લખે છે.

## (૮) સંક્ષિપ્ત સાર

ઉપર જણાવેલી બીનાઓથી સિદ્ધ થાય છે કે, ઇસ્લામના ઘણાખરા કાયદાકાનુનો અને સિદ્ધાન્તો યાહુદી ધર્મમાંથી, અને થોડાં ઘણાં મન્તવ્યો અને માન્યતાઓ ઝરથુસ્ત્રના પારસી ધર્મમાંથી લઇ લેવામાં આવ્યાં છે. કુરાનનો ધર્મ, તેથી, પરમાત્માની ઇચ્છાના પ્રચાર માટેનો કોઇ ખાસ, કે પ્રભુ પ્રેરિત કોઈ નવો ધર્મ હોવાનો દાવો કરી શકે તેમ નથી. અમારા મુસ્લીમ મિત્રો કદાચ એવો આગ્રહ કરશે કે, "ઝોરોસ્ટ્રિયન ધર્મમાં તો 'એકેશ્વરવાદ' જેવું કાંઈ છે જ નહીં, કારણ કે તેમાં બે (Gods) દેવોને માનવામાં આવ્યા છે; પણ યાહુદી અને ખ્રિસ્તી ધર્મ, કે જે એકેશ્વરવાદને માને છે, તેના કરતાં તો, ઇસ્લામની જે એકેશ્વરવાદની માન્યતા છે, તે વધારે શુદ્ધ અને વિશેષ ચઢીયાતા પ્રકારની છે જ." તેમના આ દાવાનો પણ એમ સહેલાઇથી જવાબ આપી શકાશે કે, ઇસ્લામીઓના કરતાં, ખ્રિસ્તીઓની ઇશ્વર સંબંધેની જે માન્યતા છે, તે ઘણી રીતે ચઢિયાતી છે. કુરાનના ખુદાના કરતાં, ખ્રિસ્તીઓએ પોતાના પરમેશ્વરને વધારે

પવિત્ર, વધારે દયાળુ, વધારે શુદ્ધ અને વધારે પ્રેમાળ માન્યો છે. આમ છતાં જો બીજી રીતે જોઇએ તો, ખ્રિસ્તીઓનો "આસ્તિક–ઇશ્વરવાદ" કુરાનના એ જ વાદના કરતાં જરૂર ઊતરતા પ્રકારનો છે. ખ્રિસ્તી ધર્મ "ત્રિદેવ"ની માન્યતાનું શિક્ષણ આપે છે, એટલે કે વસ્તુતઃ તે (પિતા, પુત્ર અને પવિત્રાત્મા) ત્રણ (Gods) દેવોને માને છે; પણ ખ્રિસ્તીઓના કરતાં, કુરાનમાં તો નિર્મળ, નિર્ભેળ અને વધારે વિશુદ્ધ પ્રકારના "એકેશ્વરવાદ"નું શિક્ષણ આપવામાં આવ્યું છે. આમ છતાં યાહુદી ધર્મના કરતાં, વધારે શુદ્ધ 'એકેશ્વરવાદ'નું શિક્ષણ આપવાનો, ઇસ્લામ શી રીતે દાવો કરી શકે, તે સમજવું મુશ્કેલ થઈ પડે છે; કારણકે બારીક નજરે જોતાં બન્ને એક સરખા જ (Monotheistic) 'એકેશ્વરવાદી' છે; અથવા તો બન્ને એક સરખા જ (Dualistic) દ્વૈતવાદી છે. બન્ને ધર્મમાં શયતાનને લગભગ ખુદાના દરજ્જા જેટલો ઊંચો ચડાવવામાં આવ્યો છે; અને તેથી બન્ને ધર્મમાં વિશુદ્ધ એકેશ્વરવાદના સ્વરૂપને વિકૃત બનાવી દેવામાં આવ્યું છે. ઈશ્વરનાં સ્વરૂપ અને ગુણ આદિની બાબતમાં બન્ને ધર્મના વિચારો સરખા છે. યાહુદી ધર્મમાં જેહોવાહમાં જેવી રીતે મનુષ્યના રૂપગુણનું આરોપણ કરીને તેને ડગમગતા–અસ્થિર વિચાર તથા વૈરવૃત્તિવાળો બતાવવામાં આવ્યો છે, તેવી જ રીતે કુરાનમાં અલ્લાહને પણ અસહિષ્ણુ અને આપખુદ રાજા જેવો વર્ણવવામાં આવ્યો છે. કુરાનનો ખુદા પોતાના પૂજકોને અવિશ્વાસુ કાફરો પર ચડાઇ કરીને, તેમની કતલ કરવાનું ફરમાન કરે છે!

ઝોરાસ્ટ્રિયન ધર્મમાં 'એકેશ્વરવાદ'ની જે માન્યતા છે, તે કોઈપણ રીતે યાહુદી કે ઇસ્લામ ધર્મના કરતાં ઊતરતા પ્રકારની નથી. રેવરંડ એલ. એચ. મિલ્સ કહે છે કેઃ–"અત્યાર સુધીમાં ઇશ્વર સંબંધી જે વિશુદ્ધ વિચારો પ્રગટ થયા છે, તેમાં 'અહુરમઝદ'નો પણ સમાવેશ થાય છે."* અને–આપણે ઉમેરી શકીશું કે–એ ખ્યાલ બાઇબલના પ્રભુ અને કુરાનના

* ઝેન્દ અવસ્તા ભાગ ૩જો. પ્રસ્તાવના પાન ૨૮.

ખુદાની આબેહૂબ પ્રતિકૃતિ જેવો છે, તેમાં જરાય શક નથી. આગળ જતાં આપણે આ વિષય ઉપર ફરીથી વિચાર કરીશું × પયગમ્બર મહમદના સમયમાં ખ્રિસ્તી ધર્મની અધોગતિ થઈ હતી, અને જે આરબોમાં તે વસતા, તેઓ પણ અનેક ઈશ્વર-દેવદેવીઓને માનતા હતા; એટલે તેમણે ફેલાવેલા 'એકેશ્વરવાદ'ના સિદ્ધાન્તની કિંમત સૌથી વધારે આંકી શકાય તેમ છે. પણ કુરાનનો 'એકેશ્વરવાદ' તેના સમકાલીન ધર્મોના કરતાં ગમે તેનો ચડિયાતો હોય, છતાં યાહુદી ધર્મની માન્યતાના કરતાં એ માન્યતા વધારે સરસ હતી, એમ ભાગ્યે જ કહી શકાશે. આથી કરીને યાહુદી અને પારસી ધર્મમાંથી જ ઘણાખરા વિચારો અને સિદ્ધાન્તો ગ્રહણ કરનારા કુરાનમાં, સ્વતંત્ર ઈશ્વરપ્રેરિત ધર્મ અને ઉચ્ચ કોટિનો એકેશ્વરવાદ રજૂ કરવામાં આવેલ છે, એવો દાવો બિલકુલ ટકી શકે તેમ નથી.



× જુઓ પ્રકરણ ૪ હ. ૩-૪ અને પ્રકરણ ૫ હ. ૫,

# પ્રકરણ ૨જું.

## ખ્રિસ્તી ધર્મ મુખ્યત્વે કરીને યાહુદી ધર્મ અને થોડે-ઘણે અંશે બૌદ્ધ ધર્મ પર રચાયેલો છે.

[ " અત્યારે જેને ખ્રિસ્તી ધર્મ કહેવામાં આવે છે, તે અસલ વારેથી, પરાપૂર્વેથી અસ્તિત્વમાં આવેલો છે, અને મનુષ્યજાતિના ઉત્પત્તિ કાળથી તે ચાલ્યો આવે છે; માત્ર જીસસ ક્રાઇસ્ટના જન્મ પછી, તે ખરો ધર્મ " Christianity–ખ્રિસ્તી ધર્મ" તરીકે જાણીતો થયેલો છે."–સેન્ટ ઑગસ્ટાઇન. ]

### ( ૧ ) યાહુદી ધર્મ અને ખ્રિસ્તી ધર્મ.




સ્તી પ્રજા પોતે કબૂલ કરે છે, તેમ ખ્રિસ્તી ધર્મના બધા સિદ્ધાન્તો યાહુદી ધર્મમાંથી લેવામાં આવ્યા છે. Old Testament–પુરાણા બાઇબલ"ને યાહુદીઓની માફક ખ્રિસ્તીઓ પણ પ્રભુનાં વચન–ખુદાઇ ગ્રન્થ તરીકે માને છે. જીસસ ક્રાઇસ્ટ, જન્મે યાહુદી હતા; અને યાહુદી ધર્મને ઉખેડી કાઢી, પોતાનો નવો ધર્મ તેમણે સ્થાપ્યો છે, એવો દાવો તેઓએ કોઇ દિવસ કર્યો નથી. તેમના સુંદર " Sermon on the Mount–પર્વત પરના

ઉપદેશ "માં, જૂના ધર્મ પ્રત્યેનાં પોતાનાં વલણને તેઓએ સ્પષ્ટ રીતે જાહેર કર્યું છે.

" તમે એમ નહીં ધારતા કે હું કાયદા અથવા તો પયગમ્બરોનો નાશ કરવા આવ્યો છું; હું નાશ કરવા નહીં, પણ પુરવણી—અધૂરી વસ્તુને પૂરી કરવા આવ્યો છું. હું તમને સત્ય કહું છુ કે, પૃથ્વી અને સ્વર્ગના અંત સુધી, કાયદાઓમાથી કાનામાત્રા કે એક અક્ષર સુદ્ધાંનો ફેરફાર કરવામાં આવશે નહીં: પણ એ બધા ( પુરાણા ) કાયદાઓનો અમલ કરવામાં આવશે. તેટલા માટે જે કોઇ કાયદાનાં ફરમાનોનો સહેજ પણ ભંગ કરશે, અને મનુષ્યજાતને એવું ખોટું શિક્ષણ આપશે, તેને સ્વર્ગમાં ભાગ્યે જ જગ્યા મળશે; પણ જેઓ પરાપૂર્વથી ચાલતા આવેલા કાયદાઓનું શિક્ષણ આપશે, અને જેઓ તેનાં ફરમાનોને અમલમાં મૂકશે, તેઓને જરૂર સ્વર્ગમાં ઘણો ઊંચો દરજ્જો પ્રાપ્ત થશે. "*

આ સ્થળે કદાચ એવો પ્રશ્ન ઉપસ્થિત થશે કે શું ત્યારે યાહુદી ધર્મ અને ક્રિશ્ચિયાનિટીમાં કાંઇ ફરક જ નથી ? શું બન્ને ધર્મોનું શિક્ષણ બરોબર એકસરખું જ છે ? શું એકને બીજાથી જુદો પાડી શકાય એવું કાંઇ નથી ? આ પ્રશ્નોનો અમારો જવાબ એવો છે કે, સિદ્ધાન્તો અને અધ્યાત્મ જ્ઞાનના સંબંધમાં યાહુદી તેમજ ખ્રિસ્તી ધર્મ જરૂર એકસરખા જ છે; પણ મહાત્મા જીસસ ક્રાઇસ્ટે જે નૈતિક બોધ આપ્યો છે, તે યાહુદી પયગમ્બરોનાં શિક્ષણ કરતાં અવશ્ય ઉદાર, ચડિયાતો અને ઉચ્ચ કોટિનો છે. આત્માને ઉન્નત બનાવે એવા, " પર્વત પરના ઉપદેશ " કે જેમાંથી થોડુંક અવતરણ ઉપર લેવામાં આવ્યું છે, તેમાં ક્રાઇસ્ટે પોતે જ, બન્ને ધર્મો વચ્ચેના આ તફાવતને ઘણી સરસ રીતે વ્યકત કર્યો છે. મહાત્મા ક્રાઇસ્ટ કહે છે કે:—

" યાહુદી પંડિતો અને ફારસીઓના કરતાં, તમારી પવિત્રતા જો

* મેથ્યુ ૬:૧૭-૧૯,

ચડિયાતા પ્રકારની નહીં હોય તો તમને સ્વર્ગમાં દાખલ થવાનો કદી પણ અધિકાર મળશે નહીં."

"તમે સાંભળ્યું છે કે પુરાણા કાળમાં આપણા પૂર્વજો એમ કહેતા કે, તમારે હત્યા—ખૂન કરવું નહીં; અને જેઓ એવી હિંસા કરશે, તેમને ઇન્સાફને દિવસે સજા થવાનો ભય રહેશે. પણ હું તમને કહું છું કે, જેઓ વિનાકારણે પોતાના ભાઇ ઉપર ગુસ્સો કરશે, તેની ઉપર પણ ઇન્સાફને દિવસે સજા થવાનો ભય ઝઝૂમ્યા વગર નહીં રહે. જે પોતાના ભાઇને "Raca—રાકા" કહેશે, તેને પણ ઇન્સાફના ભયમાં આવવું પડશે; પણ જે તેને "Thou fool એ મૂર્ખ" એમ કહેશે, તેને માટે તો દોજખની આગમાં સપડાવાનો ભય પેદા થશે. આટલા માટે તમે જ્યારે હોમ ( Altar ) માં કાંઇ દ્રવ્ય ( Gift ) નાખવા જાઓ, ત્યારે જો તમને એમ યાદ આવે કે, તમારા ભાઇને તમે કાંઇ ગુસ્સા કે અસંતોષનું કારણ આપ્યું છે, તો હોમમાં દ્રવ્ય નાખતા પહેલાં, તમે તમારા તે ભાઇ પાસે જાઓ, અને તેના મનનું સમાધાન કરી આવ્યા પછી જ હોમમાં તમારું દ્રવ્ય નાખો. જગતને પંથે વિચરતાં, તમારા વિરોધીઓની સાથે સત્વર સમાધાન કરી લો: કારણ કે નહીંતર તમારો વિરોધી કોઇ પણ વખતે તમને ન્યાયાધીશને સોંપી દેશે, અને એ ન્યાયાધીશ તમને ( કારોબારી ) અમલદારને સોંપી દેશે, અને તમને જેલખાનામાં નાખવામાં આવશે. હું તમને સત્ય કહું છું કે, તમે જ્યાં સુધી તેની સાથેનો પાઇએ પાઇનો હિસાબ ચૂકતે નહીં કરો ત્યાં સુધી તમને જેલની બહાર કાઢવામાં આવશે નહીં."

"તમે સાંભળ્યું છે કે, તારે વ્યભિચાર કરવો નહીં, એમ પુરાણા કાળથી કહેવાતું આવ્યું છે; પણ હું કહું છું કે, જે માણસ કોઇ સ્ત્રી સાથેના માનસિક વ્યભિચારના વિચારો કરશે, અને તેના તરફ વિકારી દૃષ્ટિથી જોશે, તે પણ સજાને પાત્ર થશે. જો તમારી જમણી આંખ ગુનો કરે, તો તમે તે ડોળાને ખેંચીને બહાર ફેંકી દો: કારણકે તમારા

આખો દેહ દોજખમાં પડે તેના કરતાં, તમારા તે એક અવયવના નાશ થાય, તે વધારે લાભકારક છે. જો તમારો જમણો હાથ કાંઇ ગુનો કરે, તો તમે તેને કાપીને ફેંકી દો; કારણકે તમારું આખું શરીર નર્કમાં પડે, તેના કરતાં તમારો એક હાથ કપાઇ જાય, એ વધારે લાભકારક છે. પ્રાચીન ગ્રન્થોમા એમ કહેવામાં આવ્યું છે કે, જે માણસ પોતાની સ્ત્રીને છોડી દેવા માગે, તેણે તેને Divorce—છૂટાછેડા-તલ્લાકનું લખાણ કરી આપવું જોઇએ. પણ હું તમને કહું છું કે, જે માણસ વ્યભિચારના ગુના સિવાય પોતાની સ્ત્રીને તજી દેશે, તે તેણીને વ્યભિચાર કરવા જેવી સ્થિતિમાં મૂકશે; અને એવી (ખોટી) રીતે તજાયેલી સ્ત્રીને જે પરણશે, તે પોતે પણ તે સ્ત્રીની સાથે વ્યભિચાર કરે છે, એમ ગણાશે. ”

“ વળી તમે જૂના જમાનાથી એમ કહેવામાં આવતું સાંભળ્યું છે કે, તમારે સમ–સોગન ખાવા નહીં. પણ તમારે જે કાંઇ કરવું હોય તે ખુદા કે ખુદાઇ વસ્તુઓના કસમ ખાઇને કરવું. પણ હું તમને કહું છું કે, તમારે બિલકુલ સોગંદ કે કસમ ખાવા નહીં. તમારે સ્વર્ગના સમ ખાવા નહીં, કારણકે તે ખુદાનું તખ્ત છેઃ તમારે પૃથ્વીના સોગંદ ખાવા નહીં, કારણકે તે પ્રભુના પગ રાખવાનું સ્ટૂલ છે; તમારે જેરુસલેમના કસમ ખાવા નહીં, કારણકે તે રાજાધિરાજ પરમાત્માનું શહેર છે. તમારે તમારા મસ્તકના સોગન પણ ખાવા નહીં, કારણકે તમે તમારા માથાના એક વાળને પણ કાળો કે ધોળો બનાવી શકતા નથી. તમે તમારી વાતચિત કે પત્રવ્યવહારમાં માત્ર હા—હા કે ના—ના એટલું જ માત્ર કહોઃ કારણ કે તેનાથી જે વિશેષ કહેવા કે લખવામાં આવે છે, તે ઘણે ભાગે Evil—ખરાબ વૃત્તિમાંથી જ જન્મેલું હોય છે. ”

“ તમે એમ કહેવાતું સાંભળ્યું છે કે, આંખને માટે આંખ ફોડવી અને દાંતને માટે દાંત તોડવો. પણ હું તમને કહું છું કે, તમારે ખરાબ

અપકૃત્યોની સામે થવું નહીં. તમારે તો, જો કોઇ તમને તમારા જમણા ગાલ પર લપડાક લગાવે, તો તમારે તેની આગળ તમારો ડાબો ગાલ પણ ધરવો. અને જો કોઇ માણસ તમારી ઉપર કોર્ટમાં દાવો કરે, અને તમારો કોટ તે મેળવે, તો તમે તેને તમારો ઓવરકોટ–ઝભ્ભો પણ આપી દેજો. અને જો કોઈ તમને એક માઇલ સુધી પોતાની સાથે ચાલવાની ફરજ પાડે, તો તમે તેની સાથે બે માઇલ સુધી જજો. તમારી પાસે જે કોઇ કાંઇ માગે, તે તેને આપી દેજો. અને જો કોઇ તમારી પાસેથી કોઇ વસ્તુ ઉછીની માગે, તો મોં ફેરવીને તમે તેને ના પાડશો નહીં. ”

“ એમ કહેવાતું પણ તમે સાંભળ્યું છે કે, તમે તમારા પાડોશી પ્રત્યે પ્રેમ રાખજો, અને તમારા દુશ્મનને ધિક્કારજો. પણ હું તમને કહું છું કે, તમે તમારા દુશ્મનો પ્રત્યે પણ પ્રેમ રાખો; તમને જે શ્રાપ આપે તેને તમે આશિર્વાદ આપો; તમને જે ધિક્કારે તેનું તમે ભલું કરો; તમારી તરફ જે તિરસ્કાર બતાવે અને તમને ત્રાસ આપે તેમનાં કલ્યાણ માટે પણ તમે પ્રાર્થના કરો. તમે તમારા સ્વર્ગમાં રહેતા પિતા–પરમેશ્વરનાં ખરાં બાળક બનો. પ્રભુએ સૂર્યને બનાવ્યો છે, કે જે સારી તેમજ નરસી વસ્તુ ઉપર એકસરખો પ્રકાશ ફેંકે છે; અને ઇશ્વર જે વરસાદ મોકલે છે, તે પણ ન્યાયી કે અન્યાયી ઉપર એકસરખી રીતે જ વરસે છે. જે તમને ચાહતા હોય તેમને તમે ચાહો, તેમાં તમે બદલો શું આપ્યો ? એમાં તમારી વિશેષતા શી ? સાધારણ રેંજીપેંજી માણસો પણ પ્રેમના બદલામાં પ્રેમ બતાવે છે ! તમે તમારા ભાઇને જો માત્ર સલામ જ કરો, તો તેમાં તમે વધુ શું કરો છો ? સામાન્ય માણસો પણ એમ તો કરે છે. તમારે તો તેથી સ્વર્ગમાં વસતા તમારા પિતા–પ્રભુ, કે જે સંપૂર્ણ છે, તેના જેવા સંપૂર્ણ થવાના જ પ્રયત્નો કરવા જોઇએ. ” +

---

+ મેથ્યુ ૫. ૨૯–૪૮.

ઉપર ટાંકેલા આધારો ઉપરથી, એ સિદ્ધ થાય છે કે, નૈતિક દૃષ્ટિએ નિહાળતાં, ખ્રિસ્તી ધર્મ, યાહુદીઓના ધર્મ કરતાં, ઘણો આગળ વધેલો ધર્મ છે. આત્માની નમ્રતા, ચારિત્ર્યની પવિત્રતા, ગુનાની માફી આપવાની શુભ વૃત્તિ, દુન્યવી ઇચ્છાઓનો ત્યાગ, શાન્તિ, ખેરાત, ભલાઇ, સહિષ્ણુતા અને પ્રેમ—ટૂંકમાં મનુષ્ય જીવનનો ઊંચો આદર્શ, અને નીતિનો ઉચ્ચ કોટિનો કાયદો, વગેરે એવાં તત્વો છે, કે જે મુસાના—યાહુદીઓના જૂના ધર્મથી, ક્રાઇસ્ટના નવા ધર્મને જુદો પાડે છે.

પણ ખ્રિસ્તી ધર્મમાં જે નવાં તત્વો માલૂમ પડે છે, તે કાંઇ original—મૂળભૂત—મૌલિક નથી; પણ બુદ્ધધર્મની તેના ઉપર થયેલી અસરને પરિણામે, એ તત્વો ક્રિશ્ચિયાનિટીમાં દાખલ થયાં છે.

## ખ્રિસ્તી ધર્મમાં બુદ્ધિસ્ટ તત્વો

### (૨) રસ્તો—માર્ગ.

**મિ. આર. સી. દત્ત** કહે છે કેઃ—"બુદ્ધ ધર્મની જે નૈતિક આજ્ઞાઓ અને શિક્ષણ છે, તેની સાથે ખ્રિસ્તી ધર્મની માન્યતાઓ એટલી બધી મળતી આવે છે કે, આ બન્ને ધર્મપંથોની વચ્ચે, કોઇક જાતનો સંબંધ હશે, એવો લાંબા વખતથી સંશય રાખવામાં આવે છે." ×
જીસસ ક્રાઇસ્ટના જન્મ પહેલાં, ઘણાં વર્ષો અગાઉ, બુદ્ધ ધર્મના શિક્ષણે ગ્રીક જગતમાં પોતાનો પગપેસારો કર્યો હતો. ગીરનાર (જુનાગઢ—કાઠિયાવાડ) ઉપર અશોકના જે શીલાલેખો છે, તે ઉપરથી આપણે જાણી શકીએ છીએ કે, તેના સમયમાં બુદ્ધ ધર્મના ઉપદેશકો, સિરિયામાં ધર્મનો પ્રચાર કરવા કાજે ગયા હતા.

ક્રાઇસ્ટ પછીના ૧લા સૈકાના સુવિખ્યાત ઇતિહાસકાર નેચરલિસ્ટ **પ્લીની** કહે છે કે, ક્રાઇસ્ટના જન્મ પહેલાં, એક સૈકા અગાઉ, પેલેસ્ટાઇનમાં

× મિ. આર. સી. દત્તનું "સિવિલિઝેશન ઇન એન્શિયન્ટ ઇન્ડિયા" ભાગ ૨જો. પાનું ૩૨૮.

'Essenes ઇસેનીસ' * ને નામે ઓળખાતી એક ધાર્મિક પ્રજા રહેતી હતી; અને પાછળથી જે શોધખોળ કરવામાં આવી છે, તે ઉપરથી સાબિત થયું છે કે, એ પ્રજા, બુદ્ધ ધર્મ પાળનારું એક ટોળું હતું. ઇજીપ્તમાં પણ એક એવું ટોળું રહેતું હતું, જેને "Therapeuts થેરાપ્યુટસ" એવું નામ આપવામાં આવ્યું હતું. ચુસ્ત ખ્રિસ્તી, અને "જીસસનું જીવન-ચરિત્ર" લખનારા પ્રખ્યાત લેખક મિ. રેનન જેવાએ પણ કબૂલ કર્યું છે કે, આ (ઇજીપ્તમાં ગયેલું) ટોળું એ ઇસેનિસની–એટલે બીજા શબ્દોમાં કહીએ તો બુદ્ધિસ્ટોની એક શાખા જ હતી. રેનન કહે છે કેઃ– "ગ્રીસના થેરાપ્યુટો, ઇસેનિસની એક શાખા રૂપ જ હતા. તેઓનાં નામો જોતાં જણાય છે કે, તે માત્ર ઇસેનિસના ગ્રીક તરજૂમા જેવાં છે." + આ ઉપરથી આપણે સમજી શકીએ છીએ કે, જ્યારે જીસસ ક્રાઇસ્ટનો જન્મ થયો, ત્યારે પેલેસ્ટાઇન, સિરિયા અને ઇજીપ્તમાં બુદ્ધ ધર્મનો પ્રચાર થઇ ચૂક્યો હતો; અને પેલેસ્ટાઇનમાં વસતા ઇસેનિસોમાં તો બુદ્ધધર્મનાં નૈતિક ફરમાનો ઘરગતુ શબ્દો જેવાં થઇ પડયાં હતાં. મિ. આર. સી. દત્ત કહે છે કે, "કેટલાક ઉદાર વિચારના ખ્રિસ્તીઓ એમ સ્વીકારે છે કે, સિરિયામાં પ્રસરેલા બુદ્ધ ધર્મે, બે સૈકા પછી ક્રાઇસ્ટે જે ધર્મ ફેલાવ્યો, તેની જમીન–ભૂમિકા તૈયાર કરી રાખી હતી. પ્રોફેસર મેહેફીના શબ્દોમાં કહીએ તો, બુદ્ધ ધર્મ, ખ્રિસ્તી ધર્મનો સૂચક, અગાઉથી આવનારા માર્ગદર્શક જેવો છે." × આપણે જાણીએ છીએ કે, ક્રાઇસ્ટની પહેલાં આવેલા જોન ધી બેપ્ટિસ્ટ, ઇસેનિસના સિદ્ધાંતો અને નૈતિક શિક્ષણથી બહુ સારી રીતે માહિતગાર હતા. કેટલાક લેખકો તો એમ પણ કહે છે કે, તે પોતે પણ ઇસેનિસ ટોળા માંહેનો એક હતો. ‡ આ ઉપરથી જોઇ શકાશે કે, જીસસ

* જુઓ "હિસ્ટોરિયા નેચરાલિસ" ૫–૧૭ અને આર. સી. દત્તનું એન્શિયન્ટ ઇન્ડિયા" ભાગ ૨જો, પાનું ૩૩૮.

\+ દત્તનું 'એન્શિયન્ટ ઇંડિયા" ભાગ ૨જો. પાનું ૩૩૭.

× જુઓ –'એન્શિયન્ટ ઇંડિયા' ભાગ ૨જો. પાનું ૩૨૯.

‡ જુઓ–બનસેનનું "એન્જલ મસીઆહ ઑફ બુધ્ધિસ્ટસ, ઈસેનિસ ઍન્ડ ક્રિશ્ચિયન્સ" પા. ૪૯ અને "એન્શિયન્ટ ઇંડિયા" ભાગ ૨જો, પાનું ૩૩૮.

ક્રાઇસ્ટે પોતે પણ બુદ્ધ ધર્મના સિદ્ધાન્તો અને ક્રિયાઓનુ ઘણુ ખરુ શિક્ષણ બેપ્ટિસ્ટ પાસેથી જ મેળવ્યુ હતુ. કયે માર્ગે અને કેવી રીતે બુદ્ધ ધર્મ અને ક્રિશ્ચાનિટી વચ્ચેનો સબંધ જોડાયેલો છે, તે બતાવવા માટે ઉપર જણાવેલી બીનાઓ પૂરતી છે. બુદ્ધ ધર્મ અને ખ્રિસ્તી ધર્મરૂપી સમુદ્રોને જોડનારી સામુદ્રધુની જેવી એ ઘટનાઓ છે

## (૩) આદેશોની સમાનતા.

બુદ્ધ ધર્મ અને ક્રિશ્ચિયાનિટીના પરસ્પર સબધ વિષે કેટલુંક દિગ્દર્શન કર્યા પછી, હવે અમે એ બન્ને ધર્મોના કેટલાક આદેશો ( Precepts ) ને સામસામી બાજુમા મૂકી બતાવીશુ, એટલે ભાષા તેમજ ભાવનામાં તે બન્ને વચ્ચે કેટલું બધુ મળતાપણું રહેલું છે, તે બરોબર જોઇ શકાશે—

| બુદ્ધ | ક્રાઇસ્ટ |
| --- | --- |
| ૧—" સુદર ચકચકિત વાળ રાખવાથી શુ લાભ છે ? ઓ, મૂર્ખા ! બકરાંના ચામડાનો પોષાક પહેરવાથી શુ લાભ છે ? તું બહારથી તો સાફસફીનો ભપકો મારે છે, પણ તારુ હૃદય તો અદરથી કાળું મેશ જેવુ છે.—"<br>—ધમ્મપાદ ૩૯૪. | ૧—" ફારીસીઓ અને આમ લોકો, તમે ઢોંગી છો ! તમારા ઉપર શ્રાપ ઊતરજો ! તમે સફેદ કબર જેવા છો, જે બહારથી તો ઘણી સુદર દેખાય છે, પણ તેની અદર તો મરેલાં મનુષ્યના હાડકા અને બધા પ્રકારની ગદકી ભરેલી હોય છે "<br>—મેથ્યુ ૨૩-૨૭.<br>" અને લૉર્ડે તેને કહ્યુ કે અય, ફારસીઓ, તમે બહારથી કપરકાબીઓને તો બહુ સાફસફ રાખો છો, પણ તમારા અતરમાં તો |

મેલ અને દુષ્ટતા ભરેલાં છે."
—લ્યુક ૧૧-૩૯.

૨—"કોઇપણ વખતે તિરસ્કારથી તિરસ્કારનો અંત આવતો નથી; પણ પ્રેમ બતાવવાથી તિરસ્કારનો અંત આવે છે. આવો એનો સ્વભાવ છે. જેઓ આપણને ધિક્કારતા હોય, તેઓનો તિરસ્કાર કર્યા વગર, ચાલો આપણે સુખેથી રહીએ. આપણને ધિક્કારનારા માણસોમાં, આપણે ધિક્કારથી દૂર રહેવું જોઇએ. ગુસ્સાને પ્રેમથી દબાવી દો; અને ખરાબ વૃત્તિને સારી ભાવના વડે શાન્ત પાડી દો."

—ધમ્મપાદ ૫, ૧૯૭ અને ૨૨૩

૨—"પણ હું તમને કહું છું કે, તમે તમારા દુશ્મનો પ્રત્યે પ્રેમ રાખો, તમને શ્રાપ આપે તેમને આશિર્વાદ આપો, તમને જે ધિક્કારે, તેમનું ભલું કરો, અને તમારી તરફ જે તિરસ્કારથી વર્તીને, તમને ત્રાસ આપે, તેમનાં કલ્યાણ માટે તમે પ્રાર્થના કરો."
—મેથ્યુ ૫-૪૮.

૩—"જીવતાં પ્રાણીઓનો નાશ કરવો, તેમની હિંસા કરવી, તેમને કાપી નાખવાં, બાંધવાં કે ચોરી જવાં, જૂઠું બોલવું, દગો રમવો, લુચ્ચાઇ કરવી, માલ વગરનાં પુસ્તકો વાંચવાં, અને પારકી સ્ત્રી સાથે વ્યભિચાર કરવો, એ બધી—અનીગંધ—મનુષ્યને અપવિત્ર કરનારી ખરાબ વસ્તુઓગણાય છે."

૩—"ખૂન, વ્યભિચાર, લંપટતા, ચોરી, ખોટી જુબાની આપવાની હરામખોરી અને નિંદા વગેરે દુષ્ટ વિચારો આપણાં હૃદયમાંથી નીકળે છે. આ બધી એવી વસ્તુઓ છે, કે જે મનુષ્યને પાપી અને અપવિત્ર બનાવે છે."
—મેથ્યુ ૧૫-૧૯-૨૦.

અનીગંધ સત્ત ઑફ સત્ત નિપાત—ધી સૅક્રેડ બૂક ઑફ ધી ઇસ્ટ સિરિઝ પાનું. ૪૦

૪–"જે માણસ કર્તવ્યશૂન્ય હોય છે, પણ ફાંકડા, સુંદર શબ્દોનો આડંબર બહુ કરે છે, તેના નિરર્થક શબ્દોને, કેવળ દેખાવડાં, રંગબેરંગી, છતાં પણ સુગંધ વગરનાં પુષ્પો જેવા ગણવા જોઇએ."

–ધમ્મપાદ ૫૧

૪–"તેટલા માટે જેઓ બોલ્યા પ્રમાણે વર્તે, તેઓની આજ્ઞા તમે માનોઃ પણ જેઓ પોતાની વાણીને વર્તનમાં ના મૂકે, તેમના કહ્યા પ્રમાણે તમે નહીં ચાલો."

–મેથ્યુ ૨૩. ૩.

૫–"બધાં મનુષ્યો સજાના વિચારથી ધ્રૂજે છે. બધાને જીવન બહુ વહાલું હોય છે. યાદ રાખો કે તમે પણ તેવા જ છો, માટે કોઇને મારી આગર કાપી નાખો નહીં."

–ધમ્મપાદ ૧૩૦×

૫–"તમારી પ્રત્યે બીજા માણસોનું જેવા પ્રકારનું વર્તન તમે ઇચ્છતા હો, તેવા જ પ્રકારે તમે પણ તેમની સાથે વર્તો."

–લ્યુક ૬, ૩૧.

× સરખાવો—

श्रुयतांधर्म सर्वस्वं श्रुत्वाचैवाव धार्य्यताम् ।
आत्मनः प्रतिकूलानि परेषाम् समाचरेत् ॥
(महाभारत)

"બધાં ધર્મતત્વોને તમે ખરેખર ધ્યાન દઇને સાંભળો, અને પછી તમારા જીવતરને તે જ પ્રમાણે ઘડો. જે પ્રકારનું વર્તન તમને નહીં ગમતું હોય, તે પ્રકારનું વર્તન તમે બીજા પ્રત્યે પણ નહીં ચલાવો."

(મહાભારત.)

૬–"બીજાઓનો દોષ આપણે ઘણી જ સહેલાઇથી જોઇ શકીએ છીએ; પણ આપણો પોતાનો જે દોષ હોય છે, તે જોવો બહુ મુશ્કેલ છે. અનાજમાંથી ફોતરાં જેમ જુદાં પાડવામાં આવે, તેમ એક માણસ પોતાના પાડોશીના દોષોને જલદી જુદા પાડીને બતાવી શકે છે; પણ પોતાના જે દોષો હોય, તેને તો, એક જુગારી જેમ ખરાબ પાસાને છુપાવે, તેમ છુપાવી દે છે."

–ધમ્મપાદ +

૬–"તારી આંખમાં મોટું ફૂલું પડયું હોય છે, તેનો તો તું વિચાર સરખો ય કરતો નથી; અને તારા ભાઇની આંખમાં અમસ્તું સાધારણ રજકણ પડયું હોય છે, તે તું શા માટે જુએ છે !"

–મેથ્યુ ૭, ૩.

આ ઉપરથી આપણે જોઇ શકીએ છીએ કે, આંતરશુદ્ધિ, નમ્રતા, ક્ષમા, અને ભૂંડાઇ–બદીનો બદલો ભલાઇ–નેકીથી આપવાની વૃત્તિ, એ બુદ્ધ ધર્મ તેમજ ખ્રિસ્તી ધર્મનાં, વિશેષતા દર્શાવનારાં ખાસ આકર્ષક લક્ષણો છે.

બાઇબલના નવા ટેસ્ટામેન્ટના દાખલાદષ્ટાન્તો પણ બુદ્ધધર્મની તેવી બોધક વાતોની સાથે અજબ પ્રકારનું મળતાપણું બતાવે છે, અને ઘણે

× સરખાવો:—

खलःसर्षप मात्राणि परछिद्राणि पश्यति ।
आत्मानो बिल्व मात्राणि पश्यन्नपि न पश्यति ॥
( चाणक्यनीति )

"દુષ્ટ માણસ, બીજાના ઝીણા રાઇ જેવડા દોષો હોય, તેને જુએ છે; પણ પોતાના દોષો મોટા બીલા (બીલ્વ ફળ) જેવડા હોય, છતાં, તેની તરફ ઇરાદાપૂર્વક આંખમીંચામણાં કરે છે."

(ચાણક્યનીતિ.)

ભાગે તો, તે તેમાંથી જ લેવામાં આવ્યાં છે. મિ. દત્ત કહે છે કેઃ–"ખ્રિસ્તી ધર્મની ખીલવણીમાં બુદ્ધ ધર્મની ઘણી અસર થવા પામી છે." આ વાતનો સ્વીકાર કરવા, મિ. રેમન ઘણો નારાજ છે; તેમ છતાં આડકતરી રીતે તેને પણ એવો એકરાર કરવો પડયો છે કે, દાખલાદૃષ્ટાન્તો વડે બોધ આપવાની પદ્ધતિ અખત્યાર કરવા માટે, જીસસને યાહુદી ધર્મમાંથી કાંઇ મળ્યું નથીઃ પણ તેથી ઊલટું, બીજી રીતે જો આપણે જોઇએ તો આપણને એમ માલૂમ પડે છે કે, બુદ્ધિસ્ટ ગ્રન્થોમાં જેવી ભાવનાશીલ અને બોધક વાતો છે, તેવી જ વાતો ગોસ્પેલના દાખલાદૃષ્ટાન્તોમાં પણ જોવામાં આવે છે."x આવી સમાન વાતોની સરખામણી બહુ લંબાણથી થઈ શકે તેમ છે, પણ તેમ કરવા માટે અમારી પાસે પૂરતી જગ્યા નથી (એમ કરવા માટે તો બીજો મોટો ગ્રન્થ જ રચવો પડે.) માત્ર દૃષ્ટાન્ત તરીકે, અમારા વાંચકને, ભરદ્વાજ સતની (Sower) કૃષિકારની વાતને જહોન ૫, ૧૪ સાથે સરખાવવાની, અને લ્યુક ૧૨–૧૬ની સાથે બરોબર મળતી આવતી ધનિયા સતની, ધનિયાની વાતને સરખાવી જોવાની ભલામણ કરીએ છીએ.

## (૪) મઠોની બાંધણી અને ધાર્મિક ક્રિયાઓનું મળતાપણું

હિન્દી શિલ્પકળાના વિષયમાં સત્તા સમાન ગણાતા ડૉ. ફરગ્યુસને, કારલાની બુદ્ધિસ્ટ ગુફાઓ, કે જે તેના મત મુજબ ઇ. સ. પૂર્વે ૭૮માં બંધાયેલી છે, તેને માટે એવો ઉલ્લેખ કર્યો છે કે–"બુદ્ધિસ્ટ ગુફાઓની બાંધણી અને રચના, જૂના જમાનાના ખ્રિસ્તી દેવળને ઘણે અંશે મળતી આવે છે. દેવળનો મધ્ય ભાગ વિશાળ હોય છે, અને તેની પાછળના ભાગને છેડે, ધર્મગુરુ–પાદરીને બેસવાની અર્ધગોળાકાર બેઠક હોય છે, અને તેની

x "જીસસના જીવનચરિત્ર"નો તરજૂમો. પાનું ૩૬, અને દત્તનું "એન્શિયન્ટ ઈન્ડિયા" ભાગ ૨જો, પાનું ૩૩૩.

બાજુની જગ્યા પણ બેઠક માટે ખુલ્લી હોય છે. તુલનાત્મક દૃષ્ટિએ સરખામણી કરતાં, એમ કહી શકાશે કે તેનાં માપ અને રચનાનો પ્રકાર કેથેડ્રલ (દેવળ)નાં Choir (ભજન મંડળીની બેઠક)ને બરોબર મળતો આવે છે; અને બહારના બેઠકના ભાગને જો બાદ કરવામાં આવે, તો સીનનાં **એબીઓ હોમ્સને** એ ગુફાઓની બાંધણી બહુ જ મળતી આવે છે. અર્ધગોળાકારવાળી પાદરીની બેઠકની નીચે જ, ખ્રિસ્તી દેવળોમાં જેમ Altar–હોમ કરવાનો યજ્ઞકુંડ હોય છે, તેમ ત્યાં "Dagopa–ડગોપા"ને મૂકવામાં આવેલ હોય છે."+

"પણ" મિ. દત્ત કહે છે કે, "રોમન કેથોલિક ચર્ચ અને બુદ્ધિસ્ટોની ધાર્મિક ક્રિયાઓના મળતાપણાને જ્યારે આપણે ધ્યાનમાં લઇએ છીએ, ત્યારે તેમની શિલ્પકળાની સમાનતાનો તો કાંઇ હિસાબ જ રહેતો નથી." રોમન કેથોલિક મિશનરી **એબી** હુ, ટિબેટમાં તેણે જે જોયું, તેથી ભારે આશ્ચર્યચકિત થઇ ગયો હતો. તે પાદરી કહે છે કે, "પાદરીનો ધર્મદંડ, માથાનો મુગટ, Dalmatic–રીતવાળો ઝબ્બો, (જે ઝબ્બો મહાન લામા –બુદ્ધ ધર્મગુરુ મુસાફરીમા, બહાર જતાં કે દેવળની બહાર કોઈ ક્રિયાન્નખતે પહેરે છે તે), બે ભાગમાં ભજનમંડળીઓને બેસાડીને કરવામાં આવતી બંદગી, કીર્તનો, જાદુઇલમની વાતો, ઇચ્છા મુજબ ઊઘડે અને બંધ થાય એવી પાંચ સાંકળો પર લટકતી ધૂપદાની, ભક્તજનોનાં મસ્તક ઉપર જમણો હાથ લંબાવીને લામાઓ તરફથી આપવામાં આવતા આશિર્વાદ, મણકાની માળા, પાદરીઓને પાળવાનું બ્રહ્મચર્ય, દુન્યવી મોહ પ્રત્યે સંપૂર્ણ વૈરાગ્ય, સાધુઓની સેવાપૂજા, ઉપવાસ, સરઘસો, બાંગ–પ્રાર્થના અને પવિત્ર જળ–આ બધી બાબતોમાં રોમન કેથોલિકો અને બુદ્ધિસ્ટોની વચ્ચે ઘણી જ સમાનતા જોવામાં આવે છે. બન્ને ધર્મોનાં સ્વરૂપ જાણે કે એકસરખાં જ હોય એમ આ વસ્તુઓ બતાવે છે." મિ. દત્તે, મિ. આર્થર

+ દત્તનું "એન્શિયન્ટ ઇંડિયા" ભાગ રજો. પાનું ૩૩૪,

લીલીના પુસ્તકમાંથી ઉપરનો ફકરો લીધો છે, અને એ આર્થર લીલી એવી ટીકા કરે છે કે-"ભલા પાદરી એબી હુએ સમાનતાનું આખું યે ટીપણુ તો રજૂ કર્યું જ નથી. જો એ ધારત તો ધર્મગુરુઓ પાસે ગુનાઓ કબૂલ કરવાની પદ્ધતિ, મૂંડણ-ચૂડા-સંસ્કાર, શબની પૂજા, કૂવેનો ઉપયોગ, બત્તીઓ, દેવગ અને યજ્ઞકુંડ પાસે રાખવામા આવતી મૂર્તિઓ, ક્રૉસનુ ચિહ્ન, એક દેવમા ત્રિદેવની ભાવના, પૂજકો ન સમજી શકે એવી ભાષામા લખાયલા ધર્મગ્રન્થોનો ઉપયોગ, તેજ-અગ્નિ પૂજા, સંતો અને બુદ્ધના મુગટ, ફિરસ્તાઓની પાંખો, પ્રાયશ્ચિત, ચાબકા મારવાની રીત, પંખો, પોપો, કારડિનલો, બિશપો, એબટો, પ્રેસ્બિટર્સ, ડિકન્સ અને ખ્રિસ્તી ધર્મના દેવળની કેટલીક શિલ્પકળાની એકરૂપતા વગેરે, વગેરેની સમાનતા પણ બતાવી શકત આ લિસ્ટ-ટીપણામા, બાલફરનું 'સાઇક્લોપિડિયા ઑફ ઇંડિયા', તાવીઝ, દવાઓ, અને દીપમાળાઓનો, તથા મી. થૉમસન ('ઇલસ્ટ્રેટર ઑફ ચાઇના' વોલ ૨. પા. ૧૮) બેપટીઝમ, માસ અને મરણ પામેલા માટેની બંદગીનો ઉમેરો કરે છે. (બુદ્ધિઝમ ઍન્ડ ક્રિશ્ચિયેન્ડમ પા. ૨૦૨)+

બેપ્ટિઝમ-નામકરણ સંસ્કાર, ખ્રિસ્તી ધર્મમાં દાખલ કરવાની ક્રિયા, ક્રિશ્ચિયાનિટી અને બુદ્ધ ધર્મમાં એક સરખાં છે. દરઅસલ, બુદ્ધધર્મમાં જેને 'અભિષેક'ની ક્રિયા કહે છે, તેનું જ તે સ્વરૂપ છે; અને પેલે સ્ટાઇનમાં રહેતા ઇસેનિસ-બુદ્ધિસ્ટો પાસેથી જ્હોન ધી બૅપ્ટિસ્ટે તે લઇ લીધેલી છે. જ્હોન ધી બૅપ્ટિસ્ટના સહવાસમાં આવ્યા પછી, જીસસ ક્રાઇસ્ટે તે ક્રિયાને અપનાવી લીધી, અને ત્યારથી ખ્રિસ્તી ધર્મની તે ઘણી અગત્યની ક્રિયા થઈ પડી છે. 'બૅપ્ટિઝમ'ની ક્રિયા વખતે દરેક ખ્રિસ્તી, '**પિતા, પુત્ર અને પવિત્રાત્મા**'ની 'પવિત્ર ત્રિમૂર્તિ'નો સ્વીકાર કરે છે, અને એ જ પ્રમાણે દરેક બુદ્ધ ધર્મી, 'અભિષેક'ની ક્રિયા વખતે "**બુદ્ધ, ધમ્મ અને સંઘ**"ની "ત્રિમૂર્તિ"નો સ્વીકાર કરે છે.

+ દત્તનું એન્શિયન્ટ ઇંડિયા ભાગ ૨જો, પાનું ૩૩૫.

મિ. આર. સી. દત્ત કહે છે કે, 'બેપ્ટિઝમ' અને 'અભિષેક'ની વચ્ચે એટલું બધું મળતાપણું છે કે ટિબેટ અને ચીનમાં પહેલાં મુસાફર તરીકે ગયેલા ખ્રિસ્તી પાદરીઓ એમજ માનતા, અને પોતાનાં મન પર પડેલી છાપની તેઓએ એવીજ નોંધ કરી છે કે, બુદ્ધિસ્ટ દેવળોમાં રોમન કેથોલિક ચર્ચની ધાર્મિક ક્રિયા–પ્રક્રિયાઓનું જ અનુકરણ કરવામાં આવ્યું છે. પણ આગળ ઉપર અમે જે બીજું લખાણ કરીશું તે ઉપરથી જોઇ શકાશે કે, જીસસ ક્રાઇસ્ટ હજુ જન્મ્યા પણ નહોતા, તે પહેલાંનાં હિન્દમાં બંધાયેલાં ઘણાં બુદ્ધદેવળોને, બુદ્ધિસ્ટોએ ખોદકામ કરીને બહાર કાઢયાં છે; યુરોપમાં ખ્રિસ્તી મઠો અને દેવળો બંધાયાં તે પહેલાં, ઘણા કાળ પૂર્વે, પટના પાસે નલંદામાં એક ઉચ્ચ કોટિનું વિશ્વવિદ્યાલય, જંગી મઠ અને ભવ્ય બુદ્ધ મંદિર હસ્તીમાં આવી ચૂકયાં હતાં; અને હિન્દમાં બુદ્ધ ધર્મની પડતી થવા છતાં, યુરોપ હજુ જ્યારે જંગલી જાતોના હુમલામાંથી માથું ઊંચકી શકયું નહોતું, અને યુરોપમાં હજુ જ્યારે જમીનદારોનો કે દેવળોનો સુધારો દાખલ થયો નહોતો, ત્યાર પહેલાં ટિબેટ, ચીન અને બીજા દેશોમાં બુદ્ધ ધર્મના ઉત્તમ સિદ્ધાન્તો, ધાર્મિક ક્રિયાઓ અને પૂજા આદિની પદ્ધતિઓ દાખલ થઇ ચૂકયાં હતાં." વિદ્વાન લેખક મિ. દત્ત આગળ જતાં, છેવટે એમ કહે છે કે, "બુદ્ધ ધર્મ અને ખ્રિસ્તી ધર્મનાં દેવળોની બાંધણી તથા તેની ક્રિયા, વ્યવસ્થા આદિમાં જે અદ્‌ભૂત સમાનતા જોવામાં આવે છે, તે ઉપરથી એમજ સિદ્ધ થાય છે કે, પૂર્વે પશ્ચિમનું નહીં, પણ પશ્ચિમે (ખ્રિસ્તી ધર્મે) પૂર્વનું (બુદ્ધનું) જ અનુકરણ કર્યું છે.×

## (૫) બુદ્ધ અને ક્રાઇસ્ટનાં જીવનમાં દેખાતી સમાનતા

આ કાંઇ થોડી અજાયબીની વાત નથી કે, બુદ્ધ ધર્મ અને ખ્રિસ્તી ધર્મ વચ્ચે ઘણું જ મળતાપણું દેખાય છે; એટલું જ નહીં, પણ બન્ને

× દત્તનું 'એન્શિયન્ટ ઇન્ડિયા' ભાગ ૨જો; પાનું ૩૩૫–૩૩૬.

ધર્મોના સંસ્થાપકો–બુદ્ધ અને ક્રાઇસ્ટ–નાં જીવનચરિત્રોમાં પણ ઘણી સમાનતા જોવામાં આવે છે. જીસસક્રાઇસ્ટની માફક ગૌતમબુદ્ધનો જન્મ પણ કોઇ ચમત્કારિક રીતે થયેલો માનવામાં આવે છે. બન્નેના જન્મ વખતે અજબ જેવાં શુકનો જોવામાં આવ્યાં હતાં; અને બન્નેના જન્મ વખતે તેજસ્વી તારો દેખાયો હતો. ગૌતમબુદ્ધને માટે એમ કહેવાય છે કે, તેનો જન્મ 'પુષ્ય–પુષ્પ નક્ષત્ર'માં થયો હતો.

ગૌતમના જીવનમાં એમ કહેવામાં આવ્યું છે કે, જ્યારે તેનો જન્મ થયો, ત્યારે સુધોદન રાજાના દરબારમાં એ નવા જન્મેલા બાળકને જોવા માટે અસીતા નામના ઋષિ પધાર્યા હતા.

એ જ પ્રમાણે બાઇબલના નવા ટેસ્ટામેન્ટમાં આપણે વાંચીએ છીએ કેઃ–"રાજા હેરોડના સમયમાં, જુડિયાના બેથલેહેમ ગામમાં, જ્યારે જીસસ ક્રાઇસ્ટનો જન્મ થયો, ત્યારે જેરુસલેમની પૂર્વેથી એક ડાહ્યો માણસ એ બાળકને જોવા માટે આવ્યો હતો, અને તેણે એવો પ્રશ્ન પૂછયો હતો કે 'યાહુદીઓનો રાજા થવા માટે જન્મેલો એ બાળક ક્યાં છે? અમે તેના શુકંદ સીતારાને પૂર્વમાં જોયો છે, અને અમે તેનાં દર્શન-તેની પૂજા કરવા આવ્યા છીએ."+ બુદ્ધત્વની દશાને પ્રાપ્ત થયા પહેલાં, ગૌતમને "Mara-મારા" નામના દુષ્ટ દાનવે જેમ ખોટે માર્ગે જવા માટે લલચાવ્યો હતો, તેમ જીસસક્રાઇસ્ટને શયતાને લલચાવ્યો હતો; બન્નેના જીવનમાં આ દંતકથા પણ આબેહૂબ મળતી આવે છે.× ગૌતમ અને ક્રાઇસ્ટ, બન્નેને બાર બાર શિષ્યો હતાં, એમ કહેવામાં આવે છે. મતપંથ કે ન્યાતજાતના ભેદભાવ વગર, સારી યે મનુષ્યજાતને, પોતાને સત્ય લાગતા ધાર્મિક સિદ્ધાન્તોનું જ્ઞાન આપવાની બન્નેની ભાવના ઘણી જ ઉદાર, ઉચ્ચ અને પ્રશંસનીય હતી. આવી આશ્ચર્યજનક સમાનતા ઉપરથી જોઇ શકાય છે કે,

+ મેથ્યુ. ૨. ૧–૨.

× જુવો મેથ્યુ. ૪. ૧–૧૧.

ખ્રિસ્તી ધર્મની દંતકથાઓ, ગાથાઓ, નૈતિક આજ્ઞાઓ અને ધર્મક્રિયાઓ, મુખ્યત્વે કરીને બુદ્ધ ધર્મમાંથી જ લેવામાં આવી છે.

## ( ૬ ) સંક્ષિપ્ત સાર

અમે બતાવી ગયા છીએ કે, જ્યારે ઇસમક્રાઇસ્ટનો જન્મ થયો, ત્યારે પૅલેસ્ટાઇનમાં બુદ્ધ ધર્મનો પ્રચાર થયેલો હતો, અને જ્હોન ધી બૅપટિસ્ટના સંસર્ગમાં આવવાથી ક્રાઇસ્ટ પોતે, એ ધર્મનું જ્ઞાન મેળવી શકયા હતા. અમે એ પણ બતાવી ચૂક્યા છીએ કે, બુદ્ધ તેમજ ખ્રિસ્તી ધર્મનાં નૈતિક ફરમાનો, ધાર્મિક ક્રિયાઓ, પદ્ધતિઓ, દેવળોની શિલ્પકળા અને બન્ને ધર્મસ્થાપકોનાં જીવનચરિત્રોમાં પણ અચબો પમાડે એવું મળતાપણું જોવામાં આવે છે. શું આ બધું માત્ર અકસ્માતથી જ બન્યું હશે ? **મિ. રીસડેવીસ** કહે છે કે, " જો આ બધું માત્ર અકસ્માતથી જ બન્યું હોય તો, તેને એક પ્રકારનો અજબ ચમત્કાર જ ગણવો જોઇએ; વસ્તુતઃ એવી સમાનતાને એક હજાર ચમત્કાર જેવી ગણવી જોઇએ." ( હીબર્ટનાં ભાષણો ૧૮૮૧. પા. ૧૯૩ ). ખરેખર, આપણી સમક્ષ જે નક્કર હકીકતો રજૂ થઇ છે, તે ઉપરથી ખ્રિસ્તી ધર્મ, બુદ્ધ ધર્મને ઘણો આભારી છે, એવાં અનુમાન ઉપર આવ્યા સિવાય આપણો છૂટકો જ થતો નથી. પ્રોફેસર મેકસમુલર જેવા ખ્રિસ્તી લેખકોને પણ આ વાતનો સ્વીકાર કરવાની ફરજ પડી છે. ખ્રિસ્તી ધર્મના સત્યો અને સિદ્ધાન્તો, તેની પહેલાંના બીજા ધર્મોમાં પણ હતાં, એવી ઉપરાછાપરી સાબિતીઓ મળતાં, પ્રો. મેકસમુલર કહે છે કેઃ–" દરેક સત્ય ખ્રિસ્તી ધર્મમાંથી જ બીજા ધર્મોએ લીધું છે, એમ શા માટે માનવું જોઇએ ? ખ્રિસ્તી ધર્મે બીજા ધર્મોમાંથી ઘણું ઉછીનું લીધું છે, એમ શા માટે ના માનવું ?"+ એ પ્રોફેસરના "ચિપ્સ ફ્રૉમ એ જર્મન વર્કશૉપ" નામના ગ્રંથમાં ( અમે તેનું થોડુંક અવતરણ અગાઉ આપ્યું છે ) પણ એમણે આ સત્યનો

---

+ ભ્રફર્ડનાં ભાષણો. પ્રા. ૧૦-૧૧.

સ્વીકાર કર્યો છે. તેઓ કહે છે કેઃ-"સૃષ્ટિની આદિથી આજ સુધીમાં, કોઇ તદ્દન નવો ધર્મ પેદા થયો જ નથી. એક વખત આ વાત જો આપણે બરોબર સમજી લઇએ તો, સેન્ટ ઑગસ્ટાઇનના શબ્દો, કે જે તેના ઘણા પ્રશંસકોને બહુ અજાયબી પમાડે તેવા લાગ્યા હતા, તે શબ્દો બરોબર સ્પષ્ટ રીતે સમજવામાં આપણને જરાયે મુશ્કેલી પડશે નહીં." સેન્ટ ઑગસ્ટાઇન કહે છે કેઃ-"અત્યારે જેને ખ્રિસ્તી ધર્મ કહેવામાં આવે છે, તેનું અસ્તિત્વ આપણા પૂર્વજોના સમયમાં પણ હતું. મનુષ્યજાત પેદા થઈ ત્યારથી જ તે ધર્મની હાજરી હતી; અને મહાત્મા જીસસક્રાઇસ્ટના જન્મ પછી, જે સત્ય ધર્મ પરાપૂર્વથી ચાલ્યો આવતો હતો, તે ખ્રિસ્તી ધર્મ તરીકે ઓળખાવા લાગ્યો."-(ઓગસ્ટરેલ, ૧. ૧૩). આ દષ્ટિએ જોતાં, કોપરનૉમના સેન્ચુરીઅનો (centurion)ને જીસસક્રાઇસ્ટે જે શબ્દો કહ્યા હતા, અને જે સાંભળીને યાહુદીઓને ભારે અજાયબી પેદા થઈ હતી, તે શબ્દોનો ભાવાર્થ પણ સ્પષ્ટ થાય છે. ક્રાઇસ્ટે કહ્યું હતું કેઃ-"પૂર્વમાંથી તેમ જ પશ્ચિમમાંથી એવા ઘણા લોકો આવશે કે જેઓ સ્વર્ગના રાજ્યમાં અબ્રાહમ, ઇસિરાઇલ અને જેકબની સાથે બેસશે."*

આ એક પ્રકારની સ્પષ્ટ કબૂલાત છે; અને એ ઉપરથી, પશ્ચિમની પ્રજાને, તે પૂર્વની પ્રજાના આભાર તળે આવેલી છે, એ વાત આસ્તે આસ્તે સમજાવવામાં આવી છે, એમ જોઇ શકાય છે. મિ. આર. સી. દત્ત કહે છે કે-"બનસેન, સેદીલ અને લીલી જેવા થોડા લેખકોએ જ, પોતાની એવી માન્યતા સ્પષ્ટ રીતે વ્યક્ત કરી છે કે, ખ્રિસ્તી ધર્મ સીધી રીતે બુદ્ધ ધર્મમાંથી ઉદભવ્યો છે."×

એ વિદ્વાન લેખક (મિ. દત્ત) કહે છે કે, "આ માત્ર અંતિમ વિચારના

* પ્રો. મેક્સમુલરનું "ચિપ્સ ફ્રૉમ એ જર્મન વર્કશૉપ" ભાગ ૧લો. પ્રસ્તાવના પા. ૧૧.

× દત્તનું "એન્શિયન્ટ ઇંડિયા" ભાગ ૨જો : પાનું ૩૨૯.

લેખકોનો જ અભિપ્રાય છે. યાહુદી ધર્મમાંથી જે ખ્રિસ્તી સિદ્ધાન્તો લેવામાં આવ્યા છે, તેને બુદ્ધ ધર્મની સાથે બહુ લેવાદેવા નથી." પણ એ વાતની તો ના પાડી શકાય તેમ છે જ નહીં કે, ખ્રિસ્તી ધર્મને યાહુદી ધર્મથી જુદી પાડનારી, ઊંચી નીતિની જે વાતો ખ્રિસ્તી ધર્મમાં આવે છે તે તો તેણે બુદ્ધ ધર્મમાંથી જ ગ્રહણ કરી છેઃ અથવા મિ. દત્તના શબ્દોમાં જો કહીએ તો, "બીજા જૂના ધર્મોના કરતાં, ખ્રિસ્તી ધર્મમાં બોધક અને નૈતિક વાતોનું જે ચડિયાતાપણું જોવામાં આવે છે, તે બુદ્ધ ધર્મને જ આભારી છે; અને ક્રાઇસ્ટના જન્મ પહેલાં પેલેસ્ટાઇનમાં ઇસેનિસે બુદ્ધ ધર્મનો જે પ્રચાર કર્યો હતો, તેમાંથી જ તે લેવામાં આવી છે."*

જર્મનીના સુપ્રસિદ્ધ તત્વજ્ઞાની શોપેનહાવર (Schoupenhaur)ના વિચારો પ્રગટ કરીને અમે આ પ્રકરણ પૂરું કરીશું.

"જેવી રીતે એક વેલ ખરબચડા અને વગરઘડેલા થાંભલા પર ચડે છે, અને તેના આધારે તે વધતી હોવાથી, તેના આડાઅવળા ઘાટ પ્રમાણે પોતાની વૃદ્ધિ કરે છે, તેવી જ રીતે ભારતવર્ષનાં વિજ્ઞાનમાંથી ઉદ્દભવેલા યાહુદી વૃક્ષ રૂપી વિદેશી વૃક્ષ પર ખ્રિસ્તી ધર્મ રૂપી વેલ ચડી છે; અને તેનું સ્વરૂપ કેટલેક અંશે પુરાણા વૃક્ષના જેવું રહ્યું છે., પણ એક કદરૂપા થાંભલાને પણ વેલ જેમ સુંદર અને રળિયામણો બનાવે છે, તેમ ખ્રિસ્તી ધર્મમાં કેટલુંક પરિવર્તન થયેલું હોવાથી તે જીવન અને સત્યથી સુંદર દેખાય છે. દેખાવમાં તે એ જ વૃક્ષ જણાય છે, પણ તેનું વાસ્તવિક સ્વરૂપ જુદું છે." × મતલબ કે ખ્રિસ્તી ધર્મ યાહુદી મત જેવો દેખાતો હોવા છતાં તેમાં ઘણું રૂપાંતર થવા પામ્યું છે.

---

* દત્તનું "એન્સિયન્ટ ઇંડિયા" ભાગ ૨જો : પા. ૩૪૦.

× જુઓ. શોપેનહાવરના "ધર્મ અને બીજા નિબંધો" (Religion and other essays)-પાનું ૧૧૬.

## પ્રકરણ ૩જું.

### બૌદ્ધ ધર્મ, વેદ ધર્મના પાયા ઉપર રચાયો છે.

### (૧) મહાત્મા બુદ્ધના શિક્ષણનો ઉદ્દેશ કોઇ નવીન ધર્મ સ્થાપવાનો નહોતો.



આ પ્રકરણમાં ખ્રિસ્તી ધર્મ શેમાંથી નીકળ્યો તેના મૂળનો આપણે પત્તો મેળવ્યો છે. અમે આ વાત સિદ્ધ કરી છે કે, તેના ધાર્મિક સિદ્ધાન્તો યાહુદી મત પર અને તેનાં સદાચાર તથા નીતિનાં મન્તવ્યો બૌદ્ધ ધર્મ પર નિર્ભર છે. આ પુસ્તકનાં છેલ્લાં બે પ્રકરણોમાં બતાવવામાં આવશે કે, યાહુદી ધર્મની ઉત્પત્તિ, જરથોસ્તી ધર્મ દ્વારા વેદમાથી જ થઇ છે. આ પ્રકરણમાં એ વાત સિદ્ધ કરવામાં આવશે કે, બૌદ્ધ ધર્મમાં નીતિ–સદાચારનો જે સંગ્રહ જોવામાં આવે છે, અને જે ખ્રિસ્તી ધર્મના વિકાસ તથા અભ્યુત્યાનમાં ઘણો સહાયક થઇ પડ્યો છે, તે સંગ્રહ સીધો વેદમાંથી જ લેવામાં આવ્યો છે. જે લોકો બૌદ્ધ ધર્મને વેદ ધર્મનો વિરોધી સંપદાય માને છે, તેઓને આ વાત કદાચ આશ્ચર્યજનક લાગશે! આ વાત ચોક્કસ છે કે, મહાત્મા બુદ્ધે નવીન ધર્મ સ્થાપવાનો કદી વિચાર સરખો મ કર્યો નહોતો. શ્રી. રોમેશચંદ્ર દત્ત, કે જેઓ બુદ્ધની પ્રશંસા કરવામા બીજા કોઇથી પછાત પડતા નથી, તેઓ આ વાતનો સ્વીકાર કરે છે કે, "બુદ્ધ ભગવાને કોઇ પણ નવીન શોધ કરી

નથી, કે કોઇ પણ નવું જ્ઞાન આપ્યું નથી."* વધુમાં શ્રી. દત્ત જણાવે છે કેઃ-"બુદ્ધ ભગવાન, જાણીબૂજીને કોઇ નવો ધર્મ ચલાવી, તેના પ્રવર્ત્તક કે આચાર્ય બનવાની ઇચ્છા ધરાવતા હતા, એવી કલ્પના કરવી, એ એક ઐતિહાસિક ભૂલ જ ગણાશે. તેથી ઊલટું, તેઓ તો છેક છેલ્લી ઘડી સુધી એમજ માનતા હતા કે, જે પ્રાચીન પવિત્ર ધર્મ, બ્રાહ્મણ, શ્રવણ અને અન્ય હિન્દુજાતિઓમાં પ્રચલિત છે, તેના જ સુંદર સ્વરૂપને તેઓ પ્રકાશમાન કરી રહ્યા છે. જે ધર્મ પાછળથી બગડી ગયો હતો, તેને સુધારવાના જ તેમના પ્રયાસો હતા. આ વાત ખરી છે કે, હિન્દુ ધર્મમાં એવા પરિવ્રાજક સાધુસંન્યાસી ઉપસ્થિત હતા કે, જેઓ સંસારનો ત્યાગ કરી, વૈદિક યજ્ઞાદિ ક્રિયા નહીં કરવા છતાં, કેવળ ધ્યાન ધરવામાં પોતાનો સમય વ્યતીત કરતા હતા.

હિન્દુ ધર્મશાસ્ત્રોમાં આવા પ્રકારના સાધુઓ 'ભિક્ષુ'ની સંજ્ઞાથી ઓળખાતા હતા, અને સામાન્ય રીતે લોકો તેમને "શ્રમણ" કહીને બોલાવતા હતા. એ સમયની અનેક શ્રમણ શાખાઓમાંથી મ૦ ગૌતમ બુદ્ધે માત્ર એક 'શ્રમણ શાખા'ની સ્થાપના કરી હતી; અને બીજાઓથી તે જુદી રીતે ઓળખાય તેટલા માટે તેને "શાક્યપુત્રીય શ્રમણ" એવું નામ આપવામાં આવ્યું હતું. મ. બુદ્ધે તેમને સંસારત્યાગ, વિશુદ્ધ જીવન, પવિત્ર ધાર્મિક વિચાર આદિનું જ્ઞાન આપ્યું હતું; અને એ કાળમાં સમસ્ત શ્રમણ લોકો પ્રકારનો ઉપદેશ અને અનુષ્ઠાન કરતા હતા." +

## (૨) બૌદ્ધ ધર્મ, એક પ્રથક્ ધર્મ બની ગયો તેનાં કારણો.

હવે, એ પ્રશ્ન ખડો થાય છે કે, મહાત્મા બુદ્ધનાં શિક્ષણો નવીન અને

---

* એન્શિયન્ટ ઇંડિયા. ભા. ૨જો. પા. ૨૦૬.

\+ શ્રી દત્તનું એન્શિયન્ટ ઇંડિયા ભા. ૨જો. પા૦ ૧૮૧-૧૮૨.

પ્રથક્ ધર્મનું સ્વરૂપ કેમ ધારણ કર્યું ? આ પ્રશ્નનો ઉત્તર દેવા માટે જ્યારે બુદ્ધ ભગવાન વિદ્યમાન હતા, અને પોતાના સિદ્ધાન્તોનો પ્રચાર કરી રહ્યા હતા, ત્યારે વૈદિક ધર્મની કેવી દશા થઇ પડી હતી તે જાણવાનું ખાસ જરૂરી થઇ પડે છે.

મ. બુદ્ધનાં આવાગમન પહેલાં થોડા કાળ પૂર્વે, વૈદિક ધર્મનો ઇતિહાસ ઘોર અંધકારમાં છવાઇ ગયો હતો. વેદ અને ઉપનિષદોનો પવિત્ર અને પ્રસંસનીય ધર્મ અવનતિના ઊંડા ખાડામાં જઇ પડયો હતો, અને તેની જગ્યાએ નિરર્થક કર્મો અને હિંસાથી ભરેલા યજ્ઞોની ક્રિયાઓ દાખલ થઇ ગઇ હતી. વૈદિક વર્ણવ્યવસ્થા, કે જેનો પહેલાં ગુણકર્મસ્વભાવાનુસાર નિર્ણય થતો હતો, તે વંશપરમ્પરાગત બનીને, જાતિભેદમાં બદલાઇ ગઇ હતી. આવાં અનિષ્ટ પરિવર્તનનું પરિણામ એ આવ્યું કે, બ્રાહ્મણ લોકો કેવળ “ જન્મને કારણે ” પોતાને મોટા માનવા લાગ્યા; અને જે સદ્‌ગુણો તથા વેદાધ્યયનને કારણે તેઓના પૂર્વજો, જનતા વચ્ચે માનનીય અને પ્રતિષ્ઠિત ગણાતા હતા તેનો તેઓએ ત્યાગ કરી દીધો. આ જાતનું ધાર્મિક તથા સદાચારિક અધઃપતન કેવળ બ્રાહ્મણોથી જ અટક્યું નહીં; પણ સંન્યાસીઓને તેઓનો ચેપ લાગ્યો; અને તેઓ ધાર્મિક જ્ઞાન, આન્તરિક પવિત્રતા, મધુર શીલતા વગેરે ગુણો છોડીને, કેવળ તપસ્યાનો બાહ્યાડંબર કરવા લાગ્યા. સામાન્ય પ્રજા પણ, વૈદિક જમાનામાં જેવી સીધી, સત્યપ્રિય, પવિત્ર અને સદ્‌ગુણી હતી, તેવી રહી નહોતી; અને તે વિલાસી તેમજ “ લકીરકે ફકીર ”ની જેમ અંધપરંપરાની પૂજક બની ગઇ હતી. પ્રાચીન આર્યોનાં સાત્વિક ભોજનનું સ્થાન માંસાહારે લઇ લીધું હતું : અને એ ખોરાક શાસ્ત્રોક્ત છે, એમ સિદ્ધ કરવા માટે, યજ્ઞોમાં પણ પશુઓનો વધ કરીને તેના માંસની આહુતિઓ આપવામાં આવતી હતી.

બુદ્ધના પ્રાદુર્ભાવને સમયે વૈદિક ધર્મની-કહો કે આર્યોની સામાજીક સ્થિતિની આવા પ્રકારની દશા થઇ ગઇ હતી. બુદ્ધ ભગવાનના હૃદય

ઉપર પશુઓનાં બલિદાન તથા જાતિભેદની બૂરાઇની ખૂબ માઠી અસર થઇ હતી. તેમનું કોમળ અને પ્રેમી હૃદય, ધર્મને નામે આટલી બધી પશુહિંસા થાય, એ જોઇ શકતું નહોતું. એમનો પવિત્ર આત્મા, આવા અન્યાયી અને ધિક્કારવાજોગ જાતિભેદોની સામે બળવાખોર બની ગયો, અને તેમણે મનુષ્યમાત્ર પ્રત્યે પ્રેમ બતાવી, તેની સુધારણા કરવા માટે ઉચ્ચ કોટિના સિદ્ધાન્તોનો પ્રચાર કરવા માંડ્યો. વસ્તુતઃ આ બૂરાઇ એટલી હદ સુધી વધી ગઇ હતી કે, બુદ્ધની પહેલાંના કેટલાક ગ્રન્થકારોએ પણ તેની વિરૂદ્ધ જબરો પોકાર ઉઠાવ્યો હતો. સામાજીક, ધાર્મિક તેમજ રાજનૈતિક, એમ દરેક ક્ષેત્રમાં જાતિભેદની બૂરાઇ વ્યાપી ગઇ હતી; અને દેશના કાયદાકાનૂન પર પણ તેની માઠી અસર થયા વગર રહી નહોતી. એ સમયે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્રોને માટે જુદા જુદા કાયદાઓ ઘડાતા હતા. બ્રાહ્મણો પ્રત્યે અનુચિત દયા અને શૂદ્રો તરફ અયોગ્ય કઠોરતા બતાવવામાં આવતી હતી. આવો અન્યાય લાંબા કાળ સુધી ચાલી શકે તેમ નહોતું. શૂદ્ર ગમે તેવો ધાર્મિક અને ગુણવાન હોય, છતાં તેને ધાર્મિક શિક્ષણ આપવાનો કોઈ જાતનો પ્રબંધ નહોતો, અને સમાજમાં પણ તેની કોઇ પણ જાતની પ્રતિષ્ઠા જળવાતી નહોતી. એ લોકો ય તેથી આ જંજીરોને તોડવા માટે આતુર બની, જોઇતી તકની રાહ જોતા હતા. તેઓ એવી નિર્દય પ્રથામાં ફસાઇ ગયા હતા કે, જેથી કરીને તેમનો સારા સંસ્કારી સમાજમાં તો બહિષ્કાર જ થતો હતો, અને તેથી આ સ્થિતિમાં પરિવર્તન થાય, એવું તેઓ અંતઃકરણપૂર્વક ઇચ્છતા હતા. દ્વિજ અર્થાત બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યોમાં એવા ઘણા ઉદારચિત્ત મહાનુભાવો હતા કે, જેઓ તેમની–શૂદ્રોની–મહત્વાકાંક્ષા ભણી સહાનુભૂતિ ધરાવતા હતા. વસ્તુતઃ "ક્રાન્તિ"નો સમય સમીપ આવી લાગ્યો હતો : અને સમય આવ્યે, શૂદ્ર લોકો બંડખોર બનીને, અન્યાયી પ્રથાની બેડિયોને તોડી નાખશે, એવો વિચાર કરવાની અસાધારણ દૂરદર્શિતા બતાવવાની કોઇ જાતની આવશ્યકતા

રહી નહોતી. એ બેડિયો તોડવાનો સમય તો આવી લાગ્યો હતો. શાક્ય-કુળમાં ઉત્પન્ન થયેલા એક ક્ષત્રિય વીરે ઘોષણા કરી હતી કે, સમાજમાં મનુષ્યની સ્થિતિ 'જન્મ'થી નહીં, પણ 'ગુણકર્મ'થી નક્કી થવી જોઇએ. આ પડકાર ઝીલવાને એ ક્ષત્રિય વીરની આજુબાજુ અસંખ્ય માણસો એકત્રિત થઇ ગયાં. આવી દશામાં, દ્વિજોના અત્યાચારથી પીડાતા શૂદ્ર લોકો, તેમનો બોધ કેટલા બધા ઉત્સાહથી સાંભળવા માટે એકઠા થતા હશે, તેની આપણે સહેજે કલ્પના કરી શકીએ છીએ. ઉદાર હૃદયના ઘણા આર્ય લોકો પણ એમના પવિત્ર ઉદ્દેશની સાથે સહમત થઇ ગયા અને તેને પરિણામે, બુદ્ધ ધર્મ દેશના એક છેડાથી બીજા છેડા સુધી ફેલાઇ ગયો.

મહાત્મા બુદ્ધને શા માટે સફળતા પ્રાપ્ત થઇ, અને તેમની ઇચ્છા નહીં હતી છતાં તેમનો મત એક નવીન ધર્મ તરીકે કેવી રીતે પ્રવર્ત્યો તેનાં કારણો ઉપર દર્શાવવામાં આવ્યા છે. બીજા મહાન સમાજસુધારકોની માફક મ. બુદ્ધ પણ, એમના સમયના એક પ્રખર સંસારસુધારક હતા. નિર્દય અને વિવેકશૂન્ય પશુવધ તથા કૃત્રિમ અને અપવિત્ર જાતિભેદનું, મ. બુદ્ધે સંપૂર્ણ સાહસ અને પૂર્ણ બળથી એવું તો સાવાદ ખંડન કર્યું કે, એમના સમકાલીન વિદ્વાનો એમની તરફ ખૂબ આકર્ષાયા. જો પશુવધ અને જાતિભેદની બુરાઇઓના જન્મ પહેલાં એમનું આગમન થયું હોત તો, તેમનો પ્રભાવ ઘણો ઓછો પડત–ખરું કહીયે તો તેમને સમાજસુધારણાનું બીડું ઝડપવાનો અવસર જ મળત નહીં. પણ જે જમાનામા એમનો જન્મ થયો, એ જમાનામા આજુબાજુના સંજોગોને લીધે, તેઓ અસંખ્ય લોકોને આકર્ષી શકયા, અને તેથી તેમની ઇચ્છા નહીં હોવા છતાં, આમલોકો તેમને ધીરેધીરે એક નવીન ધર્મના સંસ્થાપક માનવા લાગ્યા.

## (૩) બુદ્ધ ધર્મનું વિનાશક અથવા નિષેધાત્મક અંગ

મહાત્મા બુદ્ધના શિક્ષણના નિષેધાત્મક ( Negative ) ભાગ માટે,

માત્ર એટલુ જ કહેવુ પર્યાપ્ત થશે કે, તેઓએ વિશેષે કરીને ફક્ત બે અત્યાચારો પર પ્રબળતાપૂર્વક આક્રમણ કર્યું હતુ મિ. આર. સી. દત્ત લખે છે કે —" ગૌતમબુદ્ધ અવિચારીપણે ખંડન કરવાવાળા નહોતા, અને તેઓ બેફામ બનીને પણ બધી પ્રાચીન પ્રચલિત પ્રથાઓનો કટ્ટર વિરોધ કરતા નહોતા. જ્યા સુધી તેમને કોઇ પણ પ્રથા કે મત હાનિકારક અને નિરુપયોગી માલૂમ પડ્યો નહીં, અથવા તો તે પાછળથી ઘુસાડી દેવામા આવ્યો છે, એવી તેમની ખાત્રી થઇ નહીં, ત્યા સુધી તેઓએ કોઇ પણ પ્રચલિત પ્રથા કે મત ઉપર પોતાનો હાથ ઉગામ્યો નહોતો. તેઓએ જાતિભેદનો એટલા જ માટે વિરોધ કર્યો કે, તે હાનિકારક છે, અને પ્રાચીન બ્રાહ્મણ ધર્મમા પાછળથી ઘૂસી ગયો છે, એમ તેઓ માનતા હતા તેઓએ વૈદિક યજ્ઞાદિ ક્રિયાઓનો એટલા જ માટે વિરોધ કર્યો કે, તેમના જમાનામા એ વિધિઓનો અમલ ઘણી જ મૂર્ખતાથી કરવામા આવતો હતો, તેનુ સ્વરૂપ ઘણુ જ બગડી ગયુ હતુ, અને તેમા વગર-જરૂરે નિર્દયતાપૂર્વક પશુઓના પ્રાણ લેવામા આવતા હતા "*

આ પ્રશ્ન કદાચ પૂછી શકાય કે, " શુ મહાત્મા બુદ્ધ, ઇશ્વરનું અસ્તિત્વ અને વેદો, ઇશ્વરીય જ્ઞાન અથવા તો પ્રામાણિક પુસ્તકો છે, એમ માનતા હતા ? ઇશ્વરની માન્યતાના સબધમા એમ કહી શકાશે કે, **મહાત્મા બુદ્ધ નાસ્તિક નહોતા. કદાચ અજ્ઞેયવાદી ( Agnostic ) હોય. ઇશ્વર અથવા તો ઇશ્વરીય જ્ઞાનને નહી માનવુ, એવો બુદ્ધ ધર્મનો કોઇ ખાસ, આવશ્યક સિદ્ધાન્ત નથી.** મ બુદ્ધના શિક્ષણ ઉપરથી એટલુ માલૂમ પડે છે કે, તેઓએ આત્મ-સુધાર અને આત્મસયમનો ઉપદેશ આપીને જ સતોષ પકડયો છે, અને " આ સસાર અનાદિ અને અનત છે કે ? " એવા મહત્વપૂર્ણ પ્રશ્ન ઉપર વિચાર કરીને, તેનો ઉત્તર શોધવાની ચેષ્ટા સુદ્ધાં તેઓએ કરી હોય, એમ

* એન્શિયન્ટ ઇંડિયા ભાગ ૨જો, પાન ૧,

જણાતું નથી. 'આ સંસારની ઉત્પત્તિ કેવી રીતે થઇ?" એ પ્રશ્નનો પણ તેઓએ બહુ વિચાર કર્યો જણાતો નથી; કારણ કે એવા પ્રશ્નનો સંતોષકારક ઉત્તર મળી શકશે નહીં, એમ તેઓએ માની લીધું લાગે છે. એમના શિષ્યોએ આ બાબતનું જ્ઞાન મેળવવા માટે, ઘણી વાર જીજ્ઞાસુ ભાવે આગ્રહ કર્યો, પણ તેઓએ તેનો કદી પણ સ્પષ્ટ ઉત્તર આપ્યો નહીં.*

નિશ્ચયપૂર્વક એમ કહી શકાશે કે, બૌદ્ધ ગ્રન્થો (જુઓ—સુત્ત નિપાત, પટ્ઠ સુત્ત, અને સુત્ત નિપાત; મહા મોહ સુત્ત)માં આવતાં ઘણાં વર્ણનો ઉપરથી એમ માલૂમ પડે છે કે, મ. બુદ્ધે, પોતાના શિષ્યોને આવા પ્રકારની જીજ્ઞાસા બતાવવાનું કે આવા શાસ્ત્રાર્થ કરવાનું કોઇ દિવસ પ્રોત્સાહન આપ્યું નથી. એમના વિચારમાં તો ભલાઇ કરવી એ જ ધર્મ હતો; અને તેઓએ ધર્મના કર્મકાંડ તરફ મુખ્ય લક્ષ રાખ્યું હતું: બાકી તેના જ્ઞાનકાંડ કે આધ્યાત્મિક વિભાગ તરફ તો તેઓ સર્વથા ઉદાસીન જ રહ્યા હતા. બૌદ્ધ ધર્મના પ્રારંભિક કાળમાં, આ એક પ્રકારની મોટી નિર્બળતા હતી; કારણ કે, ઉપર જણાવ્યા તેવા પ્રશ્નો ઊઠયા વગર રહેતા જ નથી, અને એક ધર્માચાર્યે તેના કોઇને કોઇ રૂપમાં ઉત્તર આપવા જ જોઇએ. જે ધર્મ આવા પ્રશ્નોને ઉડાવી દે છે કે તેની ઉપેક્ષા કરે છે, તે મનુષ્યના આત્માની ભૂખને બુઝાવી શકતો નથી. પરન્તુ, પાછળથી બુદ્ધ ધર્મના જે આચાર્યો થયા, તેઓએ આ ત્રુટી–ખામીને એવો ઉત્તર આપીને

---

* દાખલા તરીકે—એક વખતે મલયુકય પુત્ત નામના શખ્સે મહાત્મા ગૌતમને આ પ્રશ્ન પૂછયો, પણ તેઓએ એટલો જ જવાબ આપ્યો કે, "હે મલયુકય પુત્ત, સંસાર નિત્ય છે કે અનિત્ય, એ પ્રશ્નનો હું તમને ઉત્તર આપીશ, એમ કહીને, તમે મારા શિષ્ય બની જાઓ, એમ મેં તમને કદી કહ્યું હતું ખરું? મલયુકય પુત્તે જવાબ આપ્યો કે. "મહારાજ, આપે એવું કહ્યું નથી," બુદ્ધે કહ્યુ કે, "તો પછી આ પ્રશ્ન પૂછવાનો આગ્રહ નહીં કરો." (જુઓ. મજ્ઝમ નિકાય કુલ મલુકય–વાદ અને દત્તનું એન્શિયન્ટ ઇંડિયા ભા. ૨જો. પાનું. ૨૩૯).

સુધારી લીધી છે કે, "સંસાર આજે જેવો છે તેવો અનાદિ કાળથી ચાલ્યો આવે છે." આવી રીતે **તેઓએ પાછળથી બુદ્ધ ધર્મને વિશુદ્ધ નાસ્તિક વાદી બનાવી દીધો.** બાકી મ. બુદ્ધનું આવું મન્તવ્ય નહોતું; તેઓ સંસારને નિત્ય છે એમ નહોતા કહેતાઃ તેમ તે અનિત્ય છે, એમ પણ નહોતા કહેતા. શરૂઆતમાં, બુદ્ધ ધર્મ અજ્ઞેયવાદી (Agnostic) હતો; પણ બીજા અજ્ઞેય વાદી મતોની માફક, અંતમાં તે પણ નાસ્તિક વાદી બની ગયો. અમે પ્રથમ કહી ગયા છીએ તેમ, બુદ્ધ ધર્મનું નીતિ અને સદાચારનું શિક્ષણ ઘણું જ ઉત્તમ છે, પણ ધર્મની દૃષ્ટિએ જોતાં, તેમાં પાછળથી ઘૂસેલો નાસ્તિક વાદ, એ તેનું એક મહાન દૂષણ થઇ પડયું છે. તેના આ દોષને કારણે જ, આખરે ભારતવર્ષમાં તેના ભાગ્યનો અંત આવી ગયો. નાસ્તિક વાદે હિન્દુસ્થાનમાંથી બુદ્ધ ધર્મના પાયા ઉખેડી નાખ્યા. પ્રારંભમાં, બુદ્ધ ધર્મે અત્યાચારી અને અન્યાયી જાતિભેદ તથા નિર્દય પશુવધનો વિરોધ કરી, સદાચાર અને ભલાઇનો પવિત્ર બોધ આ પ્રજાને આપ્યો હતો, જેથી આખા દેશમાં તે ફેલાઇ ગયો હતો; પણ પાછળથી તે નાસ્તિક મત બની જતાં, ધર્મપ્રેમી આસ્તિક આર્યપ્રજા વચ્ચે તેને માટે સ્થાન રહ્યું નહોતું.

ઇશ્વરની સત્તા અને વેદો ઇશ્વર કૃત હોવાના સંબંધમાં મહાત્મા બુદ્ધના વિચારો કેવા હતા, તે "તેવિજ્જ સુત" ઉપરથી જાણી શકાય છે. મિ. રાઇસ ડેવિડ્સ (Rhys Davids) એના અંગ્રેજી અનુવાદની ભૂમિકામાં લખે છે કેઃ—

"આમાં ગૌતમબુદ્ધનું વર્ણન 'તેવિજ્જ' નામથી કરવામાં આવ્યું છે, અને તેથી તેને તેવિજ્જ સુત કહે છે. 'તેવિજ્જ'નો અર્થ વેદોનો જાણકાર થાય છે; અને તે પાલી શબ્દ 'ત્રૈવિદ્ય' અથવા ત્રયીવિદ્'નો અપભ્રંશ છે.

આ સુતનો આરંભ, વશિષ્ઠ અને ભારદ્વાજ નામના બે બ્રાહ્મણ

યુવકોના સંવાદથી શરૂ થાય છે; 'બ્રહ્મપ્રાપ્તિનો સાચો માર્ગ કયો છે?' એ સંવાદનો વિષય છે. આ બન્ને બ્રાહ્મણયુવકો મહાત્મા ગૌતમબુદ્ધની પાસે જાય છે; અને તેઓ એમ કહે છે કે, બને કોઈ બ્રાહ્મણ વેદોને સારી રીતે જાણતો હોય, છતાં જો તે સદાચારી ના હોય, તો તે બ્રહ્મને પ્રાપ્ત કરી શકતો નથી. એ સુત્તનાં કેટલાંક વચનો નીચે પ્રમાણેનાં છેઃ—

૨૫:—" હે વશિષ્ઠ! એવા પ્રકારના બ્રાહ્મણો ત્રણ વેદો ભણવા છતાં, જે ગુણો, મનુષ્યને બ્રાહ્મણ બનાવે છે, તેનો તિરસ્કાર કરે છે, અને જે (અવ) ગુણો માણસને અબ્રાહ્મણ બનાવે છે, તેને ધારણ કરે છેઃ અને તેઓ એવો પાઠ કરે છે કેઃ-'અમે ઇન્દ્રને પોકારીએ છીએ, અમે સોમને પોકારીએ છીએ, વરુણને પોકારીએ છીએ, ઇશાનને પોકારીએ છીએ, પ્રજાપતિને પોકારીએ છીએ, બ્રહ્મને પોકારીએ છીએ, મહિદ્ધિને પોકારીએ છીએ, યમને પોકારીએ છીએ'. પરન્તુ હે વશિષ્ઠ! એવા બ્રાહ્મણો મનુષ્યને બ્રાહ્મણ બનાવનારા ગુણોનો તિરસ્કાર કરે છે, અને અબ્રાહ્મણ બનાવનારા (અવ)ગુણોને ધારણ કરે છે, એટલે કેવળ મૌખિક સ્તુતિ અને પ્રાર્થનાને કારણે મૃત્યુ પછી, જ્યારે તેમનું શરીર છૂટી જાય છે ત્યારે, તેઓ બ્રહ્મને પ્રાપ્ત કરી શકતા નથી. આવા દુર્ગુણી નામધારી બ્રાહ્મણો બ્રહ્મને પ્રાપ્ત કરે એ સંભવિત જ નથી.

૨૭:—" હે વશિષ્ઠ! એ પ્રમાણે પાંચ પદાર્થો, કામની તરફ ખેંચી જનારા છે: અને આર્ય સંયમમાં તેને બંધન કહેવામાં આવે છે.

પ્રશ્ન:—એ પાંચ પદાર્થ કયા છે?

ઉત્તર:—"રૂપ" જે આંખને પ્રિય, રોચક અને આનંદદાયક હોય છે, પણ તે કામ અને મદને પેદા કરે છે; એ જ પ્રમાણે "શબ્દ" જે કાનેથી સાંભળવામાં આવે છે; એ જ પ્રમાણે, "ગન્ધ" જે નાકથી ગ્રહણ કરવામાં આવે છે; એ જ પ્રમાણે "રસ" જે જીહ્વાથી ગ્રહણ થાય છે;

...ને એ જ પ્રમાણે "સ્પર્શ" જેનાથી અન્ય પદાર્થોનો શરીર વડે અનુભવ થાય છે. આ પાંચે પદાર્થોથી કામની ઉત્પત્તિ થાય છે, અને આર્ય સંયમમાં તેને બંધન કહેવામાં આવે છે. અને હે વશિષ્ઠ ! જે બ્રાહ્મણો વેદ ભણ્યા હોય છતાં આ પાંચે પદાર્થોના દાસ બની જાય છે, તે કામી બની જાય છે. કામવાસના વડે તેઓ ઉન્મત્ત બને છે, તેઓ પતિત થઇ જાય છે, અને એ કેવા ભયંકર પદાર્થો છે, તે સમજ્યા વગર તેમાં આનંદ માને છે."

૨૮ :—"હે વશિષ્ઠ ! જે બ્રાહ્મણો વેદના જ્ઞાતા હોવા છતાં, મનુષ્યને વાસ્તવમાં બ્રાહ્મણ બનાવનારા ગુણોનો તિરસ્કાર કરતા હોય, અને તેને અબ્રાહ્મણ બનાવનારા દુર્ગુણોને ગ્રહણ કરતા હોય, અને કામ ઉત્પન્ન કરનારા પાંચ પદાર્થોના દાસ બનીને, તેમા ઉન્મત્ત બની પતિત થઇ ગયા હોય, અને એનાં ભયંકર સ્વરૂપને સમજ્યા વગર એમાં આનંદ માનતા હોય, એ બ્રાહ્મણો મરણ પછી, શરીર છૂટી ગયા બાદ, બ્રહ્મને પ્રાપ્ત કરી શકે એ બિલકુલ સંભવિત નથી."

આગળ ચાલતાં મહાત્મા બુદ્ધ, વશિષ્ઠને બ્રહ્મના ગુણો વિષે કેટલાક પ્રશ્નો પૂછે છે. અને પછી બ્રહ્મના અને નામધારી બ્રાહ્મણોના ગુણો વચ્ચે કેટલો તફાવત છે, તે બતાવતાં, નીચે મુજબનો ઉપદેશ આપે છે:

૩૭ :—વારુ વશિષ્ઠ ! તમે એમ તો માનો છો કે એવા નામધારી બ્રાહ્મણોનાં હૃદયમાં ક્રોધ અને દ્વેષ ભર્યાં હોય છે, અને એ પાપી તેમજ અસંયમી હોય છે, જ્યારે બ્રહ્મ તો ક્રોધ અને દ્વેષથી રહિત, અને સંયમ સ્વરૂપ તથા નિષ્પાપી છે. ભલા, ત્યારે એવા પાખંડી બ્રાહ્મણોમાં અને બ્રહ્મમાં કોઇ જાતની સમાનતા કે એકરૂપતા હોઇ શકે ખરી ?"

હે ગૌતમ ! ના હોઇ શકે.

૩૮ :—"વારુ વશિષ્ઠ ! ત્યારે એવા બ્રાહ્મણો, કે જેઓ વેદ ભણવા છતાં, પોતાના હૃદયમાં ક્રોધ અને દ્વેષને ધારણ કરનારા પાપી હોય

અસંયમી હોય, તેઓ મરણ બાદ, શરીર છૂટયા પછી, સંયમ સ્વરૂપ અને ક્રોધ, દ્વેષ તથા પાપરહિત બ્રહ્મને પ્રાપ્ત કરી શકે, એ કદી પણ બનવાજોગ નથી. "*

આગળ ચાલતાં, એક આસ્યા ભિક્ષુનાં શુદ્ધ જીવનનું વર્ણન કરીને, મહાત્મા બુદ્ધ આ પ્રમાણે ઉપદેશ કરે છે :—

૮ :—" વારુ વશિષ્ઠ ! તમે એમ માનો છો કે એ ભિકખુ ક્રોધ અને દ્વેષ રહિત છે, શુદ્ધ ચિત્તવાળો અને સંયમી છે: અને બ્રહ્મ પણ ક્રોધ તથા દ્વેષ રહિત તથા શુદ્ધ અને સંયમ સ્વરૂપ છે. આ પ્રમાણે બન્નેમાં સમાનતા છે, માટે હે વશિષ્ઠ, એ ભિક્ષુ, કે જે ક્રોધ અને દ્વેષ રહિત તથા શુદ્ધ ચિત્તવાળો અને સંયમી છે, એ મૃત્યુ પછી, શરીર છૂટી ગયા બાદ, બ્રહ્મને પ્રાપ્ત કરી શકે એ દરેક રીતે સંભવિત છે. " +

આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે મહાત્મા બુદ્ધે વેદોની નિંદા કરી નથીઃ પણ એમના સમયના બ્રાહ્મણો, કે જેઓ વેદના જ્ઞાતા હોવાનું અભિમાન ધરાવવા છતાં, સાચ્ચા બ્રાહ્મણના ગુણોથી રહિત હતા, તેમની નિંદા કરી છે. મહાશય રાઇસ ડૅવિડ્સે એમની તુલના બાઇબલના Pharisees and Scribes=( પાખંડી ) ફારસીઓ અને લેખકોની સાથે કરી છે.

જો મહાત્મા બુદ્ધ ઇશ્વરના અસ્તિત્વના સંબંધમાં સંદિગ્ધ હોત, તો ઇશ્વરીય જ્ઞાન પર પણ તેઓ વિશ્વાસ લાવી શકત નહીંઃ પણ ખરી વાત એ છે કે, તેઓ વેદોના વિરોધી નહોતા, પણ તેની તરફ તેઓએ ઉદાસીન વૃતિ સેવી હતી. આવી જાતની ઉદાસીનતાનું કંઇક એવું કારણ જણાય છે કે, એક તો તેઓ વેદના જ્ઞાતા નહોતા, અને બીજું, વેદોમાં પશુવધ અને જાતિભેદની આજ્ઞાઓ છે, એવા પ્રકારની માન્યતા, તે સમયે

* જુઓ "બોધ સુત્ત" ( Sacred Books of the East Series ) પા. ૧૮૦-૧૮૫.

+ જુઓ "બુદ્ધ સુત્ત" પા. ૨૦૩.

પ્રચલિત થઇ ગઇ હતી. જો તેઓએ વેદોનું જ્ઞાન મેળવ્યું હોત, અને વેદોના વિશુદ્ધ અર્થનાં પ્રમાણોને આધારે જો તેઓએ પ્રેમભાવ અને સમાનતાનો ઉપદેશ કર્યો હોત, તો તેઓ નવા ધર્મના સંચાલક નહીં બનતાં આજના સમયના **મહર્ષિ સ્વામી દયાનંદ સરસ્વતી** જેવા એક ચુસ્ત વૈદિક સુધારક તરીકે પંકાયા હોત. જો એ સમયની પ્રજા સંકુચિત વિચારની ના હોત, તેમજ વેદના વાસ્તવિક શિક્ષણનું અધિક જ્ઞાન ધરાવતી હોત, અને બીજાનો ધર્મ અંગીકાર કરવાને બદલે પોતાના ધર્મનું સંશોધન કરવા જેટલું બુદ્ધિબળ ધરાવતી હોત તો પ્રાચીન વેદ ધર્મ હોવા છતાં, દેશમાં નવીન ધર્મ સ્થાપવાની દુર્ઘટના થવા પામત નહીં. કમનસીબે આવી દુર્ઘટના થઇ, અને તેના પાપે દેશમાં ફાટફૂટ પેદા થતાં, ચિરકાલ પર્યન્ત, બન્ને મતવાળાઓ વચ્ચે ભીષણ યુદ્ધો થયાં, અને તેની આગમાં ભવ્ય ભારતવર્ષ અનેક વરસો સુધી બળતોજળતો રહ્યો.

## (૪) બુદ્ધ ધર્મનું વિધાયક અને રચનાત્મક (વિધ્યાત્મક) અંગ.

મહાત્મા બુદ્ધના શિક્ષણનો જે Constructive part-રચનાત્મક-વિધાયક ભાગ છે, તેના સંબંધમાં અમારે કાંઇ વિશેષ કહેવાનું નથી. તેઓએ વૈદિક ધર્મના જે શ્રેષ્ટ સિદ્ધાન્તો છે, તેનો ઉપદેશ કર્યો છે; જેમકે આત્મસુધાર, આત્મસંયમ, મનુષ્ય જાતિ અને પ્રાણીમાત્ર પ્રત્યે મૈત્રીભાવ, વિશુદ્ધ પ્રેમ, સદાચાર, શુભ કર્મ અને આન્તરિક પવિત્રતા, વગેરે. આ બધા બોધમાં મ. બુદ્ધે ચાર મુખ્ય પ્રધાન વાતોનો ખાસ ઉપદેશ કર્યો હતો, જે નીચે મુજબ છેઃ—

**૧ જીવન દુઃખમય છે.**
**૨ દુઃખનું કારણ ઇચ્છા અથવા તૃષ્ણા છે.**
**૩ તૃષ્ણાનો નાશ કરવાથી દુઃખની નિવૃત્તિ થાય છે.**
**૪ તૃષ્ણાનો નાશ કરવાના નીચે જણાવેલા આઠ માર્ગ**

૧ સત્ય વિશ્વાસ
૨ સત્ય કામના
૩ સત્ય ભાષણ
૪ સત્યાચરણ
૫ સત્ય જીવિકાસાધન
૬ સદુદ્યોગ
૭ સત્ય સંકલ્પ, અને
૮ સત્ય વિચાર.

( જુઓ—મહાવાગ્ગ ૧/૬. અને દત્તનું 'એન્શિયન્ટ ઇંડિયા' ભાગ ૨જો, પા. ૨૩૬ )

ઉપર જણાવેલી વાતોનાં, વૈદિક ધર્મ અને દર્શનશાસ્ત્રોને લગતા ગ્રન્થોમાં અનેક વાર વર્ણનો આવ્યાં છે, એમ કહેવાની ભાગ્યે જ જરૂર રહે છે. દાખલા તરીકે અમે અત્રે ન્યાયશાસ્ત્રનું જે બીજું સૂત્ર છે, તે ઉદ્ધૃત કરીએ છીએઃ—

દુઃખ જન્મ પ્રવૃત્તિ દોષ મિથ્યા જ્ઞાનાનામુત્તરોત્તરા પાયે તદનન્તરા પાયાદ્ પર્ગઃ । ન્યાય. ૧ । ૨

દુઃખ, જન્મ, પ્રવૃત્તિ, દોષ અથવા મિથ્યા જ્ઞાન, આમાંથી એકનો નાશ થયે, તેની પૂર્વે જેનું વર્ણન કરવામાં આવ્યું છે, તેનો નાશ થઇ જાય છે; અને દુઃખનું નિવારણ એ જ મુક્તિ છે.

આ સૂત્રનો ભાવાર્થ એવો છે કે, મિથ્યા જ્ઞાનથી દોષ એટલે કે ખૂરી ઇચ્છાઓ થાય છે; ખૂરી ઇચ્છાઓથી જન્મની પ્રવૃત્તિ થાય છે. એટલે કે જન્મ ગ્રહણ કરવો પડે છે; અને જન્મ એ જ બધાં દુઃખોની જડ ( મૂળ ) છે. આ ક્રમ પ્રમાણે એકનો નાશ થવાથી બીજાનો નાશ થાય છે. મતલબ કે, જન્મ અને જીવનની સાથે દુઃખનો સંબંધ અવશ્ય રહે છે, ( બુદ્ધનો

પહેલો ઉપદેશ )· દુઃખ અને જન્મનું કારણ જીવનની ઇચ્છા અથવા તૃષ્ણા છે, ( બુદ્ધનો બીજો ઉપદેશ ) ઇચ્છા અને જન્મ પ્રવૃત્તિનો નાશ થવાની સાથે દુઃખોની નિવૃત્તિ થઇ જાય છે, ( બુદ્ધનો ત્રીજો ઉપદેશ ) અને ઇચ્છા તથા જન્મ પ્રવૃત્તિનો નાશ, મત્ય જ્ઞાન દ્વારા જ થઇ શકે છે. ( બુદ્ધનો ચોથો ઉપદેશ )

તમામ બુદ્ધ ધર્મીઓ માટે, ( ચાહે તો તે ભિક્ષુ હોય કે ગૃહસ્થ હોય નીચે લખેલી પાંચ આજ્ઞાઓનુ પાલન, એ પરમ કર્તવ્ય મનાય છે :—

**૧ કોઇ પણ પ્રાણીની હિંસા કરવી નહી.**
**૨ જે વસ્તુ આપવામાં આવે નહીં, તેનું ગ્રહણ કરવુ નહીં.**
**૩ મિથ્યા ભાષણ કરવું નહીં.**
**૪ માદક દ્રવ્યોનું સેવન કરવુ નહીં.**
**૫ વ્યભિચાર કરવો નહીં.**

મ. રોમેશચંદ્ર દત્ત કહે છે કે, વશિષ્ટ મુનિએ જે પાચ મહાપાતકો બતાવ્યાં છે, તેને ઉપરની પાચ આજ્ઞાઓ બરોબર મળતી આવે છે.*

મ૦ દત્તે આ પ્રમાણે કહ્યુ છે, છતાં, અમે એમ માનીએ છીએ કે, આ પાચ આજ્ઞાઓનો મંબંધ મહર્ષિ પતંજલિ–રચિત યોગસૂત્રના પાંચ યમો ( Rules of conduct )ની સાથે છે. જુઓ—

**" अहिंसा सत्यास्तेय ब्रह्मचर्या परिग्रहा यमा : ।**
**योग अ १ । पा. २ सू ३० ॥**

"જીવોની હિંસા નહીં કરવી, અસત્ય ભાષણ નહીં કરવું, ચોરી નહીં

* વશિષ્ઠજીએ બતાવેલા પાચ મહાપાતકો આ પ્રમાણે છે —(૧) ગુરૂપત્ની સાથે વ્યભિચાર, (૨) માદક દ્રવ્યોનુ પાન, (૩) હત્યા કરવી, (૪) ચોરી કરવી, અને (૫) પતિત લોકો સાથે આત્મિક અથવા તો વૈવાહિક સંબંધ રાખવો. ( ૧/૧૯ થી ૨૧–' એન્શિયન્ટ ઇંડિયા ' ભાગ ૨જો. પાનુ ૧૦૩ )

કરવી, વ્યભિચાર નહીં કરવો, અને વિષયભોગ અથવા તો ઇન્દ્રિયલોલુપતામાં વધારે પડતુ નહીં ફસાવું", એ પાંચ યમ છે.

બુદ્ધ ધર્મ, કે જેનો મહાત્મા બુદ્ધે પ્રચાર કર્યો છે, તે કેવળ સદાચારનો ઉપદેશ છે, બીજું કાંઇ નથી. બુદ્ધ ધર્મમાં સદાચારનો જે ઉપદેશ આપવામા આવ્યો છે, તેનો પત્તો વૈદિક ધર્મના ગ્રન્થોમાંથી સહજ મળી આવે છે. મ૦ દત્ત કહે છે કેઃ-"બુદ્ધ ધર્મે પ્રાચીન હિન્દુઓ પાસેથી આ પવિત્ર વારસો મેળવ્યો છે, અને પોતાના પવિત્ર ગ્રન્થોમાં તેનું અચ્છી રીતે રક્ષણ કર્યું છે. બુદ્ધ ધર્મમા જે ઉત્તમ અને સર્વોત્કૃષ્ટ સિદ્ધાન્તો જોવામાં આવે છે, તે બધા મહાત્મા ગૌતમે નિર્ધારિત કરેલાં ધર્મનાં ફરમાનોમાંથી આપણને મળી આવે છે." ×

મહાત્મા બુદ્ધના સંબંધમાં પ્રોફેસર મેકસમુલર લખે છે કે :—

"તેમની ( બુદ્ધની ) બ્રાહ્મણો સામેની વિરૂદ્ધતાની ભારોભાર અતિશયોક્તિ કરવામાં આવી છે : અને હવે અમે બરોબર જાણી શકયા છીએ કે, ગૌતમબુદ્ધે ઘણે મોટે ભાગે, ઉપનિષદોમાં જે ઉપદેશ છે, તેનો જ બોધ આપ્યો છે." +

અમે આ વાત સિદ્ધ કરી છે કે, **મહાત્મા બુદ્ધે કોઈ પણ નવીન ધર્મનો કે નવીન જ્ઞાનનો પ્રચાર કર્યો નથી.** જે દૂષણો, સત્ય વૈદિક ધર્મનાં અંગરૂપ નહોતાં, પણ જે પાછળથી તેમા ઘૂસી ગયાં હતાં, તેનું તેઓએ કંઇક ખંડન કર્યું છે. આ સિવાય તો તેઓએ વૈદિક ધર્મના ઉપદેશોનો જ માત્ર પ્રચાર કર્યો છે. મતલબ એ જ કે, બુદ્ધ ધર્મ, કે જે અમારા મત પ્રમાણે ગૌતમનુ ઉત્તમ શિક્ષણ છે, તે વૈદિક ધર્મ પર જ અવલમ્બિત છે વેદ એ જ બુદ્ધ ધર્મનું ખરેખરું મૂળ છે.

× 'અન્શિયન્ટ ઇંડિયા' ભાગ રજો પા ૨૬૮.

+જુઓ મેકસમુલરનાં "વેદાન્ત ફિલોસોફી પરનાં ત્રણ વ્યાખ્યાનો" પા. ૧૧૩,

# પ્રકરણ ૪થું.

## જરથોસ્તી મતના પાયા પર યાહુદી મત રચાયો છે.

### (૧) પ્રારંભિક.



વે અમે યાહુદી મત તરફ આવીએ છીએ. સામ્પ્રત સમયે યાહુદી ધર્મના અનુયાયીઓની સંખ્યા જો કે ઓછી છે, તોપણ એ ધર્મ એવો છે કે, જેમાંથી સંસારના બે મહાન ગણાતા ખ્રિસ્તી અને મુસલમાની ધર્મ નીકળ્યા છે. આજે થોડા તિરસ્કૃત લોકોનો યાહુદી ધર્મ રહેવા પામ્યો છે, છતા, તેનું સમર્થન કરનારાઓની સંખ્યા ઓછી છે, એમ માની લેવાનું નથી. ઇસ્લામનો પાયો એકલા યહુદી ધર્મ ઉપર રચાયો છે, એ વાતનો મુસલમાનો સ્વીકાર કરે છે, અને કુરાને પાકમાં તો એ વાતનો સ્પષ્ટ ઉલ્લેખ કરવામાં આવ્યો છે. પોતાનાં ધર્મપુસ્તકોમાં યાહુદી લોકોએ કેટલીક ગોલમાલ કરી છે, અને પયગમ્બર મહમદ (સ. લ.)ના સંબંધમાં જે ભવિષ્યવાણી તેમાં લખી હતી, તે તેઓએ ઇરાદાપૂર્વક કાઢી નાખી છે, એવો મુસલમાન લોકો તેમની ઉપર આક્ષેપ કરે છે; તેમ છતાં ઇસ્લામીઓ, હજરત મુસાને તથા ઓલ્ડ ટેસ્ટામેન્ટ (પુરાણું બાઇબલ)ના બીજા લેખકોને, ઇશ્વરે મોકલેલા પયગમ્બરો સમાન ગણે છે; અને તેથી યાહુદી પયગમ્બરોએ તેમના "ઇશ્વરી'

પ્રેરણા પારસી ગ્રન્થોમાંથી મેળવી હતી, એ વાત જ્યારે સિદ્ધ કરવામાં આવશે, ત્યારે તેઓને તે અરુચિકર થઇ પડયા વગર રહેશે નહીં. એ જ પ્રમાણે ખ્રિસ્તી લોગ, કે જેમના ધાર્મિક શિક્ષણનો મુખ્ય આધાર યાહુદી ધર્મ ઉપર જ છે, અને જે વાતનો ખુદ જીસસ ક્રાઇસ્ટે પણ સ્વીકાર કર્યો છે, તેઓ પણ યાહુદી મતને ઇશ્વરીય જ્ઞાન તરીકે સિદ્ધ કરવાની ચિંતામાં પડયા વગર રહેશે નહીં. વર્તમાન કાળમાં, પ્રાચીન સમયની મોટી મોટી શોધખોળો ચલાવવા માટે, આપણે ખ્રિસ્તી પ્રજાના સૌથી વધારે આભારી છીએ. પરિસ્થિતિ આવી હોવા છતાં, યાહુદી મતની ઉત્પત્તિના સંબંધમાં જો ઓછી બારીક શોધખોળ થઇ હોય, તો તેમાં બહુ આશ્ચર્ય પામવા જેવું નથી. યાહુદી મત, જરથોસ્તી ધર્મનો ઋણી છે, એમ સિદ્ધ કરવા માટે બહુ જ થોડા ખ્રિસ્તી વિદ્વાનો તૈયાર છે. દાખલા તરીકે "સૃષ્ટિ ઉત્પત્તિ"ના સંબંધમાં બાઇબલના ધાર્મિક વિચારો ઝંદાવસ્તામાંથી લેવામાં આવ્યા છે, એવા ડૉકટર સ્પિગલના જ મત ઉપર, પ્રો. મેકસમુલરે જે ટીકા કરી છે, તે જુઓ.

અમારી જાણ મુજબ, ડૉ. સ્પિગલના પુસ્તકનો અત્યાર સુધીમાં અંગ્રેજી અનુવાદ કરવામાં આવ્યો નથી; અને પ્રો. મેકસમુલરે કરેલી આલોચના ઉપરથી જ ડૉ. સ્પિગલના પુસ્તક વિષે અમે કાંઇક જાણી શક્યા છીએ. 'ચિપ્સ ફ્રોમ એ જર્મન વર્કશૉપ' નામના ગ્રન્થના પહેલા ભાગમાં પ્રો. મેકસમુલરે એવો મત ઉચ્ચાર્યો છે કે, ડૉ. સ્પિગલ પોતાનો મત સિદ્ધ કરી શક્યા નથી. પ્રોફેસર મેકસમુલર પોતાના આ પુસ્તકના પહેલા જ વાકયમાં લખે છે કે, "જો વિદ્વાન લોકો થોડું કાયદાકાનૂનનું (Legal) જ્ઞાન પ્રાપ્ત કરતા હોત તો કેવું સારું થાત ? અથવા કમમાં કમ જો તેઓ (Probable) સંભવિત વાત અને (Proved) સિદ્ધ વાત વચ્ચેનો ફરક સમજતા હોત તો કેવું સારુ થાત ?" આગળ ચાલતાં પ્રોફેસર સાહેબ કહે છે કે, "અમને જાણીને ઘણો આનંદ થાય છે કે, ઝંદાવસ્તાના સુયોગ્ય સંપાદક અને અનુવાદક ડૉ. સ્પિગલે, પોતાના છેલ્લા પુસ્તક

( Erandas landzwischen dim Indus and Tigris )નું એક પ્રકરણ, આ પ્રશ્નની ચર્ચા માટે જ અર્પણ કરેલું છે. અમે Avesta die Genesis oderdie Bezihomgen der Eranier zu den semitenના મથાળાવાળું પ્રકરણ ઘણી અભિરુચિની સાથે વાંચ્યું છે અને આખુંયે પુસ્તક વાંચ્યા પછી, આ લેખના પ્રારંભમાં લખેલા ઉદ્‌ગારો અમારા મુખમાંથી સહસા નીકળી ગયા હતા." * પોતાના પ્રતિયોગી ( Adversary )ની વિદ્વત્તા કે યોગ્યતામાં, પ્રો. મેકસમુલર કોઇ જાતનો દોષ જોતા નથી. તેઓ તો સામું એમ કહે છે કે " ડૉ. સ્પિગલના સંબંધમાં અપ્રતિષ્ઠાસૂચક શબ્દો કહેવાનો મારો જરા પણ ઇરાદો નથી; કારણ કે તેઓ પૂરેપૂરા વિદ્વાન છે, એટલું જ નહીં, પણ 'અવસ્તા 'ને કંઠસ્થ કરનારા બેત્રણ ગૃહસ્થોમાંના તેઓ એક છે; તેઓ સેમિટિક ભાષાનું અચ્છું જ્ઞાન ધરાવે છે; અને " Old Testament–પુરાણા બાઇબલ" વિષે લખાયલાં વિવિધ પુસ્તકોની ભાષા, નિબંધરચના અને લેખન શૈલી ઉપર સ્વતંત્ર મત ઉચ્ચારવા જેટલું હિબ્રુ ભાષાનું જ્ઞાન પણ તેઓએ પ્રાપ્ત કર્યું છે." ડૉ. સ્પિગલની આવી રીતે પ્રશંસા કરવા છતાં, યાહુદી મતનો આધાર જરથોસ્તી મત પર છે, એમ બતાવવા માટે તેઓએ જે જે પ્રમાણો અને દલીલો રજૂ કર્યાં છે, તે માનવાને પ્રો. મેકસમુલર તૈયાર નથી; અને સામેથી એવાં અનુમાન પર આવતા પહેલાં, સાવધાન રહેવાનો ઉપદેશ આપવાને તેઓ મેદાને પડયા છે ! પ્રો. મેકસમુલરસાહેબ લખે છે કે:–

" પરન્તુ, આવા વિષયમાં, નવીન ટીકાકાર કે સમાલોચક માટે, પગથી માથા સુધી બળવાન અસ્ત્રશસ્ત્રોથી સુસજ્જ રહેવાનું, અત્યંત આવશ્યક થઇ પડે છે; પોતે કોઈ પણ પ્રકારના હુમલાઓ અને આક્રમણોનું લક્ષ ( Target ) ના બને તેનું તેણે ધ્યાન રાખવું જોઇએ; દરેક વચન તેણે ઠીકઠીક તોળી–જોખીને બોલવું જોઇએ; અને જે

* ચિપ્સ ફ્રોમ એ જર્મન વર્કશોપ, ભા. ૧લો: પાનું ૧૪૬.

જે લક્ષબિંદુએ પહોચવાનું હોય, તે સ્થાને પહોંચવા માટે, બરોબર ગીધી લીટીએ, તેણે ક્રમશ આગેકદમ કૂચ કરવી જોઇએ. ડૉ. રિપગલ જેવા વિદ્વાન લેખકોએ સમજી લેવુ જોઇએ કે, જો તેઓ નવીન પ્રકારના અભિપ્રાય ઉચ્ચારશે તો, તેમના સામે વિરોધ દર્શાવનારાઓ જરા પણ દયા બતાવશે નહી, અને બાઇબલની સમીક્ષાના તોફાની સમુદ્રમા તેમના હાલકડોલક થતા, ડગમગતા તોપખાનાની સામે ભારેમા ભારે તોપખાનાનો ઉપયોગ કરવામા આવશે નવીન વિચારો રજૂ કરતી વખતે, તેઓ આવા પ્રકારની લડતનું આવાહન કરે છે, એ વાત તેઓએ બરાબર લક્ષમા રાખવી જોઇએ."×

વિદ્વાન પ્રોફેસર મેક્સમુલરની અમે સર્વ પ્રકારે પ્રશંસા કરીએ છીએ, અને તેમના બીજા લેખોમા ઉચ્ચાશય, પૂર્ણ ઉદારતા, વિચારવિસ્તીર્ણતા અને અકૃત્રિમ સત્ય કામના ભરેલી હોવા છતા, તેમના આ લેખના, પોતાના ધર્મની ટીકા સહન નહીં કરી શકવા જેવી ગંધ આવે છે, એમ કહ્યા સિવાય અમારો છૂટકો થતો નથી.

## (૨) સંબંધનો માર્ગ.

અમારા મત પ્રમાણે, યાહુદી મત વિશેષે કરીને જરથુસ્તી મત પર અવલમ્બિત છે, એમ બતાવવા માટે પૂરતા પ્રમાણો મળે છે. બન્ને મતો વચ્ચે એટલી બધી વધારે અને વિલક્ષણ સમાનતાઓ જોવામાં આવે છે કે, એકના વિચારો બીજામાં દાખલ થયા છે, એવા છેવટ ઉપર આપણે આવવું જ પડે છે. પ્રો. મેકસમુલર પણ આ વાતનો ઇનકાર કરતા નથી. જો તેઓએ તેમ કર્યું હોત, તો તે બીના ઘણી આશ્ચર્યજનક ગણાત! પણ તેમ છતા તેઓ જે દલીલ આગળ કરે છે તે એ છે કે "આવા પ્રકારના વિચારો તરફ દષ્ટિપાત કરતા પહેલા, જે માર્ગે અવસ્થામાથી

× 'ચિપ્સ ફ્રૉમ એ જર્મન વર્કશૉપ', ભા. ૧લો. પાનુ ૧૪૬-૧૪૭.

(Genesis) પેદાયશની કિતાબમા, અથવા તો એ કિતાબમાથી અવરતામાં મમાન વિચારો દાખલ થયા, એ માર્ગ, અગર તો તેની સંભવિતતા આપણે બતાવી આપવી જોઇએ. " *

આ દલીલના જવાબમાં અમે એમ કહીએ છીએ કે, એવો માર્ગ ( Channel of communication ) સહેલાઇથી બતાવી શકાય તેમ છે. ડૉ. સ્પિગલે એમ સિદ્ધ કરવાનો પ્રયત્ન કર્યો છે કે, બાઇબલમા લખ્યા પ્રમાણે ઇ. સ. પૂર્વે ૧૯૨૦માં જરથુસ્ત અને ઇબ્રાહિમ, બન્ને એક જ જમાનામા અને એક જ સ્થાને પેદા થયા હતા. ( યાહુદીઓના સૌથી પહેલા પયગમ્બર, કે જેમનું વર્ણન તૌરાતમા આવે છે, તે ઇબ્રાહિમ હતા. ) બન્નેનું સ્થાન ( Arran or Haran ) **આરાન** અથવા તો **હારાન** છે. બાઇબલમાં એમ કહેવામા આવ્યું છે કે, હજરત ઇબ્રાહિમ હારાનના રહેવાસી હતા; અને ઝન્દાવસ્થા જોતા એમ જણાય છે કે, જરથુસ્તનો જન્મ Aryanam Veiga આર્યોનાં બીજ, અર્થાત ( **आर्यों का बीज** ) નામના સ્થાનમાં થયો હતો. પ્રો. મેક્સમુલરનો જ નહીં, પણ અનેક શબ્દશાસ્ત્રવેત્તાઓનો એવો મત છે કે, ' આર્યોનાં બીજ 'નું સ્થાન, ઇરાનના પશ્ચિમ ભાગમા, ઓક્સસ અને જેક્સરટિસ નદીઓના વચ્ચેના ભાગમા હોવું જોઇએ. આ સ્થાનનુ ' **આર્યોનાં બીજ** ' એવું નામ પડવાનું કારણ એ છે કે, તે આર્યોનું નિવાસસ્થાન હતુ, અને આર્યન તેમજ ઇરાનિયન પ્રજા ત્યાંથી આવી છે. ડૉ. સ્પિગલના મત પ્રમાણે ફારસી ' આરાન, ' એ ' આર્યોનાં બીજ 'નું કેવળ સંક્ષિપ્ત રૂપ છે. આ અનુમાનને વાજબી માનીને પ્રો મેક્સમુલર કહે છે કે, " ડૉ. સ્પિગલનો મત એવો છે કે, જરથુસ્તનો જન્મ આરાનમાં થયો હતો. મધ્યકાળના મુસલમાન ગ્રન્થકારોએ, જે સ્થળે આર્ક્સસ નદી વહે છે, તેનું નામ ' આરાન ' રાખ્યું છે. ' આર્યોના બીજ ' આ જ સ્થળનું નામ છે, એમ

* ચિપ્સ ફ્રોમ એ જર્મન વર્કશોપ, ભા. ૧લો, પાનું ૧૪૯.

એનકવેટીલ દુપેરોને સિદ્ધ કર્યું છે જે દેશ પરમાત્માએ સૌથી પહેલા પેદા કર્યો, તેને ઝન્દાવસ્થામાં 'આર્યાના બીજ' એવું નામ આપવામાં આવ્યું છે અમારા મત પ્રમાણે ડૉ. સ્પિગને પરંપરાગત કથાઓ (Traditions) નું વાજબી સમર્થન કરીને, 'આર્યોના બીજ'નું જે ભૌગોલિક સ્થાન નક્કી કર્યું છે, તે બરોબર છે, અને 'આર્યાના બીજ'નો અપભ્રંશ 'આરાન' થઇ ગયો છે, એમ માની લેવામાં અમને કાંઇ વાધા જેવું જણાતું નથી." ( Chips from a German workshop vol. I P. 149 ) આમ છતાં, હારાન અને આરાન એક છે, એમ માનવામાં ડૉ. સ્પિગલની સાથે પ્રો. મેક્સમુલર મહમત થતા નથી। તેઓ એવી શંકા કરે છે કે, Haran-હારાનમાં 'હકાર' અને Arran આરાનમાં બે 'રકાર' કેમ થઇ ગયા ? પ્રો. મેક્સમુલરની વિદ્વતા માટે સંપૂર્ણ માન બતાવતાં છતાં, અમારે એમ કહેવું પડે છે કે, આવા પ્રકારનો જે આક્ષેપ કે દલીલ તેઓએ કરેલ છે, તે અત્યંત નિર્બળ છે. બેવડા 'રકાર'ના સંબંધમાં આ વાત ધ્યાનમાં રાખવા જેવી છે કે બેવડો 'રકાર' ફારસી ઇરાની " Arran--આરાન " શબ્દમાં આવે છે, પણ હિબ્રુ ( ઇબરાની ) " Haran હારાન " શબ્દમાં આવતો નથી. આ તો એક સુપ્રસિદ્ધ નિયમ છે કે, જ્યારે એક ભાષાનો શબ્દ બીજી ભાષામાં દાખલ થાય છે, ત્યારે સાધારણ રીતે તેનો ઉચ્ચાર કાંઇક સરળ બની જાય છે. અને તેના બેવડા વ્યંજનો ( Consonants )માંથી એકાદનો લોપ થઇ જાય છે. નીચે આપેલા ઉદાહરણો પરથી એ નિયમ સિદ્ધ થાય છે.

| સંસ્કૃત. | પ્રાકૃત યા પાલી. | હિન્દી. |
|---|---|---|
| સર્વ | સબ્બ | સબ |
| સત્ય | સચ્ચ | સચ |
| ક્ષેત્ર | ખેત્ત | ખેત |

હારાનમાં 'હકાર' ક્યાથી આવ્યો ? એવો જે બીજો પ્રશ્ન ઉઠાવવામાં

આવ્યો છે, તે કદાચ વધારે ગભીર લાગે ખરો. પરંતુ એવા ઘણાં પ્રમાણો મળી આવે છે -, જેમા એક શબ્દ જ્યારે એક ભાષામાથી બીજી ભાષામા જાય છે, ત્યારે તેમા 'હકાર' વધી જાય છે, અથવા તો અ૫પ્રાણ અક્ષર મહાપ્રાણ બની જાય છે જેમકે સસ્કૃતનો 'માત્ન' શબ્દ ફારસીમા 'હફ્ત' અને ઝન્દાવસ્થામા "હપ્ત" તથા ગુજરાતીમા 'સાત' શબ્દ બની જાય છે સસ્કૃતનો 'શ્વશુર' શબ્દ ઝન્દાવસ્થામા 'કસુરે' અને ફારસીમા "ખુસર' શબ્દ બની જાય છે આ દાખલાઓ આપવા છતા, કદાચ એમ પૂછી શકાય કે, 'હારાન'મા પહેલો અક્ષર 'હકાર'મા કેવી રીતે પરિવર્તિત થઇ ગયો? આના જવાબમા પણ એવા પ્રકારના પરિવર્તનોના કેટનાક ઉદાહરણો રજૂ કરી શકાય તેમ છે જેમકે ઝન્દાવસ્થાનો 'અષ્ટ' અને મસ્કૃતનો 'અષ્ટ' (અર્થાત આઠ) શબ્દ ફારસીમાં 'હસ્ત' શબ્દમા બદલાઇ જાય છે. સસ્કૃતનો 'અષ્ટિ' (અસ્સી) શબ્દ, ઝન્દાવસ્થામા 'અષ્ટૈતિ'મા, અને ફારસીમા 'હુસ્તાદ'મા બદલાઇ જાય છે એ જ પ્રમાણે, ઝન્દાવસ્તા તથા સસ્કૃતમા જે 'અસ્તિ' શબ્દ છે, તે ફારસીમા 'હસ્ત' અથવા 'અસ્ત' એવા બન્ને રૂપમા જોવામા આવે છે અર્વાચીન ફારસી ભાષા, પ્રાચીન ઝન્દ ભાષામાથી નીકળી છે, એમા તો જરા ય સદેહ નથી, અને જો એમજ છે તો પછી, અમે એમ પૂછી શકીએ ખરા કે, આ શબ્દોમા 'હકાર' કયાથી આવ્યા? પ્રો મેકસમુલરના આક્ષેપ કે દલીલને આધારે અમે એમ કહી શકીએ ખરા, કે ફારસી હસ્ત' અને 'હસ્તાદ' શબ્દો અનુક્રમે ઝન્દના 'અસ્ત' અને 'અષ્ટૈતિ' શબ્દોમાથી નથી નીકળ્યા? ખરી રીતે જોતા તો, પ્રો. મેકસમુલરનો આક્ષેપ ટકી જ શકતો નથી અને તેમની દલીલથી 'હારાન' તથા 'આરાન' એ બન્ને એક જ શબ્દ છે, એવા ડૉ. સ્પિગલના મતનુ કોઇ પણ રીતે ખડન થઇ શકતું નથી.

વસ્તુત પ્રો મેકસમુલર પોતે જ યાહુદી અને જરથોસ્તી મત વચ્ચેના મ બધનો બીજો માગ બતાવી રહ્યા છે તેઓ કહે છે કે, "ડૉ સ્પિગલ

પોતાની માન્યતા પ્રમાણે, ઇબ્રાહિમ અને જરથુસ્તના મેળાપના અન્ત પ્રાચીન સ્થાનનો નિર્ણય કરીને એવી દલીલ રજૂ કરે છે કે, 'પેદાયશની કિતાબ' અને 'અવસ્તા'મા વિચારોની ઘણી સમાનતા નજરે પડે છે, અને એવો સબંધ, એ પ્રાચીન કાળને આભારી હોવો જોઇએ, કે જે કાળમાં, યાહુદી ધર્માચાર્ય ઇબ્રાહિમ અને પારસી ધર્માચાર્ય જરથુસ્ત, બન્ને એકબીજાને મળીને, વિચારોની આપલે કરી શકે, એવો દરેક સભવ હતો. .. ...આ વાત તો પ્રસિદ્ધ છે કે, લગભગ એક જ સમયે અને એક જ સ્થાને—એટલે કે ઇજીપ્તની રાજધાની Alexandria સિકન્દરિયામા "ઓલ્ડ ટેસ્ટામેન્ટ-પુરાણા બાઇબલ" અને "અવસ્તા"નો ગ્રીક્-યુનાની ભાષામા તરજૂમો કરવામા આવ્યો હતો. આ ઉપરથી ઇ. સ પૂર્વેના ત્રીજા સૈકામા, સિકન્દરિયા ખાતે, 'પેદાયશની કિતાબ' (Genesis) ને માનવાવાળા યાહુદીઓ, અને 'અવસ્તા'ને માનવાવાળા પારસીઓ, એક બીજાના સસર્ગમા આવ્યા હતા, એવુ અતિહાસિક પ્રમાણ મળી આવે છે. ડૉ. સ્પિગલના મત મુજબ સમકાલીન ઇબ્રાહિમ અને જરથુસ્તના વિચારોની સમાનતાનો સબધ 'આરાન' સિવાય બીજા કોઇ સ્થળે જોડાયો હશે નહીં, એમ લાગે છે, પણ મારા (મેકસમુલરના) માનવા પ્રમાણે, સિકન્દરિયામા જ વિચાર પરિવર્ત્તનનો સુલભ માર્ગ પ્રાપ્ત થયો હોય એમ જણાય છે." +

પ્રો. મેકસમુલરના આ કથન ઉપરથી તો, પાછલા સમયમા પણ, યાહુદી અને પારસી ધર્મમા વિચારપરિવર્તન થવા જેવા સંજોગો ઊભા થયા હતા એવુ એક વિશેષ ઐતિહાસિક પ્રમાણ મળી આવે છે. પરન્તુ, અમારા અાધિન મત પ્રમાણે, આવા પ્રમાણથી, પ્રાચીન સમયમા, જ્યારે ઇબ્રાહિમ અને જરથુસ્ત બન્ને વિદ્યમાન હતા, ત્યારે તેઓની વચ્ચે સિદ્ધાન્તોની આપલે અને વિચાર પરિવર્તન થવા પામ્યા હતા, એવો જે

+ ચિપ્સ ફ્રૉમ એ જર્મન વર્કશૉપ, ભા. ૧લો. પા. ૧૫૦-૧૫૧.

ડૉ. સ્પિગલનો મત છે, તેનું ખડન થઇ શકતું નથી. વસ્તુત પ્રો. મેકસમુલરનો મત જોતા તો, 'પેદાયશની કિતાબ' અને 'અવસ્તા'મા વિચારોની જે સમાનતા જોવામા આવે છે, તે કેવી રીતે થવા પામી હશે, તે સમજવુ જ મુશ્કેલ થઇ પડે છે.

પ્રોફેસર સાહેબના કહેવા પ્રમાણે તો, ઇ. મ. પૂર્વેના ત્રીજા સૈકામા, સિકન્દરિયા ખાતે ઉક્ત બન્ને પુસ્તકોના યુનાની ભાષામા માત્ર અનુવાદ કરવામા આવ્યા હતા' એ સમયે કાઇ તેની રચના કરવામા આવી નહોતી. ઇબ્રાહિમ અને જરથુસ્ત સમકાલીન હતા, એવો જે ડૉ. સ્પિગલનો અભિપ્રાય છે, એ બન્ને મહાત્માઓના આચાર (Charncters)ની સમાનતા ઉપરથી પણ વધારે દ્રઢ અને પ્રમાણભૂત બને છે. પ્રો. મેકસમુલર પોતે જ કબૂલ કરે છે કે, "જરથુસ્તનુ ચારિત્ર્ય (આચારવિચાર) યાહુદી ધર્મના આચાર્યો સાથે જ મળતુ આવે છે, એવા ડૉ. સ્પિગલના અભિપ્રાય સાથે હું મહમત થાઉ છુ તેઓ ઇશ્વરની અગત મુલાકાત Personal intercourse) લેવાને યોગ્ય હતા, એમ માનવામા આવે છે. ડૉ. સ્પિગલ કહે છે તેમ એકેએક અક્ષર તો નહીં, પણ એકેએક શબ્દ, તેઓએ ઇશ્વર પાસેથી ગ્રહણ કર્યો છે, એ વાત તો નક્કી છે." (ચિપ્મ ૅામ એ જર્મન વર્કશૉપ—ભાગ ૧ લો. પાનુ ૧૫૮).

વસ્તુત જરથુસ્ત અને ઇબ્રાહિમના આચાર વિચાર એટલા બધા સરખા અને સમાન છે કે, ડૉ હોગનાં કથનાનુસાર "કેટલીક મુસલમાની કિતાબો અને ખાસ કરીને ફારસી ભાષાના શબ્દકોષોમા તો જરથુસ્ત અને ઇબ્રાહિમ, જાણે કે એક જ વ્યક્તિ હોય એમ બતાવવામા આવ્યુ છે" × યાહુદી મતમા જરથોસ્તી વિચારોનો પ્રવાહ દાખલ થવાના બીજા માર્ગનુ પ્રમાણ "બેબીલોનના બધન"ને નામે જાણીતી થયેલી ઐતિ-

× ડૉ હોગના પારસીઓના ધર્મ, શિક્ષણ તથા પવિત્ર ભાષા પરના નિબધો. પાનુ ૧૬૩.

હાસિક ઘટના ઉપરથી મળી આવે છે. ઇ. સ. પૂર્વે ૫૮૭માં બેબીલોનના સમ્રાટ નબુશદ નઝરે પેલેસ્ટાઇન પર હુમલો કર્યો હતો, અને તેને જીતીને, ઘણા યાહુદીઓને કેદ કરી, તે પોતાની રાજધાનીમાં લઇ ગયો હતો. યાહુદી સાહિત્યનો તેણે નાશ કર્યો હતો, અને સંખ્યાબંધ યાહુદીઓને કેદી બનાવ્યા હતા. એકાદ સૈકા પછી ઇરાનના શાહ ખુસરોએ બેબીલોનિયન સામ્રાજ્યને છિન્નભિન્ન કરી નાખ્યું; અને કેટલાક યાહુદી કેદીઓને બંદીખાનેથી છૂટા કરીને, તેણે જેરુસલેમ ખાતે મોકલી દીધા. આમ કરવામાં તેનો હેતુ એવો હતો કે, તેઓ ત્યાં જઇને યાહુદી સાહિત્યની પુનઃ રચના કરે. જેરુસલેમ ખાતે પાછા ફર્યા પછી, **એજરા અને નેહમિયા** એ " Old Testament–પુરાણા બાઇબલ "નું ઇ. સ. પૂર્વે ૪૫૦ માં સંપાદન અને સંકલન કર્યું. જે લોકો હજરત મુસાને 'પંજનામા'ના કર્તા નથી માનતા, તેઓ એમ ધારે છે કે, એજરા અને નેહમિયાએ ઉક્ત પુસ્તક એ સમયે રચ્યું. આ પ્રમાણે, જરથોસ્તીઓની વચ્ચે લાંબો-કાળ સુધી રહ્યા પછી, યાહુદી લેખકોએ, એ પરમ પ્રાચીન પુસ્તકો લખ્યાં, અથવા તો તેની નવેસર સંકલના કરી.

**મેડમ બ્લેવટસ્કી,** આ વિચારની પુષ્ટિ કરે છે એટલું જ નહિ, પણ તેણીનો મત તો એવો છે કે, હજરત મુસાની બધી કહાણીઓ કલ્પિત છે, અને તે માત્ર બેબિલોનના રાજા સરગનની કથાની નકલ માત્ર છે. એજરાએ આપાયે 'પંજનામા'ને નવીન સ્વરૂપ આપ્યું છે. ફેરોઆહની પુત્રી નીલનદી અને તેમાં નાગરમોથાના વહાણમાં તરતું બાળક મળવાની જે કથા આવે છે, તે હજરત મુસાએ બનાવી નથી; અને તેમને માટે બીજા કોઇએ બનાવી હોય, એમ પણ જણાતું નથી. આ કથા બેબિલોનનાં ખંડેરોમાંના શિલાલેખોમાં લખેલી છે; અને તે, સરગન રાજા કે જે હજરત મુસા પહેલાં ઘણાં વર્ષ પૂર્વે થઇ ગયો છે, તેની કહાણીઓ-માંની એક છે. હવે જો તર્કની દૃષ્ટિએ વિચાર કરીએ, તો શું પરિણામ

આવે છે? આ ઉપરથી એટલું તો નિસ્સન્દેહ સિદ્ધ થાય છે કે, મુસાના સબંધમાં જે કથા કહેવામા આવે છે, તે એજરા, બેબિનોનમા શીખ્યો હતો, અને તેણે સરગન રાજાના સબંધમા જે અલકારની યોજના કરવામા આવી હતી, તેને મુસાના સબધમાં જોડી દીધી છે બધી વાતનો સાર એ નીકળે છે કે, હજરત મુસાએ ( Exodus ) "યાત્રાનુ પુસ્તક*" કદી લખ્યું જ નહોતુ, પણ એજરાએ જૂની સામગ્રી એકઠી કરીને, તેની ફરીથી બીજી વાર પુન રચના કરી હતી + આગળ ચાલતા એક ફૂટનોટ-ટિપ્પણીમા, મિ. જ્યૉર્જ રિમથના 'એસિરિયન એન્ટિકિવટિઝ" નામના ગ્રન્થમાથી કેટલાક ઉતારો લઇને, મેડમ બ્લેવગસ્કી લખે છે કે-'બેબિલોનના "મુમા" અર્થાત સરગનની રાજધાની અગદી નામના વિશાળ નગરમા હતી. સેમેટિક લોકો, એ શેહેરને અક્કદને નામે ઓળખે છે, અને 'પેદાયશની કિતાબ' ( Genesis ) ના દશમા અધ્યાયની આ ૧૦મા તેને નીમરદની રાજધાની તરીકે ઓળખાવવામા આવ્યું છે બેબિનોનની ઉત્તરે યુફ્રેટિસ-ફરાત નદીને કિનારે, સિપ્પોરા નગરની નજદીકમા અક્કદ શહેર આવેલું છે ( જુઓ "આઇસીસ અનવેઇલ્ડ" ભા ૨જો. પા ૪૪૨-૪૪૩ ) બીજી આશ્ચર્ય-જનક સમાનતા એ જોવામા આવે છે કે, હજરત મુસાની સ્ત્રીનુ નામ ( Zipporah ) **ઝિપ્પોરાહ** હતુ અને અક્કદની નજદીકના શહેરનુ નામ પણ (Sippora) **સિપ્પોરા** આપવામા આવ્યુ છે એજરા કોઇ વાતથી અજાણ્યો નહોતો, અને તેણે ચાલાકીથી આ વાતને વધારી દીધી હોય, એમ જણાય છે આ વિચિત્ર કહાણી ( Kanyujik ) કન્યુજીકથી લાકડાના પાટિયા પર લખેની મળી આવી છે, અને તે નીચે મુજબ છે -

---

* બાઇબલમા 'પુરાણા ધર્મ પુસ્તક' ના એક ભાગનુ તે નામ છે, અને પ જનામા' ના પાચ પુસ્તકોમાનુ તે એક છે

+ સિક્રેટ ડૉક્ટ્રિન-ભાગ ૧લો પા ૩૧૯-૩૨૦

૧ હું શકિતસંપન્ન રાજા સરગન અકકદનો અધિપતિ છું.

૨ મારી માતા રાજકુમારી હતી; અને મારા પિતાને હું જાણતો નથી. મારા બાપનો એક ભાઇ દેશ ઉપર રાજ્ય કરતો હતો.

૩ યુફ્રેટિસ-ફ્રાત નદીના તટ પર અજુપિરાન નગરમાં.

૪ મારી માતા રાજકુમારીએ મને ગર્ભમાં ધારણ કર્યો; અને કઠિન સમયમાં મારો જન્મ થયો.

૫ તેણીએ મને નાગરમોથાના ( Ark ડૅાગી ) આરકામાં રાખ્યો, અને બહાર નીકળવાના માર્ગને તેલ માટીથી બંધ કરી દીધો.

૬ પછી મને તેણીએ ( તે આર્ક સાથે ) નદીમાં નાખી દીધો; પણ હું તેમાં ડૂબી ગયો નહીં.

૭ નદી મને અક્કી ( Water-carrier-જળવાહક પખાલી ) પાસે લઇ ગઇ.

૮ જળવાહક અક્કીએ મને પ્રેમપૂર્વક ઊચકી લીધો. વગેરે-વગેરે....

" હવે " યાત્રાના પુસ્તક " ( Exodus )નો બીજો અધ્યાય જુઓ.

" જ્યારે મુસાની માતા તેને વધારે વખત છુપાવી શકી નહીં, ત્યારે તેણીએ નાગરમોથાની એક ડૅાગી ( Ark ) લીધી, અને તેને તેલ, માટી, રાળ વગેરે લગાવ્યાં. પછી એ ડૅાગી-મછવામાં, કપડામાં વીંટાળેલા બાળક મુસાને મૂકી દીધો. " ×

આ ઉપરથી આપણે જોઇ શકીએ છીએ કે, જે માર્ગે પારસીઓ પાસેથી યાહુદીઓએ ધાર્મિક વિચારો પ્રાપ્ત કર્યા, તે ( Channel of communication ) સંબંધ-માર્ગ બતાવી આપવામાં કાંઇ બહુ મુશ્કેલી પડે એવું નથી. હવે અમે આગળ વધીને, આ બન્ને મતોમાં

× ' સિક્રેટ ડૅાક્ટ્રિન. ' ભા. ૧લો પા. ૩૧૯-૩૨૦,

( Doctrines ) મુખ્ય સિદ્ધાન્તોની જે સમાનતા જોવામાં આવે છે, તે બતાવીશું. ઘણો વખત થયાં, ઇસાઇ ગ્રન્થકારોને હવે એમ માલૂમ પડવા લાગ્યું છે કે, યાહુદી અને પારસી ધર્મ વચ્ચે સિદ્ધાન્તોની ઘણી સમાનતા છે. પારસી ધર્મના સંબંધમાં ડૉ. હૌગનો મત ઘણો પ્રમાણભૂત ગણાય છે, અને તે આ વાતનો સ્વીકાર કરે છે. બીજા પ્રાચીન મતો જેટલા પરસ્પર વિરૂદ્ધ છે, તેટલો યાહુદી મત, જરથુસ્તી મતથી વિરૂદ્ધ નથી, એમ લખ્યા પછી, તે લખે છે કેઃ—" જરથુસ્તી મત, યાહુદી અને ઇસાઇ મતોની સાથે, અનેક મહત્વપૂર્ણ વિષયોમાં, બહુ જ ઘાટો સંબંધ અને સમાનતા બતાવે છે. જેમકે, શયતાનનું વ્યક્તિત્વ અને તેના ગુણો, તથા કબરોમાંથી (રોજે ક્યામતને દહાડે) મુડદાંઓનું ઊઠવું, એ બન્ને પારસી મતની સાથે સંબંધ ધરાવે છે; અને વાસ્તવમાં પારસીઓના વર્તમાન ધર્મગ્રન્થોમાં એ વાતો જોવામાં આવે છે. " ×

હવે અમે પારસી અને યાહુદી મતમાં જે સમાન સિદ્ધાંતો છે, તેનું ક્રમપૂર્વક વિવેચન કરીશું.

## (૩) ઇશ્વર સંબંધી વિચાર.

ડૉ. હૌગે ઘણા જ સ્પષ્ટ શબ્દોમાં આ વાતનો સ્વીકાર કર્યો છે કે, બાઇબલ અને ઝંદાવસ્તામાં ઇશ્વર સંબંધી વાતોમાં, પ્રાયઃ એક જ પ્રકારનું શિક્ષણ આપવામાં આવ્યું હોય, એમ જોઇ શકાય છે. તે કહે છેઃ— " સ્પતામા જરથુસ્તે, અહુરમઝદ * ને ઇશ્વર માનવા માટે જે વિચારો દર્શાવ્યા છે, તે ' પુરાણા બાઇબલ 'માં જેહોવા એલોહિમ × સંબંધી રજૂ કરવામાં આવેલા વિચારોની સાથે સંપૂર્ણ રીતે મળતા આવે છે.

× ડૉ. હૌગના નિબંધો. પા. ૪.

* ઝંદાવસ્તામાં ઇશ્વરનું મુખ્ય નામ ' અહુરમજદ ' છે, જે વૈદિક 'અસુર મેધા 'નું રૂપાંતર માત્ર છે. જુઓ અથર્વવેદ. ૫. અં. ૧.

× બાઇબલમાં ઇશ્વરનું મુખ્ય નામ " જેહોવા " છે,

જરથુસ્ત, અહુરમઝદને આધિભૌતિક અને આધ્યાત્મિક જીવનના ઉત્પાદક અને અખિલ વિશ્વના સ્વામી તરીકે ઓળખાવે છે. પ્રાણીમાત્ર તેને આધીન રહે છે; તે પ્રકાશ સ્વરૂપ અને પ્રકાશનું મૂળ સ્થાન છે; અને તે બુદ્ધિશાળી તેમજ જ્ઞાનસ્વરૂપ છે."+

આ કાંઇ ઓછા આશ્ચર્યની વાત નથી કે, બાઇબલ અને ઝન્દાવસ્તામાં ઇશ્વરનાં નામો સુદ્ધાંમાં સમાનતા જોવામાં આવે છે. ઝન્દાવસ્તાની હરમઝદ યશ્ટમાં, અહુરમજદે પોતાનાં ૨૦ નામો કહી બતાવ્યાં છે. પહેલું નામ 'અહિ' (સંસ્કૃત–અસ્મિ) એટલે કે "હું છું" એવું છે, અને પછી બીજું નામ " અહિ યદ અહિ " (સંસ્કૃત–અસ્મિ યદ અસ્મિ) અર્થાત "હું છું જે હું છું" એવું છે. બાઇબલમાં ' જેહોવા 'નાં પણ આ બન્ને નામો આપવામાં આવ્યાં છે. ઇશ્વરે હજરત મુસાને કહ્યું કે:–" હું છું જે હું છું"–Ehych asher Ehyeh. વળી ઇશ્વરે મુસાને કહ્યું કે, ઇઝરાઇલનાં સંતાનોને તું કહેજે કે, "મને (મુસાને) " હું છું " એ તમારી પાસે મોકલ્યો છે." આ નામોમાં એટલી બધી સમાનતા જોવામાં આવે છે કે, તે કેવળ અકસ્માતથી આવી ગઇ છે, એમ કહી શકાશે નહીં. *

જો કે પ્રો. મેકસમુલર એને સંદિગ્ધ–શંકાશીલ ગણે છે, છતાં ડૉ. સ્પિગલનો મત તો એવો જ છે કે, ઝન્દાવસ્થામાં ઇશ્વરના મુખ્ય નામ તરીકે જે "અહુર" શબ્દ વાપરવામાં આવ્યો છે, તેનો, અને " યહવા યા જેહોવા "નો અર્થ એકસરખો જ થાય છે. ડૉ. સ્પિગલ કહે છે કે, "અહુર અને અહુ "નો અર્થ ઇશ્વર થાય છે. એ શબ્દ 'અહ' સંસ્કૃત **अस** ધાતુ ઉપરથી બન્યો છે; અને તેનો અર્થ 'હોવું', 'છે' એવો થાય છે. 'યહ્વા' નો અર્થ " એ જે છે " એવો થાય છે, એટલે વાસ્તવમાં 'અહુર' અને 'યહ્વા' નો એકસરખો જ અર્થ થાય છે. +

+ ડૉ. હૌગના નિબંધો. પા. ૩૦૨.
* Exodus–યાત્રાનું પુસ્તક. ૩–૧૪.
+ સ્પિગલ ભા. ૧ લો, પા. ૧૫૮.

વિદ્વાન મિ. થોમસ ટેલર એમ. એ. 'જેહોવા' વૈદિક "દ્યૌસ"ી નીકળ્યો છે એમ માનવાનું પસંદ કરે છે. તે કહે છે કેઃ-" કેલ્ડિયા અને ઇરાની અખાત મારફતે યાહુદીઓ અને હિન્દીઓ વચ્ચે વેપારરોજગાર ચાલતો, એટલે યાહુદીઓ ને એ (જેહોવા) શબ્દ ઘણે ભાગે હિન્દીઓ તરફથી મળ્યો હોય, એમ જણાય છે." *

( Religious systems of the world ). p. 11.

લોકમાન્ય બાળગંગાધર ટિળકે પોતાના "વેદ અને વેદાંગ જ્યોતિષનો સમય" નામના ગ્રન્થનાં પા. ૧૩૭–૧૩૮માં 'જેહોવા' અથવા 'યહવે' શબ્દનો વૈદિક સાહિત્યની સાથે સીધો સમ્બન્ધ છે, એમ બતાવી આપ્યું છે.' શ્રી. ટિળક લખે છે કેઃ-" કાલ્ડિયન ( chaldean ) ભાષામાં જે 'યહવે' શબ્દ છે, તે જ 'જેહોવા' શબ્દ છે, તેમાં જરા પણ શંકા નથી. ઋગ્વેદમાં 'યહુ (ઝન્દ–અઝુ) યહવત' અને સ્ત્રીલિંગમાં–નારી જાતિમાં 'યહ્વી અને યહવતી' શબ્દ ઘણી વાર વપરાયેલો છે. ગ્રાસમેન સાહેબે એ શબ્દની વ્યુત્પત્તિ "યહ" ધાતુ ઉપરથી કરી છે, અને એનો અર્થ 'વેગથી ચાલવું' એવો થાય છે. નિઘંટુમાં, આ શબ્દ 'જળ' ના અર્થમાં ( નિ. ૧૦૨ ) અને "બળ" ના અર્થમાં ( નિ. ૨–૯ ) આવ્યો છે. ગુણવાચક 'યહવ' (નિ. ૩–૩; નિરૂક્ત ૮–૮ ) નો અર્થ 'મહાન્' થાય છે. ઋગ્વેદની અંદર 'યહવ' શબ્દ, આ અર્થમાં સોમને માટે (ઋ. ૯-૭૫-૧ માં) અગ્નિને માટે ( ઋ.૧–૩–૧૨માં ) અને ઇન્દ્રને માટે ( ઋ. ૮-૧૩-૨૪ માં) વપરાયો છે. આમાં વધારે પ્રમાણો આપવાની જરૂર નથી. એક મંત્ર (ઋ. ૧૦–૧૧૦–૩)માં આ શબ્દ, સમ્બોધનમાં વપરાયો છે; અને તેમાં અગ્નિને સમ્બોધીને "હે યહવ" એમ કહેવામાં આવ્યું છે."

ટિળક મહારાજે આ ઉપરથી સિદ્ધ કર્યું છે કે "યહવ" શબ્દ મૂળ વૈદિક છે. હજરત મુસાએ ભલે તે કાલ્ડિયન ભાષામાંથી લીધો હોય, પણ

* 'જગતના ધર્મો' પા. ૧૧.

અસલમાં એ શબ્દ તે ભાષાનો નથી; કારણ કે કાલ્ડિયન ભાષામાં એ શબ્દનાં બીજાં કોઇ રૂપ મળતાં નથી. લો. મા. ટિળકનો મત એવો છે કે, ભારતવર્ષમાંથી એ શબ્દ કાલ્ડિયન ભાષામાં ગયો છે.

પારસી લોકો અગ્નિ માટે ઘણો પૂજ્ય ભાવ ધરાવે છે, એ વાત પ્રસિદ્ધ છે. પારસીઓ ઉપર 'અગ્નિપૂજક' હોવાનું લાછન લગાડવાના દિવસો હવે વહી ગયા છે, પરન્તુ આટલી વાતનો તો અવશ્ય સ્વીકાર કરવો પડે છે કે, એ લોકો અગ્નિમાં ઇશ્વર અને તેની શક્તિનો સર્વોત્તમ પ્રાદુર્ભાવ અને પ્રકાશ દૃશ્યમાન થવાની માન્યતા ધરાવે છે. 'યસન' (XXXVI–I=૩૬,૧) ને મથાળે 'અગ્નિ, અહુરમજદનું ચિહ્‌ન છે; અને તે, તેની પ્રજ્વલિત શિખાઓમાં પ્રગટ થાય છે.'' એમ લખવામાં આવ્યું છે: એટલે આનો અર્થ 'અગ્નિપૂજા' જેવો કરવો એ ન્યાયયુક્ત નથી. જો આને 'અગ્નિપૂજા' કહેવામાં આવે, તો પછી મેડમ બ્લેવટસ્કીએ જેમ વાજબી ટીકા કરી છે, તેમ 'ઇશ્વર સજીવન અગ્નિ છે' અને પવિત્રાત્માનાં આવાગમન સમયે 'અગ્નિની અનેક જીભો' તથા 'મુસાની બળતી મસાલ જેવી છડી' આદિની વાતો માનનારા ખ્રિસ્તીઓને પણ અન્ય ગયર–ખ્રિસ્તી પ્રજાઓના જેવાજ 'અગ્નિના ઉપાસક' કેમ ના કહી શકાય ? *

પુરાણા 'અહદનામા'માં એમ કહેવામાં આવ્યું છે કે, "તારો પ્રભુ–ઇશ્વર સર્વ ભક્ષી–ક્ષય કરનારી અગ્નિ છે" + આ રીતે જોતાં તો ઝન્દાવસ્થાની માફક બાઇબલમાં પણ ઇશ્વરનું 'અગ્નિ' રૂપે વર્ણન કરવામાં આવ્યું છે. વસ્તુતઃ 'પંજનામા'માં સાધારણ રીતે પરમેશ્વરનું અગ્નિના રૂપમાં, અથવા તો તે અગ્નિની વચમાં પ્રગટ થાય છે, એવું વર્ણન કરવામાં આવ્યું છે. અમે આ બાબતમાં "યાત્રાના પુસ્તક" (Exodus–૧૯–૯–૧૬–૧૮)નું ઉદ્ધરણ આપીએ છીએ. તેમાં લખ્યું

---

* સિક્રેટ ડૉકટ્રિન ભા. ૧ લો; પા. ૧૨૧.

+ Dentronomy–અહદનામા અ. ૪–૨૪,

છે કે:–" ઇશ્વરે હજરત મુસાને કહ્યું કે, જો ! હું તારી પાસે ઘટ્ટ વાદળમાં આવું છું; એટલે હું તને જે કાંઇ કહીશ, તે બધા લોકો સાંભળશે, અને હમેશાં વિશ્વાસ કરશે. મુસાએ લોકોની વાતો ઇશ્વરને કહી; અને ત્રીજે દિવસે પ્રાતઃકાળે ખુબ મેઘગર્જના થવા લાગી, વીજળી ચમકવા લાગી, અને એક ઘટ્ટ વાદળ પર્વતની ઉપર આવ્યું. એ વખતે એક બ્યુગલ–રણશિંગાનો તીવ્ર–ભયંકર અવાજ થયો, અને ત્યાં છાવણીમાં જે લોકો એકઠા થયા હતા, તે બધા ધ્રુજી ગયા. આખા સીનાઇ પર્વત ઉપર ધુમાડો છવાઇ ગયો; કારણ કે ઇશ્વર અગ્નિના રૂપમાં એ પર્વત ઉપર ઊતર્યા હતા. ભઠ્ઠીના ધુમાડાની માફક એ ધુમાડો ઊંચે ચડયો; અને ધરતીકંપની માફક આખો પર્વત હાલવા લાગ્યો."

બાઇબલમાં વળી એમ પણ લખવામાં આવ્યું છે કે:–" ઇઝરાઇલનાં સંતાનોની દૃષ્ટિમાં, પર્વતની ટોચ પર ઇશ્વરના તેજનું જે દર્શન થયું, તે વિકાળ અગ્નિ સમાન લાગતું હતું." * આ બધા પ્રમાણોને પોતાની નજર સામે રાખ્યા પછી, બાઇબલના 'જેહોવા', એ જરથુસ્તના 'અહુરમજદ'ની નકલ માત્ર છે, એમ કોણ નહીં કહે ?

## (૪) ઇશ્વર અને શયતાન. બે શક્તિઓમાં વિશ્વાસ.

જરથુસ્તીઓ સારીનરસી બે શક્તિઓમાં (ખુદા અને શયતાનમાં) વિશ્વાસ રાખે છે, અને યાહુદી, ખ્રિસ્તી તથા મુસલમાની મતોમાં, એ માન્યતા એક પ્રકારના આવશ્યક સિદ્ધાન્ત સમાન થઇ પડી છે. પ્રો. દારમેસ્તેતર (Darmestetur) તેનું સંક્ષિપ્તમા આ પ્રમાણે વર્ણન કરે છે. તે કહે છે કે:–" અત્યારે જે પ્રકારનો સંસાર છે, તે બે પ્રકારનો છે. તેની રચના, 'અહુરમજદ' (શુભકારી–સારી) અને 'અંગિરામન્યુ,' (અશુભકારી–નરસી) એવી બે જાતની પરસ્પર વિરોધી શક્તિઓ દ્વારા થઇ

* Exodus-યાત્રાનુ પુસ્તક—૨૪-૧૭.

છે. સંસારનો ઇતિહાસ, એ, આ બે પ્રકારની શક્તિઓના વિરોધનો ઇતિહાસ છે; અને તેમાં, અંગિરામન્યૂએ અહુરમજદના જગત ઉપર કેવી રીતે આક્રમણ કર્યું, અને તેને કેવી રીતે હાંકી કાઢવામાં આવશે, તેનું વર્ણન આપવામા આવ્યું છે." * મતલબ કે, સંસારવર્ણન એટલે "દેવાસુર સંગ્રામ"નો ઇતિહાસ! ખ્રિસ્તી લોકો પોતાના ઇશ્વર અને શયતાનના સંબંધમાં જેવી માન્યતા ધરાવે છે, તેવા જ પ્રકારનો આ પારસી વિશ્વાસ છે. જેવી રીતે 'જેહોવા'નો મૂળ આદર્શ 'અહુરમજદ' છે, તેવી જ રીતે બાઇબલના 'શયતાન'નો મૂળ આદર્શ પણ ઝન્દાવસ્તાનો 'અંગિરામન્યૂ' છે, એમ કહેવાની ભાગ્યે જ જરૂર રહે છે.

બન્ને વિચારો એકસરખા જ છે, એ વાતનો ડૉ. હૌગે ઘણા સ્પષ્ટ શબ્દોમાં એકરાર કર્યો છે. તેઓ કહે છે કે:– "એમના (પારસીઓના) અંગિરામન્યૂને લગતા વિચારો, અને અંધશ્રદ્ધાળુ ખ્રિસ્તીઓના શયતાન સંબંધીના વિચારોમાં તલભાર જેટલો પણ ફરક હોય, એમ જણાતું નથી." + આગળ ચાલતાં ડૉ. હૌગ કહે છે કે:– "પારસીઓના શયતાન અને નર્ક–દોજખના વિચારો, ખ્રિસ્તીઓની એ જ માન્યતાઓની સાથે સર્વાંશે મળતા આવે છે. બાઇબલ અને ઝન્દાવસ્તા, બન્નેના મત મુજબ શયતાન હિંસક અને અસત્યનો પિતા છે." *

બાઇબલમાં, શયતાન સર્પરૂપે પ્રગટ થાય છે. ઝંદાવસ્તામાં પણ તેને 'અજિદહક' એટલે 'બળતો સર્પ' કહેવામાં આવ્યો છે; અને ઘણું કરીને આ શબ્દ ઉપરથી જ ફારસીનો 'અજદહા' એટલે કે 'વિકાળ અથવા પાંખોવાળો સર્પ' એ શબ્દ નીકળ્યો હોય, એમ લાગે છે.

હવે પછીનાં પ્રકરણમાં, ઝન્દાવસ્તાનો મત, વેદ ધર્મમાંથી નીકળ્યો

* ઝન્દાવસ્તા, ભા. ૧ લો પ્રસ્તાવના. પા. ૫૬ (LVI)
+ હૌગના નિબંધો. પાન. ૫૩.
* આઇબિઙ. પા. ૩૦૯.

છે, એ સિદ્ધ કરવાનો અમે પ્રયત્ન કરીશું. પરન્તુ, આ સ્થળે, અમે એ વાત બતાવવા માગીએ છીએ કે, સંસારમાં એ પ્રકારની પ્રતિયોગિની-વિરોધી શક્તિઓનો વિચાર, દેખીતી રીતે જરથુસ્તી ધર્મમાંથી ઉદ્દભવ્યો હોય, એવો ભાસ થાય છે; પણ વસ્તુતઃ તેનો જન્મ, વેદોના, "ઇન્દ્ર અને વૃત્રાસુર સંગ્રામ"ના સુંદર અલંકારમાંથી થયો છે. વૈદિક સાહિત્યમાં આ અલંકાર ઘણો પ્રસિદ્ધ છે; અને વેદોના બીજા અનેક ભાગોની માફક તેના પણ બે અર્થ થાય છે. એક બાહ્ય અને બીજો અભ્યાન્તરિક; અથવા તો યાસ્કમુનિ રચિત 'નિરુક્ત'માં આપવામાં આવેલાં વર્ણન મુજબ, એક "આધિદૈવિક" અને બીજો "આધ્યાત્મિક" અર્થ. આધિદૈવિક (Physical) અર્થની વ્યાખ્યા પ્રમાણે ઇન્દ્રનો અર્થ સૂર્ય થાય છે, અને 'વૃ=આચ્છાદન' ધાતુ ઉપરથી 'વૃત્ર'નો અર્થ ઢાંકવાવાળી વસ્તુ. એવો થતો હોવાથી, સૂર્યને ઢાંકી દેવાવાળાં વાદળને 'વૃત્ર' કહેવામાં આવે છે. સૂર્ય પોતાનો પ્રદીપ્ત પ્રકાશ અને સુખ દેનારી ઉષ્મા આ પૃથ્વી પર ફેંકે છે, અને વનસ્પતિ તથા પ્રાણીમાત્રને જીવન આપે છે. વૃત્ર-વાદળ, સૂર્યને ઢાંકી દઇને, પ્રકાશ તથા ઉષ્માને આપણી પાસે આવતાં અટકાવે છે, અને તેથી થોડી વારને માટે પણ અંધકાર ફેલાઇ જાય છે. આ પ્રમાણે સંસારમાં પ્રકાશનાં મૂળ ઇન્દ્ર યાને સૂર્ય, અને અન્ધકારનાં મૂળ વૃત્ર યાને વાદળની વચ્ચે નિરન્તર યુદ્ધ ચાલ્યા કરે છે. જ્યારે વાદળનું જોર વધે છે, ત્યારે સૂર્ય ઢંકાઇ જતાં, સંસારમાં અંધકાર ફેલાઇ જાય છે; પરન્તુ, અંતમાં ઇન્દ્રનો વિજય થતાં વૃત્રનો નાશ થઇ જાય છે, અને તે વરસાદના રૂપમાં પૃથ્વી પર આવીને પડે છે. ત્યાર બાદ વિજયી સૂર્ય, પોતાના પ્રચંડ તાપથી તપવા અને પૂર્ણ તેજથી ચમકવા લાગે છે. પોતાના શત્રુનો સંહાર કરવાથી તેનું તેજ, પહેલાંના કરતાં, વધારે આકરું અને જોરદાર જણાય છે. આ પ્રાકૃતિક દૃશ્ય છે, અને 'ઇન્દ્ર વૃત્રાસુર સંગ્રામ'ના અલંકારમાં એ જ તેનો બાહ્ય અથવા તો 'આધિદૈવિક' અર્થ થાય છે.

આ અલંકારના 'આધ્યાત્મિક' અર્થ મુજબ, ઇન્દ્રનો અર્થ

ઇશ્વર થાય છે. ઇશ્વર જ પ્રકાશ અને જીવનનો દાતા છે, અને સર્વ પ્રકારનાં જ્ઞાન, ધર્મ, ઉત્તમતા અને આનંદનું મૂળ પણ તે જ છે. મતલબ કે. સર્વ પ્રકારની ભલાઇ, ઇશ્વરમાંથી જ નીકળી છે. વૃત્ર, એની પ્રતિકૂળ, એટલે કે પાપ અને અંધકારની શક્તિ છે. ભૌતિક સંસારમાં જેવી રીતે પ્રકાશ અને અંધકારની વચ્ચે નિરંતર યુદ્ધ ચાલ્યા કરે છે, તેવી રીતે આત્મિક સંસાર ( Moral world )માં પણ ધર્મ અને અધર્મની વચ્ચે હમેશાં આન્તરિક સંગ્રામ ચાલ્યા કરે છે. જેવી રીતે આ સંસારને સૂર્ય પ્રકાશિત કરે છે, તેવી રીતે ઇશ્વર, કે જે શ્રેષ્ઠ, પવિત્ર અને આત્મિક જ્યોતિનું મૂળ છે, તે અમારી બુદ્ધિ અને અંતઃકરણને પ્રકાશમાન કરે છે, અને અમારાં હૃદયોમાં પવિત્ર ભાવ પેદા કરે છે. પરન્તુ, જેવી રીતે સૂર્ય કોઇ કોઇ વાર વાદળથી ઢંકાઇ જતાં, પૃથ્વી પર અંધકાર ફેલાઇ જાય છે, તેવી રીતે કેટલીક વાર ધર્મ રૂપી સૂર્યને પાપ રૂપી વાદળનું ગ્રહણ લાગી જતાં, આત્મામાં અંધકાર ફેલાઇ જાય છે. કામ, ક્રોધ, લોભ, ઇર્ષા, દ્વેષ અને સંસારનાં બીજાં અનેક પ્રલોભનો વૃત્રની સેના જેવાં છે. આ સૈનિકો આત્માને ઘેરી લે છે, અને તેની અંદર રહેલી ઇશ્વરીય જ્યોતિને નષ્ટ કરવાની ચેષ્ટા કરે છે, અને એ રીતે ઇન્દ્ર અને વૃત્રની વચ્ચે યુદ્ધ શરૂ થાય છે. મનુષ્યનો આત્મા યુદ્ધક્ષેત્ર બને છે, જ્યાં ઇન્દ્ર અને વૃત્રની સેનાઓ સામસામી ખડી થઇ જાય છે. કદી કદી આત્મા, સ્વેચ્છાપૂર્વક, ધૂર્ત, કપટી અને પાપાચારી સર્પ જેવા 'વૃત્ર'ને આધિન થઇ જાય છે, અને તેનું પરિણામ એ આવે છે કે, એ આત્મામાંથી ધર્મના સામ્રાજ્યનો લોપ થાય છે, અને અધર્મનું સામ્રાજ્ય જામે છે. ઇન્દ્રની સેના અર્થાત ભલાઇ અને ધર્મની ભાવના, આત્માને છોડીને ચાલ્યાં જાય છે, કારણ કે પછી એ અધર્મી આત્મા, તેમને માટે રહેવાલાયક ઉચિત નિવાસસ્થાન જેવો રહેતો નથી. પછી તો આત્મા, જે 'વૃત્ર'ને એકદમ આધિન થઇ ગયો હતો, તે તેની-પાપની સેનાનો દાસ બની જાય છે. તે પાપની છાયામાં આવી

જતાં, ઇન્દ્ર–ઇશ્વરનો પ્રકાશ તેને પ્રકાશિત કરી શકતો નથી, એટલે એક પ્રકારનો આત્મિક અંધકાર છવરાઇ જાય છે. આવો અંધકાર ફેલાતાં, આત્મામાં ભલાઇબૂરાઇનો વિવેક રહેતો નથી, અને તે પોતાને પાપ અને દુઃખના ખાડાગાં ધકેલી દે છે. પછી તો જ્યારે તે પોતાની કુવાસનાઓનાં–પાપનાં ફળ પૂરેપૂરાં ભોગવી લે છે, ત્યારે જ પરમાત્માની કલ્યાણકારી શક્તિ તેનો, તેની અધમાવસ્થામાંથી ઉદ્ધાર કરે છે.

ધર્મ અને અધર્મનું આવા પ્રકારનું યુદ્ધ, આ સંસારમાં હરહમેશ ચાલ્યા કરે છે. આનું નામ જ '**આત્મિક સંગ્રામ**' છે, અને આપણાં જીવનમાં પળે પળે આપણે તેનો અનુભવ કરીએ છીએ. આ કારણસર જ સંસારમાં ધર્મ અને સત્ય માર્ગે ચાલવાનું કામ કઠિન થઇ પડે છે; અને ઉપરોક્ત અલંકારમાં એનું ઘણું સુંદર ચિત્ર દોરવામાં આવ્યું છે.

'વૃત્ર'નાં અનેક વેદોક્ત નામો છે, જેમાંનું એક નામ 'અહિ' છે × સંસ્કૃત સાહિત્યમાં 'અહિ' નો અર્થ 'સર્પ' પણ થાય છે. ઝન્દાવસ્તામાં આ નામ 'અજિહ' અથવા તો 'અજહિ દહક' (સંસ્કૃત–અહિ દાહક)ના રૂપમાં જોવામાં આવે છે.

**પ્રો. મેક્સમુલર**, પોતાનાં "Science of Language–ભાષાનું વિજ્ઞાન" એ નામના ગ્રન્થમાં 'અહિ' શબ્દ તથા આર્ય ભાષામાં એને મળતા આવતા અન્ય શબ્દોના સંબંધમાં નીચે પ્રમાણે લખે છેઃ—

"પરન્તુ સંસ્કૃતમાં 'અહિ' શબ્દનો અર્થ સાપ પણ થાય છે. એ જ પ્રમાણે ગ્રીસની યુનાની ભાષામાં Echis (એકીસ) અને લૅટિન ભાષામાં Anguis (એન્ગુઇસ)......... ...........સંસ્કૃતમાં એનો ધાતુ 'અહ' અથવા 'અંહ' છે, જેનો અર્થ 'દબાવવું' અથવા 'ગળું ઘૂંટવું' એવો થાય છે. ....................લૅટિન ભાષામાં એ ધાતુનાં Ango, Anctum (એન્ગો–એન્કટમ) એવાં રૂપ છે, અને

× જુઓ-અમરકોશ. ૧-૭ ૬૬.

તેનો ગળું ઘૂંટવા જેવો અર્થ થાય છે. એની ઉપરથી Angar-(અન્ગર) સંજ્ઞારૂપ બને છે. પરન્તુ Angarનો અર્થ કેવળ ગળું ઘૂંટવું, કે ગળાંનો રોગ, એટલો જ થતો નથી. એમાં ધાર્મિક ભાવ પણ છે, અને તેમાં Anguish, Anxiety ( ચિંતા )નો અર્થ પણ છે."

'અહિ' શબ્દના આ બન્ને અર્થો બતાવતાં પ્રો. મેક્સમુલર લખે છે કે :—

"સંસ્કૃતમાં આ શબ્દ પાપને માટે વપરાય છે, અને તે બરોબર વાજબી છે. પાપ, મનુષ્યનાં મનની સામે ભિન્ન-ભિન્ન રૂપમાં આવે છે અને તેનાં અનેક નામો છે; પણ 'અંહ' ધાતુથી બનેલું નામ તેને જેટલું બંધબેસતું આવે છે, એટલું બીજું કોઈ નામ તેને બંધબેસતું આવતું નથી.

'અંહ'નો યૌગિક અર્થ 'ગળું ઘૂંટવું' થાય છે, અને તેથી જ સંસ્કૃતમાં 'અંહ'નો અર્થ 'પાપ' કરવામાં આવ્યો છે; કારણ કે કોઈ ઘાતકી મનુષ્ય જેમ કોઈનું ગળું દબાવે, તેમ પાપ, આત્માનું ગળું ઘૂંટી નાખે છે.

.......................... યુનાની ભાષામાં Agas ( એગસ ) શબ્દ પાપવાચક છે, અને તે 'અંહ'નું જ રૂપાન્તર છે; ગોથિક ભાષામાં એ જ ધાતુ ઉપરથી Agis ( એગિસ ) શબ્દ, 'ભય'ના અર્થમાં વપરાય છે; અને અંગ્રેજી ભાષામાં Awe ( ઑ ) અને Ugly ( અગ્લી ) શબ્દનો "Ug-અગ" ભાગ પણ એ જ ધાતુમાંથી નીકળ્યો છે. એ જ પ્રમાણે લૅટિન ભાષાના Angustia શબ્દના અપભ્રંશ તરીકે, અંગ્રેજીમાં Anguish ફ્રેન્ચમાં Angoisse અને ઇટાલિયન Angoscia શબ્દો વપરાય છે."

વૈદિક 'અહિ' શબ્દના બે અર્થ થાય છે, પણ તે બેની વચ્ચે ઘણો જ થોડો સંબંધ હોય, એમ જણાય છે; જ્યારે ઝંદાવસ્થામાં તો એ બન્ને

અર્થોની ભેળસેળ કરી દેવામાં આવી છે. 'અંગિરામન્યૂ' અથવા તો પાપની શક્તિનું ઘણે સ્થળે 'સર્પ'ના નામથી જ વર્ણન કરવામાં આવ્યું છે. જરથોસ્તી ધર્મે આ સિદ્ધાન્ત, યાહુદી મતને આપ્યો, અને તેણે ખ્રિસ્તી તથા મુસલમાની મતોને એ સિદ્ધાન્ત આપ્યો. આ કારણને લીધે જ, ત્રણે સેમેટિક મતોમાં શયતાનનું વર્ણન હમેશાં સર્પ રૂપે જ કરવામાં આવે છે. આ વાતોનો ઇનકાર કરવા પ્રો. મેક્સમુલર શક્તિવાન નથી; તેમ છતાં પણ આ યુક્તિ–આ નક્કર સત્યની સામે તે નીચે પ્રમાણે આક્ષેપ કરે છે :—

"ઝંદાવસ્તામાં પાપની શક્તિને, સર્પ અથવા અજદહા કહેવામાં આવી છે; પણ તેથી શું એમ સિદ્ધ થાય છે કે, "Genesis–પેદાયશની કિતાબ"ના ત્રીજા અધ્યાયમાં 'સર્પ'નો જે ઉલ્લેખ કરવામાં આવ્યો છે, તે પારસીઓની કિતાબોમાંથી લેવામાં આવ્યો છે? 'પેદાયશની કિતાબ'માં સર્પે જેવું કપટયુક્ત અને ધૂર્તતાપૂર્ણ સ્વરૂપ ધારણ કર્યું છે, એવું પાપી સ્વરૂપ, વેદ કે ઝન્દાવસ્તા, કોઇમાં તેણે ધારણ કર્યું નથી."* પિતા અને પુત્ર બરોબર એકસરખા જ હોવા જોઇએ, અથવા તો અસલ અને નકલમાં કોઇપણ જાતનો ભેદભાવ હોવો જોઇએ નહીં, એમ કહેવા જેવો જ આ આક્ષેપ છે. પરન્તુ તેમ છતાં, વિદ્વાન પ્રોફેસર આગળ ચાલતાં, પૂર્વોક્ત યુક્તિ ( Hypothesis )ની વાસ્તવિકતાનો સ્વીકાર કરતા હોય એમ જણાય છે. "પુરાણા અહદનામાનાં પાછલાં પુસ્તકોમાં, દાખલા તરીકે 'ઇતિહાસના પુસ્તક'માં શયતાને ડેવિડને ઇઝરાઇલની હત્યા કરવા માટે ઉત્તેજન આપ્યું, એવું વર્ણન આવે છે. ( આ ઉત્તેજનાનો, સેમ્યુઅલ અધ્યાય ૨૪–૨માં બતાવવામાં આવેલા ઇશ્વરના ક્રોધની સાથે સંબંધ હોવાનું જણાવવામાં આવે છે. આ ક્રોધ ઇઝરાઇલ અને યહુદાનો નાશ કરવા માટે હતો. ) 'ઇતિહાસના પુસ્તક'વાળા વર્ણનમાં, અને નવા

* ચીપ્સ ભા. ૧લો. પા. ૧૫૫

અહદનામામાં પાપની શક્તિનું જ્યાં જ્યાં પુરુષરૂપે વર્ણન કરવામાં આવ્યું છે ત્યાં ત્યાં સુદૃઢ પ્રમાણ મળવું મુશ્કેલ હોવા છતાં, પારસી-વાક્યોનો પૂરેપૂરો પ્રભાવ પડયો હોય, એમ જરૂર માની શકાય એવું છે' ................... હવે બાકી રહ્યો, સ્વર્ગમાં સર્પ સબંધીનો વિચાર. સંભવ છે કે, આ વિચાર યાહુદી મત અને બ્રાહ્મણ, બન્નેમાં ઉત્પન્ન થયો હોય". +

અન્ય ખ્રિસ્તી લેખકોએ પણ ખુલ્લાં દીલથી એકરાર કર્યો છે. કે, યાહુદીઓએ, આ સિદ્ધાન્તો પારસીઓ પાસેથી લીધા છે. રેવરંડ ઈ. ટી. હારલી વોકર એમ. એ. એ ૧૯૧૪ માં "ઇન્ટરપ્રેટર" પત્રમાં "બાઇબલના મત પર પારસીઓનો પ્રભાવ" એ મથાળા હેઠળ એક લેખ લખ્યો હતો. એમણે તેમાં લખ્યું છે કે :—"યાહુદી મતના પાછલા સમયમાં, પારસીઓના "દ્વૈતવાદ"ના સિદ્ધાન્તનાં ચિહ્નો સ્પષ્ટ રીતે જોવામાં આવે છે. જરથુસ્તના અનુયાયીઓના મત મુજબ, સંસારનો આખો ય ઇતિહાસ એક ચાલુ યુદ્ધ જેવો છે. આ નિરંતરનું યુદ્ધ, 'અહુર મઝ્દા' અર્થાત પરમેશ્વર અને ૯૯૯૯ રોગ તથા આપત્તિઓના કર્તા "અંગરમૈન્યુ" (શયતાન) વચ્ચે, અથવા સત્ય અને અસત્યની વચ્ચે, અથવા પ્રકાશ અને અંધકારની વચ્ચે હમેશાં ચાલ્યું આવે છે. યાહુદી મતમાં, જે નામો અને કિસ્સાઓ વડે આ મત પ્રગટ કરવામાં આવ્યો છે, તે ગ્રહણ કરવામાં આવ્યાં નથીઃ પણ એના પ્રભાવથી ઇઝરાઇલનો શત્રુ શયતાન ખુદાઇનાં રાજ્યનો અધિપતિ બની જાય છે."

આ વિષયમાં જર્મનીના સુપ્રસિદ્ધ તત્વજ્ઞાની શોપેન હાવરનો મત પણ અમે રજૂ કરીએ છીએ. એ કહે છે કે :—

"બીજી રીતે જે વાત સિદ્ધ થઇ ચૂકી છે, તેને આ વાતથી પણ પુષ્ટિ મળે છે; અને તે એ કે 'જેહોવા' અહુર મજદાનું, અને 'શયતાન'

+ ચોમ્સ બા. ૧લો. પા. ૧૫૫

અંગિરામન્યુનું રૂપાન્તર છે, અને તે બન્ને સાથે સાથે જ રહે છે. અહુર મજદા 'ઇન્દ્ર'નું રૂપાન્તર છે". *

શું ત્યારે વૈદિક ધર્મમાં પણ કુરાન, બાઇબલ અને ઝંદાવસ્તાની માફક બે શક્તિઓનો સિદ્ધાન્ત સ્વીકારવામાં આવ્યો છે? No. બિલકુલ નહીં! અને આ કારણસર જ વૈદિક 'એકેશ્વરવાદ' ઉક્ત ત્રણે મતોના કરતાં ચડિયાતો છે.

વૈદક 'વૃત્ર' અથવા 'અહિ' એ કોઇ વાસ્તવિક અથવા પ્રથક વ્યક્તિ નથી, એ વાત વાંચકોએ બરોબર સમજી લેવી જોઇએ. વૈદિક વૃત્ર કે અહિ, ઇશ્વરની માફક કાંઇ અલગ અસ્તિત્વ ધરાવતો નથી. એ તો માત્ર નિષેધ-પરક અને કલ્પનાત્મક વિચાર છે; અને તે ધર્મ અથવા ઇશ્વરીયતાના અભાવનું સૂચન કરે છે. આત્મિક સંગ્રામનું અલંકારયુક્ત વર્ણન કરવામાં, જ્યારે એકબાજુ ધર્મનાં મૂળરૂપ એક શક્તિવાન ઇશ્વર હોય, ત્યારે બીજી બાજુ અધર્મની શક્તિરૂપે કોઇ પુરુષ હોવો જોઇએ, એવી કલ્પના કરવાનું આવશ્યક જણાતાં, વૃત્ર કે અહિની કલ્પના કરવામાં આવી છે. પરન્તુ, ઝન્દાવસ્તામાં તો 'અજિદ'ને અમુક અંશે વ્યક્તિત્વ આપવામાં આવ્યું છે; અને બાઇબલ તથા કુરાનમાં તો શયતાનને ઇશ્વરના જેવું જ વ્યક્તિત્વ આપવામાં આવ્યું છે; અને જાણે કે, ઇશ્વરનો તે બરોબરિયો–વિરોધી હોય, એમ માની લેવામાં આવ્યું છે.

ઇશ્વર અને શયતાનના દ્વૈતવાદના મૂળમાં, નીચે લખેલા તર્કનો ભાસ થાય છેઃ–" આ સંસારમાં આપણે ભલાઇ અને બૂરાઇ, બન્ને જોઇએ છીએ. જેવી રીતે ભલાઇની ઉત્પત્તિ ઇશ્વરથી થાય છે, તેવી રીતે બૂરાઇને ઉત્પન્ન કરવાવાળી કોઇ વ્યક્તિ પણ હોવી જોઇએ. આ બીજી વ્યક્તિ તે શયતાન છે. આ તર્ક દેખીતો ઠીક લાગે છે, પણ તે યુક્તિયુક્ત નથી.

* "ધર્મ અને બીજા નિબંધો" (Religion and other essays) પા. ૧૧૧

આવી રીતે તો કોઈ મનુષ્ય એવો તર્ક પણ દોડાવી શકે કે, પ્રકાશ અને અંધકાર, એ બે વિરોધી પદાર્થ છે; અને જ્યારે સૂર્ય પ્રકાશનું મૂળ છે, ત્યારે અંધકારને પેદા કરવાવાળો પણ કોઈ ગોળો આકાશમાં હોવો જોઈએ. આ તર્કાભાસમાં જે દોષ રહેલો છે, તે એ છે કે, પ્રકાશને અને અંધકારને બે જુદી જુદી વસ્તુ માની લેવામાં આવી છે. વસ્તુતઃ પ્રકાશ જ એક વસ્તુ છે, જ્યારે અંધકાર તો માત્ર પ્રકાશના અભાવનું નામ છે. આ પ્રમાણે ભલાઈ, એક વાસ્તવિક પદાર્થ છે; અને ખૂરાઈ તો માત્ર તેનો અભાવ જ સૂચવે છે. જ્યાં સૂર્ય ચળકે છે, ત્યાં પ્રકાશ હોય છે; પણ જ્યાં તેનાં કિરણો પહોંચતાં નથી, ત્યાં અંધકાર હોય છે. એવી જ રીતે જે આત્મામાં ઈશ્વરીય પ્રકાશ પહોંચે છે, ત્યાં ધર્મ અને પુણ્ય હોય છે; અને જે આત્મામાં ઈશ્વરની જ્યોતિને પ્રાપ્ત કે ગ્રહણ કરવાની શકિત નથી હોતી, ત્યાં પાપ અને અધર્મ હોય છે—અથવા કહો કે ત્યાં આત્મિક અંધકાર ફેલાઈ જાય છે.

ઝન્દાવસ્તામાં જે શયતાનનું વ્યક્તિત્વ બતાવવામાં આવ્યું છે, તે સંદેહયુક્ત છે. પ્રો. ડારમેસ્ટેટર, એલ. એચ. મિલ્સ તથા અન્ય અનેક વિદ્વાનો આ વિચારને પુષ્ટિ આપે છે. પરન્તુ ડૉ. હૌગ તો સ્પષ્ટ શબ્દોમાં તેનો ઇનકાર કરે છે. તે કહે છે કેઃ—“ જે અહુરમજ્દની સમાન શક્તિવાળો હોય, અને જે હમેશાં તેનો વિરોધ કરતો હોય, એવો એક પૃથક પાપાત્મા હોવાની માન્યતા, જરથોસ્તી ધર્મના સિદ્ધાન્તોની સાથે બંધબેસતી આવતી નથી. જો કે તેમ છતાં, પારસી ધર્મનાં પાછળથી લખાયેલાં ‘વેન્દીદાદ’ જેવાં પુસ્તકો ઉપરથી એવું અનુમાન ખેંચી શકાય છે કે, પ્રાચીન જરથોસ્તીઓમાં એવા પ્રકારના વિચારનું અસ્તિત્વ હશે ખરું.” *

આ પ્રમાણે, ડૉ. હૌગના મત મુજબ, અંગિરામન્યૂ એ કોઈ પૃથક વ્યક્તિ નથી. પરન્તુ કુરાન અને બાઈબલના શયતાનના અલગ વ્યક્તિત્વના સંબંધમાં તો, કોઈ પણ જાતની શંકા લઈ જવાનું કારણ જણાતું નથી.

* હૌગના નિબંધો. પ્રા. ૩૦૩.

આ ઉપરથી સિદ્ધ થાય છે કે, વેદોના સત્ય અલંકાર સમજવામાં કાંઇક ભ્રમ પેદા થતાં, તેનું રૂપાન્તર થઇ જાય છે; અને અંતમાં તેને એવી રીતે બગાડી નાખવામાં આવે છે કે, તે એક હાસ્યજનક વાર્તા અને અયુક્ત ગાથાનું રૂપ ધારણ કરે છે. એક ઉત્તમ વસ્તુની આ પ્રમાણે અવનતિ થાય છે, અને તેથી એ માન્યતા પણ સ્પષ્ટ થાય છે કે, **સંસારના અન્ય ધર્મના સિદ્ધાન્તો, કે જે તેના પોતાના હોય એમ માનવામાં આવે છે, તે વાસ્તવમાં, વેદોક્ત સત્ય મતનાં બગડી ગયેલાં રૂપાન્તર માત્ર છે.**

## ૫ ફિરસ્તા.

અમે બીજા પ્રકરણમાં એ વાત બતાવી ગયા છીએ કે, મુસલમાનોએ ફિરસ્તાની માન્યતા યાહુદીઓ પાસેથી મેળવી છે, અને પારસીઓના ‘ યજત ’ સંબંધી જે વિચારો છે, તે તેને બહુ મળતા આવે છે.

ડૉ. સેલ લખે છે કે :—“ યાહુદીઓએ ફિરસ્તાનાં નામ તથા કામનું શિક્ષણ પારસીઓ પાસેથી ગ્રહણ કર્યું છે; અને આ વાતનો તેઓ પોતે પણ સ્વીકાર કરે છે. ( જુઓ-તલમુદ હીરોસ ઇન રોસથશાન ). ફિરસ્તાઓનાં ધાર્મિક કાર્યો તથા તેમનાં સાંસારિક કાર્યોનાં સંરક્ષણ પર, પ્રાચીન સમયના પારસીઓ પૂરેપૂરો વિશ્વાસ રાખતા હતા; અને આજે પણ તેઓનો એ વિશ્વાસ નષ્ટ થયો નથી. તેઓએ એટલા માટે જ ફિરસ્તાઓનાં કાર્યો તથા અધિકારોને અલગ અલગ નિયત કર્યાં છે; અને તેમનાં નામો ઉપરથી મહિનાઓ તથા મહિનાઓના દિવસોનાં નામ પાડ્યાં છે. જીબ્રાઇલને તેઓ સરશ, રેવાંબખ્શ કે આત્મદાતા કહે છે; અને તેનાથી વિરુદ્ધ કાર્ય કરવાવાળા, એટલે કે મોતના ફિરસ્તાને, તેઓ બીજાં નામોની સાથે ‘ મરદાદ ’ અર્થાત ‘ મારક ’ ને નામે પણ ઓળખાવે છે. મૈકાઇલને તેઓ બેસ્ટરને નામે ઓળખે છે; અને તેઓ એમ માને છે કે, તે મનુષ્ય જાતને અન્નનું પ્રદાન કરે છે, યાહુદી લોકોની માન્યતા એવી છે કે,

ફિરસ્તાઓ અગ્નિમાંથી ઉત્પન્ન થયા છે, અને તેઓને અનેક કાર્યો કરવાનાં હોય છે. તેઓ મનુષ્યોની સાથે રહે છે, અને તેમની સિફારસ પણ કરે છે. મોતના ફિરસ્તાને તેઓ "દુમા" કહે છે; અને એમ માને છે કે, તે મરતા માણસને તેના અન્ત સમયે તેનું નામ લઇ લઇને બોલાવે છે". *

પારસી લોકો પણ સાત મોટા ફિરસ્તાઓમાં વિશ્વાસ રાખે છે; અને તેમને અમેશ સ્પન્ત × કહેવામાં આવે છે.

(સાત ફિરસ્તાઓનાં નામ :—વહુમન, અશાવહિસ્ત, ક્ષત્રવૈર્ય, સ્પન્તા અર્મૈતિ, હૌર્વતાદ, અમર્તાદ, અને તેમનો અધિદેવ અહુરમજ્દ.) પાદરી એલ. એચ. મિલ્સનું કથન એવું છે કે :—"બાઇબલના સાત આત્માઓની માન્યતા, અમેશ સ્પન્તોને આત્માની પદવી આપવાના વિચાર

* ડૉ. સેલનું કુરાન, પ્રસ્તાવના પા. ૫૬

× ડૉ. હૌગનો મત એવો છે કે, જો 'અમેશ સ્પન્ત'ને તેનાં યથાર્થ રૂપમાં સમજવામાં આવે, તો તે કોઇ ભિન્ન વ્યક્તિઓ નથી; પરન્તુ એ તો અહુરમજદની એ વિભૂતિઓનું નામ છે, કે જેનું તે પોતાના સાચા ઉપાસકને પ્રદાન કરે છે. તે લખે છે કે :—"વહુમન, અશાવહિશ્ત આદિ જે નામોથી 'અમેશ સ્પન્ત'ને ઓળખવામાં આવે છે, તેનું ગાથાઓમાં ઘણી વાર વર્ણન આવે છે. પરંતુ એ સ્થળો (જુઓ-યાસ ૪૭-૧) તથા તેના પૂર્વાપર પ્રસંગનો વિચાર કરતાં, વાચકોને માલૂમ પડશે કે, એ તો માત્ર પરમાત્માના ગુણો અને વિભૂતિઓનાં નામ છે. જેઓ સત્ય ભાષણ અને શુભ કર્મો દ્વારા પરમાત્માની સાચાં હૃદયથી પૂજા કરે છે, તેમને એ વિભૂતિઓનું પ્રદાન કરવામા આવે છે. જરથુસ્તની દષ્ટિમાં એ કોઈ ભિન્ન ભિન્ન વ્યક્તિ નહોતી; પણ આ ભિન્ન વ્યક્તિત્વનો વિચાર, એ મહાત્માની વાણીમાં, પાછળથી તેમના કોઇ ઉત્તરાધિકારીઓએ દાખલ કરી દીધો છે." (જુઓ-હૌગના નિબંધો, પા. ૩૦૫-૩૦૬) ઉપરોક્ત ૭ નામોના અર્થ :—વહુમન=પવિત્ર મનઃ અશાવહિશ્ત=સર્વોત્તમ ધર્મઃ ક્ષત્રવૈર્ય=અઢળક સાંસારિક સંપત્તિઃ સ્પન્તા અર્મૈતિ=ભક્તિ અને પવિત્રતાઃ હૌર્વતાદ=તન્દુરસ્તીઃ અમર્તાદ=અમરત્વ.

ઉપરથી ઉદ્દભવેલી લાગે છે. ( જુઓ-ઇશ્વરીય જ્ઞાન. ૮-૨ ) આ સાત આત્માઓ ઇશ્વરના સિંહાસન પાસે રહે છે. △

## ૬ સૃષ્ટિ-ઉત્પત્તિ.

આ સૃષ્ટિ, જુદા જુદા ૭ કાળે, ( six periods ) બનાવવામાં આવી છે, એમ ઝન્દાવસ્તામાં જણાવવામાં આવ્યું છે; અને જે ક્રમ પ્રમાણે સૃષ્ટિના વિવિધ ભાગ બનાવ્યાનું વર્ણન બાઇબલમાં છે, તે જ ક્રમનું બ્યાન ઝન્દાવસ્તામાં પણ છે, વાચકવર્ગ, આ બન્ને વર્ણનની સમાનતા બરોબર સમજી શકે, તેટલા માટે, અમે તેનું નીચે અવતરણ કરીએ છીએ:-

| જરથોસ્તીઓનું વર્ણન | યાહુદીઓનું વર્ણન |
|---|---|
| પહેલા period-કાળમાં આસમાન પેદા કર્યું: બીજામાં પાણી: ત્રીજામાં પૃથ્વી: ચોથા સમયમાં વૃક્ષ: પાંચમામાં પશુ: અને છઠ્ઠામાં મનુષ્ય પેદા કર્યાં. (ડૉ. હૌગના નિબંધો. પા. ૧૯૨ ) | પહેલે દિવસે આસમાન અને પૃથ્વી પેદા કર્યાં: બીજે દિવસે આકાશ અને પાણી: ત્રીજે દિવસે સુકી જમીન: ચોથે દિને પ્રકાશ, સૂર્ય, ચન્દ્રમા, નક્ષત્ર; પાંચમે દિવસે ચાલવાવાળા જીવ, પાંખવાળાં પક્ષીઓ, વિશાળ કાયાવાળી વ્હેલ ( Whales ): છઠ્ઠે દિવસે જીવતાં પ્રાણી, પશુ, લતાપતા, ચોપગાં પ્રાણીઓ અને મનુષ્ય. ( જુઓ-Genesis-પેદાયશની કિતાબ, ૧, ૧-૨૬ ) |

ડૉ. સ્પિગલે રચેલાં પુસ્તકની સમાલોચના કરતાં, પ્રો. મેકસમુલર લખે છે કે :-" અમે હવે ' પેદાયશની કિતાબ ' અને ' ઝન્દાવસ્તા 'માં

△ ઝન્દાવસ્તા ભા. ૩જો. પા. ૧૪૫.

વર્ણવેલા ' સૃષ્ટિ-ઉત્પત્તિ 'ના વિષય ઉપર આવીએ છીએ. અમને અહીં, અવશ્ય અદ્દભૂત પ્રકારની સમાનતાઓ નજરે પડે છે. પેદાયશની કિતાબમાં, સૃષ્ટિ ૭ દિવસમાં, અને ઝન્દાવસ્તામાં તે ૭ કાળમાં પેદા કરવામાં આવ્યાનું જણાવ્યું છે. આ ૭ કાળ મળીને બરોબર એક વર્ષ થાય છે. ( વસંત, ગ્રીષ્મ, વર્ષા, શરદ, શિશિર અને હેમંત, એ ૭ ઋતુના ૭ કાળ તો નહીં ગણવામાં આવ્યા હોય ને ? ) પેદાયશની કિતાબ અને ઝંદાવસ્તા, બન્નેમાં મનુષ્યની ઉત્પત્તિની સાથે જ સૃષ્ટિની રચનાનું કાર્ય સમાપ્ત થઇ જાય છે. બીજી વાતોમાં કેટલીક ભેદ હોવાનું ડૉ. સ્પિગલ સ્વીકારે છે, પણ તેઓ કહે છે કે, મનુષ્યના પ્રલોભન અને પતનની બાબનમાં વળી પાછી બન્નેમાં સમાનતા જોવામાં આવે છે. ડૉ. સ્પિગલે અવસ્તામાંથી પ્રલોભન અને પતનનું સવિસ્તર વર્ણન આપ્યું નથીઃ એટલે પારસી કિતાબમાંથી યાહુદીઓએ કઇ કઇ વાતો લઇ લીધી છે, એનો અમે કાંઇ નિર્ણય કરી શકતા નથી."*

પ્રલોભનને અને પતનના વિવાદાસ્પદ વિષયને અમે કદાચ બાજુએ રાખીએ, તોપણ ' સૃષ્ટિ-ઉત્પત્તિ 'ના સંબંધમાં, બન્ને પુસ્તકોમાં એટલો બધો ગાઢ સંબંધ અને આશ્ચર્યજનક સમાનતા જોવામાં આવે છે કે એ કેવળ અકસ્માતજન્ય હશે, એમ તો કહી શકાય એવું છે જ નહીં.

સૃષ્ટિ ઉત્પત્તિના સંબંધમાં જરથોસ્તીઓએ જે વર્ણન આપ્યું છે, તે ભૌતિક વિજ્ઞાન ( Physical science )ની શોધખોળને અનુસરતું છે, એમ તો ખુલ્લી રીતે જોઇ શકાય છે. વિજ્ઞાનીઓનું કહેવું એવું છે કે, સૃષ્ટિ-ઉત્પત્તિ અથવા તો વિશ્વવિકાસ થતા પહેલા, એક " Nebulous mass-પ્રદીપ્ત પિંડ-તેજોમય ગોળો " પેદા થયો હતો. પછી બીજા તબક્કા ( Second stage )માં એ પિંડમાંથી એક ભાગ છૂટો પડયો, જે આસ્તે આસ્તે પૃથ્વીના રૂપમાં આવી ગયો; અને પછી ક્રમશઃ વનસ્પતિ, પશુ અને મનુષ્યો એક પછી એક પેદા થયાં.

* ચિપ્સ ફ્રોમ એ જર્મન વર્કશૉપ ભા. ૧લો. પાનું ૧૫૪.

**ઝંદાવસ્તામાં** આપવામાં આવેલું આ વર્ણન વેદોમાંથી લેવામાં આવ્યું હોય, એમ લાગે છે; કારણ કે 'યજુર્વેદ'માં જે સૃષ્ટિ-ઉત્પત્તિનું વર્ણન આપવામાં આવ્યું છે, તે નીચે મુજબ છેઃ—

ततो विराड जायत विराजो अधि पूरुषः ।
सजातो अत्यरिच्यतपश्चाद भूमिमथो पुरः ॥

तस्माद् यज्ञात् सर्वहुता संभृतं पृषदाज्यम् ।
पशूस्ताँश्चक्रे वायव्या नारण्या ग्राम्याश्चये ॥

तं यज्ञं वर्हिषि प्रौक्षन् पुरुषं जात मग्रतः ।
तेन देवा अजयन्त साध्या ऋषयश्च ये ॥
यजु. अ. ३१, मंत्र ५, ६, ७.

અર્થઃ-"ત્યારે એક પ્રદીપ્ત * પિંડ ઉત્પન્ન થયો, જેનાં અધિપતિ પુરુષ એટલે સર્વવ્યાપક પરમાત્મા હતા. ત્યાર પછી આ પ્રદીપ્ત પિંડ-તેજોમય ગોળામાંથી પૃથ્વી તેમજ બીજા ભાગો છૂટા થયા. તત્પશ્ચાત્ સર્વ લોકો જેની આરાધના કરે છે, એવા પૂજ્ય પરમેશ્વરે વનસ્પતિ પેદા કરી, કે જે ભોજનાદિ કામમાં આવે છે. ત્યાર બાદ તેઓએ હવા, જંગલ અને વસ્તીમાં રહેવાવાળાં પશુઓ બનાવ્યાં; અને તે પછી તેઓએ મનુષ્યો બનાવ્યાં, કે જેમાં અનાદિ અને ઉપાસ્ય દેવ પરમાત્માની પૂજા કરવાવાળા વિદ્વાનો અને ઋષિ લોકો પણ હતા."

જરથોસ્તી ધર્મનું 'સૃષ્ટિ-ઉત્પત્તિ'નું વર્ણન, વૈદિક ધર્મનાં વર્ણન સાથે વધારે મળતું આવે છે, એ વાત ખાસ ધ્યાનમાં રાખવા જેવી છે. સત્ય વાત તો એ છે કે 'સૃષ્ટિ-ઉત્પત્તિ' વિષેનું યાહુદીઓનું વર્ણન તો

* વિરાટ=વિ ઉપસર્ગ અને રાજ (ચમકતો) ધાતુથી બન્યો છે; અને તેનો અર્થ પ્રદીપ્ત પિંડ અથવા તેજોમય ગોળો થાય છે.

કેવળ જરથોસ્તી વર્ણનની નકલ જેવું છે; અને જરથોસ્તીઓનું વર્ણન, 'વૈદિક સૃષ્ટિ–ઉત્પત્તિવાદ' ઉપરથી જ લેવામાં આવ્યું છે. *

## ( ૭ ) મૃતોત્થાન. Resurrection–રોજે કયામત.

ડૉ. હૌગ કહે છે કે, 'મુડદાંઓ પાછાં જીવતાં થાય, એ વિચાર વાસ્તવમાં જરથોસ્તીઓનો છે. + ( જો એમજ હોય તો, પાંચમા પ્રકરણના ૮મા ભાગમાં, પારસી ધર્મ મુજબ જીવાત્માને અનાદિ–અનંત કહેવામાં આવ્યો છે તેનું કેમ ? ) વળી પાછા તેઓ એમ પણ લખે છે કે, અંતિમ ન્યાયવ્યવસ્થા ( Day of Judgment ) ને દિવસે, મુડદાંઓ જીવતાં થઇને ભેકાં થશે, એ મન્તવ્ય પણ જરથોસ્તીઓનું છે" ×

જેમ અગાઉ * કહેવામાં આવ્યું છે, તેમ પારસીઓ પાસેથી આ સિદ્ધાન્ત ગ્રહણ કરીને, યાહુદી લોકોએ તેનું શિક્ષણ ખ્રિસ્તીઓ અને મુસલમાનોને આપ્યું છે. અમે ઝન્દાવસ્તામાંથી આનું પ્રમાણ આપીએ છીએ. તેમાં લખ્યું છે કે:– "આ તેજ તેનું છે, કે જે સઓશ્યન્તો ( પયગમ્બરો )માંથી ઊઠશે. આ તેજના પ્રભાવે કરીને, જ્યારે મૃતાત્માઓ ફરીને સજીવન થશે, ત્યારે અવિનાશી જીવનનો પ્રારંભ થશે. પછીથી રચાયી, અક્ષય, અમર, નિર્દોષ, બળવાન અને શકિતસમ્પન્ન જીવન પ્રાપ્ત થશે; અને તે બીજી કોઇ પ્રકારની સહાયતા વગર હમેશને માટે પોતાની મેળે સ્થિર રહી શકશે. મૃતોત્થાન–રોજે કયામત પછી તો સારો યે સંસાર અનન્ત કાળ

---

* "વૈદિક સૃષ્ટિ-ઉત્પત્તિ" અને જરથોસ્તી "સૃષ્ટિ–ઉત્પત્તિ"નાં વર્ણનો વચ્ચે શું સંબંધ છે, તે સમજવા માટે વાંચકવર્ગે આ પુસ્તકના પાંચમા પ્રકરણમાં જે નંબર ૭ વાળો ભાગ છે, તેનું વિચારપૂર્વક બરોબર અવલોકન કરવાની જરૂર છે.

+ હૌગના નિબંધો. પા ૨૧૬.

× આઇબિક પા. ૩૧૧

* જુઓ-પ્રકરણ ૨જું. ભા. ૨જો.

પર્યન્ત ભગ્નાઇની દશામાં જ રહેશે. જે સ્થાનમાં રહીને, ધર્માત્મા પુરુષોનું હનન કરવા માટે, શયતાન, વારંવાર આક્રમણ કર્યા કરતો હતો, તે સ્થાનમાંથી તે ભાગી જશે; અને તેનાં સંતાન તથા તેની પ્રજાનો સર્વથા નાશ થઇ જશે " *

અહીંયાં 'મસીહ', કે જેને પારસી ધર્મગ્રન્થોમાં 'સઓશ્યન્ત' કહેવામાં આવ્યા છે, તેનાં પુનરાગમન, સ્વર્ગીય જીવન અને મૃતોત્થાનનું જે વર્ણન વાંચીએ છીએ, તે બાઇબલમાં આપવામાં આવેલાં તેનાં વર્ણનની સાથે બરોબર મળતું આવે છે.

આ સિદ્ધાન્તની ઘણી ઘણી વાતોને માટે યાહુદી લોકો પારસીઓના ઋણી છે. દાખલા તરીકેઃ—ન્યાયવ્યવસ્થાને દિવસે, મનુષ્યોનાં કર્મોની તુલના કરવા સારુ ત્રાજવું રાખવામાં આવશે, એવો જે યાહુદીઓનો ખ્યાલ છે, તે વાસ્તવમાં જરથોસ્તી ધર્મનો જ વિચાર છે. પ્રૌ. ડારમેસ્ટેટર ૧૨મા પાના પરની ફૂટનોટ–ટિપ્પણીમાં લખે છે કેઃ—" રશ્મિ રજીસ્તા, એ સાચામાં સાચો સત્યનો ફિરસ્તો છે. મિથ અને સિરોસની સાથે, મરી ગયેલાઓના ત્રણ ન્યાયાધીશોમાંનો તે પણ એક છે. મૃત્યુ પછી મનુષ્યોનાં કર્મોની તુલના કરવા માટે, જે ત્રાજવું રાખવામાં આવે છે, તેને તે પકડી રાખે છે. તોળવામાં તે કદી પણ અન્યાય કરતો નથી...... ચહાય ધર્માત્મા હોય કે ચહાય રાજાઓ હોય, છતાં તે તોળવામાં બિલકુલ અન્યાય કરતો નથી. જોખવામાં તે વાલ જેટલું પણ નમતું મૂકતો નથી. અને તે કોઇનો પ પક્ષપાત કરતો નથી."× બીજા પ્રકરણના ભાગ ૨ (૩)માં અગાઉ કહેવામાં આવ્યું છે તે પ્રમાણે નર્ક-દોજખમાં જવાનો પૂલ, કે જેની ઉપરથી રોજે કયામતને દહાડે માણસોને ચાલવું પડે છે, તેનો વિચાર પણ જરથુસ્તીઓ પાસેથી લેવામાં આવ્યો છે.

---

* જમયાદ યશ્ત ૧૯–૮૯–૯૦.

× ઝેન્દાવસ્તા–ભાગ ૨જો. રેશ્નયશ્તઃપા. ૧૬૮ (મોનો પીરદ–૨–પાનું ૧૨૦–૧૨૧.)

જેલબ્રેકના પ્રધાન રબ્બી મરહુમ ડૉ. એ. કોહટે "ખ્રિસ્તી અને યાહુદી મતની બનાવટમાં પારસી ધર્મે ભજવેલો ભાગ" એ નામનું જે જર્મન ભાષામાં પુસ્તક લખ્યું છે, તેનો અંગ્રેજી અનુવાદ 'મુંબઇ, બજાર ગેટ, કોટ, ફૉર્ટ પ્રિન્ટિંગ પ્રેસ' માં છાપવામાં આવ્યો છે, અને તેમાં તેઓએ, આ વાતનો સ્વીકાર કર્યો છે કે, 'મૃતોત્થાન'ના વિષયમાં ઘણી નાની નાની વાતો માટે પણ યાહુદી લોકો પારસીઓના ઋણી છે. અમે આમાંની કેટલીક વાતોનો અત્રે ઉલ્લેખ કરીશું:—

(૧) યાહુદીઓ અને પારસીઓ એમ માને છે કે, મૃત્યુ પછી ૩ દિવસ સુધી, આત્મા શરીરની ચારે બાજુ ઘૂમ્યા કરે છે. આ બાબતમાં 'સદર બન્દેશ' નામના એક પારસી પુસ્તકનું (જુઓ પાનું ૭મું) પ્રમાણ આપતાં તે લખે છે કેઃ—"જે સ્થળે શરીરનો ત્યાગ કર્યો હોય, તે જ સ્થળે આત્મા ત્રણ દિવસ સુધી રહે છે." ('વન્દીદાદ' ૧૯—૯૧—૯૬ માં પણ આવા જ પ્રકારની વાત કરવામાં આવી છે.) આ વિચારની સમાનતા બતાવવા માટે 'જીરસ બિરાક' (Jeras Berach) માંથી પ્રમાણ આપતાં ડૉ. કોહટ લખે છે કેઃ—"મૃત શરીરની ચારે બાજુ ત્રણ દિવસ સુધી આત્મા ઘૂમ્યા કરે છે; કારણ કે તે તેનાથી વિખૂટો પડવા ઇચ્છતો નથી" *

(૨) 'જામાસ્પનામા' નામના એક પારસીધર્મપુસ્તકમાં લખ્યું છે કેઃ—"સૃષ્ટિના આખરના દિવસોમાં મનુષ્યો ઉપર ભારે આફતો આવી પડશે. મરકી, કૉલેરા આદિ રોગો ફેલાશે. અરબસ્તાન, ગ્રીસ અને રોમ ઇટલીની પ્રજા વચ્ચે યુફ્રેટિસ નદીને કિનારે જંગી યુદ્ધ જામશે."× યાહુદી ગ્રન્થોમાં પણ આવાં જ યુદ્ધની ભવિષ્યવાણી છે, એમ બતાવીને ડૉ. કોહટ લખે છે કેઃ—"આ લડાઇઓ મસીહનાં આગમનના સમયની ઘોષણા

* આઈબિદ. પા. ૧૩.

× ડૉ. કોહટનું પુસ્તક—પાનું ૨૨૪મું.

કરશે, અને લોકોમાં એવી કિંવદંતિ ચાનુ થશે કે, જ્યારે રાજાઓમાં પરસ્પર યુદ્ધ થવા લાગશે, ત્યારે ગસીહના પ્રાદુર્ભાવની આશા રાખી શકાશે." ( Genes Rabbach 42 જી સિસ ભા. ૨-પ્રક-૪૨ સરખાવી જુઓ ) મિદરાશ પણ ઇરાન, અરબસ્તાન અને રોમના લોકો વચ્ચે લડાઇઓ થશે, એમ 'જામાસ્પનામા'ને આધારે જણાવે છે *

(૩) આગળ ચાલતા ડૉ કોહટ કહે છે કે -" પારસીઓમા પર પરાગત કથા ( Tradition ) ચાલી આવે છે કે સોસ્યન્તના પ્રાદુર્ભાવ પહેલા, બે નબી-પયગમ્બરો પેદા થશે, અને તેઓ મસીહના આવાગમનના સમયની ઘોષણા કરવાની સાથે, તેમને માટે માર્ગ તૈયાર કરશે." આવી જ રીતે મિદરાશ ( જેક જેસજ-૩૦૫-૩૧૮ ) ×મા પણ લખવામાં આવ્યુ છે કે, "આવા કારણસર ખરા મુક્તિદાતાના પ્રાદુર્ભાવ પહેલા, મસીહ યુસફ અને મસીહ એ ફરેખના પુત્ર, અગ્રગામી ( Forerunners ) પયગમ્બરો તરીકે અવતરશે"

(૪) વળી, મીદરશ જીન, આર. સી. ૯૮; મીદરશ જેક, પી. એસ ૬૮૨, અને મીદરશ પી. એસ. સી ૨૧મા વારવાર એવું વર્ણન આવે છે કે, મસીહો નવુ ( Commandments ) આદેશો-ફરમાનો લાવશે. કદાચ દરેક મસીહ એકેકું ફરમાન લાવશે. પારસી લોકો પ્રત્યેક મુક્તિદાતા એકેક ફરમાન લેતો આવશે, એવો જે વિશ્વાસ ધરાવે છે તેનું ઉપરની ખીના સ્મરણ કરાવે છે. હજુ સુધી આમાંનો કોઇ મુક્તિદાતા પ્રગટ થયો નથી *

(૫) 'બન્દેહેશ'ના ૩૧મા પ્રકરણમાં એવો પ્રશ્ન ઉઠાવવામાં આવ્યો છે કે, " જે શરીર હવામાં માટી થઇને ઊડી ગયુ હોય, અથવા તો જળમા ડૂબી ગયુ હોય, તે ફરીથી કેવી રીતે ઉત્પન્ન થાય ? મૂવેલો દેહ ફરીથી

* જ્યુકટ ૩૫૯—જુઓ આઇબિડ પા. ૨૬

× ડૉ કોહટનુ પુસ્તક પાનુ ૨૪

* ડૉ કોહટનુ પુસ્તક—પા ૨૬મું.

મજીવન કેવી રીતે થાય ?" ઓરમઝદે એનો એવો ઉત્તર આપ્યો છે કે, "જેવી રીતે મારી મારફત પૃથ્વીમાં રાખવામાં આવેલું અન્ન ઊગીને, ફરી એકવાર જીવન ધારણ કરે છે; જેવી રીતે મેં વૃક્ષોમાં, તેમની જાતવાર નસનાડીઓ પેદા કરી છે; જેવી રીતે મેં બાળકને માતાના ગર્ભમાં રાખ્યું છે; જેવી રીતે મેં પાણીને પગ આપ્યા છે, અને જેને લીધે તે દોડી શકે છે; જેવી રીતે મેં વાદળોને ઉત્પન્ન કર્યાં છે, અને જે પૃથ્વીમાંથી પાણી ખેંચીને, હું જ્યાં ચાહું ત્યાં તેને વરસાદના રૂપમાં વરસાવું છું; અને જેવી રીતે મેં આ તમામ વસ્તુઓને પેદા કરી છે: તેવી જ રીતે મુડદાંઓને પુનઃ સજીવન કરવાનું કામ મારે માટે કાંઇ કઠિન કે અશકય વાત નથી. યાદ રાખો કે, એકવાર તો આ પ્રમાણે થઇ ચુકયું છે; અને મેં જ્યારે તેમને ઉત્પન્ન કર્યાં છે, ત્યારે શું પહેલાંની માફક, હું તેમને ફરીથી ઉત્પન્ન નહીં કરી શકું ?"

ડૉ. કોહટ કહે છે કે, યાહુદીઓનાં તલમુદ (Talmud) અને મીદરશ (Midrasch) નામનાં પુસ્તકોમાં આ બધી વાતો આવે છે. મૃતોત્થાન (Resurrection)ના સિદ્ધાન્તને સિદ્ધ કરવા માટે, ઘણે ભાગે, અનાજના એ દાણાનું દૃષ્ટાન્ત દેવામાં આવે છે, કે જેને પૃથ્વીમાતાની ગોદમાં વાવવામાં આવે છે, અને જેમાંથી અગણિત પાંદડાં વગેરે ફૂટી નીકળે છે. જુઓ–Synh 90 b; સીન્હ ૯૦ બી; Ketub III b; કેતબ ૩ બી; Pirke D. R. Ebzir c. 33; પર્ક ડી.. આર. એબઝીર સી, ૩૩) "જમીનમાં વાવેલો ઘઉંનો નગ્ન દાણો જ્યારે અનેક પાંદડાં અને ડુંડાંઓ સાથે ઊગી નીકળે છે, ત્યારે કપડાં સહિત જમીનમાં દફનાવવામાં આવેલો ધર્માત્મા પુરુષ ઓર વિશેષ બહારમાં કેમ નહીં ઊગી નીકળે ?" જેવી રીતે 'બન્દેહેશ' મૃતોત્થાનના ચમત્કારને જન્મ અને વરસાદના ચમત્કારોની સાથે સરખાવે છે, તેવી જ રીતે યાહુદીઓનાં પુસ્તક (Talmud) Tanith 2 a Synh 113 a–તલમુદ ટાનીથ ૨ એ. સીન્હ ૧૧૩ એ.) માં પણ એ જ પ્રકારની વાત આવે છે. તેમાં લખ્યું છે કે "ત્રણ

કુંચીઓ તો કેવળ ઇશ્વરના જ હાથમાં છે, અને તેમના કોઇ પણ પ્રતિનિધિને એ ચાવીઓ સોંપવામાં આવતી નથી. આ ત્રણ ચાવીઓ (૧) વર્ષાદની કુંચી, (૨) જન્મની કુંચી; અને (૩) મૃતોત્થાન–રોજે કયામતની કુંચી. Midrasch Deuter c–મીદરશ ડયુટર સીમાં, અને Genes Rabbi c. 13 જીનીસ રબ્બી સી. ૧૩માં પણ એવું જ વર્ણન આવે છે. તેમાં 'બન્દેહેશ'ની માફક જ 'મૃતોત્થાન'ને માટે દ્દષ્ટાન્તો આપવામાં આવ્યાં છે; અને ખુદાના હાથમાં રહેલી ત્રણ ચાવીઓની સરખામણી કરીને, જન્મ તથા વરસાદના જેટલું મૃતોત્થાનનું કાર્ય કઠિન નથી એમ બતાવવામાં આવ્યું છે. ×

## (૮) ભવિષ્યજીવન, સ્વર્ગ અને નર્ક

ભવિષ્યજીવન, ( Future Life ) સ્વર્ગ અને નર્કના સંબંધમાં યાહુદી લોકો જે માન્યતા ધરાવે છે, તે બધી વિગતવાર, ઝન્દાવસ્તાનાં બ્યાનની સાથે મળતી આવે છે; અને દેખીતી રીતે તે તેમાંથી જ લેવામાં આવી છે.

ડૉ. હૌગ લખે છે કેઃ—" ભવિષ્યજીવન અને આત્માના અમરપણાનો વિચાર પહેલાંની ગાથાઓમાં સ્પષ્ટ રીતે વર્ણવવામાં આવ્યો છે, અને અવસ્તાનાં પાછળનાં સાહિત્યમાં પણ ઠેર ઠેર એ વિચાર રજૂ કરવામાં આવ્યો છે. ઝન્દાવસ્તાના મુખ્ય સિદ્ધાન્તોમાં, ભવિષ્યજીવનનો વિશ્વાસ, એ પણ એક મુખ્ય સિદ્ધાન્ત છે."* ડૉ. હૌગ વિશેષમાં જણાવે છે કેઃ– " આ વિચારને બહુ જ મળતો આવે એવો સ્વર્ગ અને નર્કનો વિશ્વાસ છે, અને ખુદ સ્પિતામા જરથુસ્ને પોતે પોતાની ગાથાઓમાં તેનું સ્પષ્ટતાપૂર્વક વર્ણન કર્યું છે. સ્વર્ગનું નામ 'ગરોદિમાન' (ફારસી-ગરાતમન) અર્થાત્ ભજનોનું ઘર રાખવામાં આવ્યું છે; કારણ કે ત્યાં ફિરસ્તાઓ

× ડૉ. કોહટનું પુસ્તક, પા. ૨૭–૨૮.

* ડૉ. હૌગના નિબંધો પા. ૩૨૧.

હમેશાં સ્તુતિગાન કર્યા કરે છે, એવો વિશ્વાસ છે. ખ્રિસ્તીઓના બાઇબલમા ( ઇસાયા ૬ અને યોહન્તાનાં પુસ્તકોમાં ) જે વિચારો દર્શાવવામાં આવ્યા છે, તેની સાથે આ વર્ણન બરોબર મળતું આવે છે. +

સ્વર્ગના આનંદો સંબંધી યાહુદી અને પારસી પુસ્તકોનાં વર્ણનોમાં જે સમાનતા જોવામાં આવે છે, તે અગાઉ, પ્રકરણ ૨જાના ભાગ ૨ (ક)માં લખાઇ ચૂકી છે. ડૉ. કોહટે એક બીજી સમાનતાનું વર્ણન કર્યું છે, અને તે પણ અમે અહીંયાં આપીએ છીએ. તે કહે છે કેઃ-" મારો એવો દૃઢ વિશ્વાસ છે કે, Eden એડનનાં રત્નજડિત સ્વર્ગનો વિચાર પણ પારસીઓ પાસેથી જ લેવામાં આવ્યો છે. ' બન્દેહેશ 'ના ૩૧મા પ્રકરણના શરૂઆતના ભાગમાં, આવા વિચારનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે; અને ત્યાં એમ કહેવામાં આવ્યું છે કે, ' મારે પ્રતાપે, આધ્યાત્મિક સ્થિતિમાં સ્વર્ગ, થાંભલા વગર જ સ્થિર છે, અને અનેકવિધ રત્નોથી ઝગમગી રહ્યું છે. ' ' મનોખિરદ 'ના ૧૬૬મા પાના પર લખવામાં આવ્યું છે તે પ્રમાણે, ગજવેલ જેવા રંગની ધાતુ ( જેને હીરા પણ કહે છે )થી સ્વર્ગની રચના કરવામાં આવી છે. (Spiegel's Commentor, Uber das Avesta p. 449–સ્પિગલનું કોમેન્ટોર, યુબરદસ અવસ્તા–પા. ૪૪૯ ). સ્વર્ગ ઘણા સુંદર પથ્થરોથી બનાવવામાં આવ્યું છે, એ ખ્યાલ તો એટલો બધો પ્રચલિત છે કે, સ્વર્ગ અને પથ્થર, એ બન્નેને માટે **' આસમાન '** એ એક જ શબ્દ વાપરવામાં આવે છે." ×

સ્વર્ગના સાત વિભાગોના સંબંધમાં ડૉ. કોહટ કહે છે કે, " પારસી ધર્મનાં પાછલાં પુસ્તકોની માફક, યાહુદીઓનાં (તલમદ, અધ્યાય ૧૨ બી.) પુસ્તકોમાં પણ સાત સ્વર્ગોનાં નામ મળતાં આવે છે, અને તેમાંનાં ૭ નામો તો બાઇબલમાં આપવામાં આવેલાં નામોના જેવાં જ છે. "*

+ ડૉ. હોગના નિબંધો પા. ૩૧.

× ડૉ. કોહટનું પુસ્તક. પા. ૩૬.

* " " "

નર્ક—દોજખ અને તેના ૭ વિભાગોના સબંધમા પારસીઓ અને યાહુદીઓના વિચારો કેવા મળતા આવે છે, તે અમે આ પુસ્તકના બીજા પ્રકરણમાં બતાવી ચૂકયા છીએ.

અનન્ત સમય સુધી સ્વર્ગના સુખ કે નર્કના દુખની સજા કરવામા આવશે, એ વિચાર પણ કદાચિત ઝન્દાવસ્તામાંથી લેવામા આવ્યો હોય, એમ જણાય છે. દાખલા તરીકે ઉસ્વેની ગાથા ( યસ્ન ૪૫—૭ )મા લખ્યું છે કે, "ધર્માત્માઓના આત્મા અમરત્વ પ્રાપ્ત કરે છે, અને પાપીઓના આત્મા અનન્ત કાળ પર્યન્ત દડ—દુખ ભોગવે છે. અહુરમજદ, કે જેણે બધા જીવો પેદા કર્યા છે, તેનો આવો નિયમ છે "*

## ( ૯ ) બલિદાન.

યાહુદીઓમા બલિદાનની જે પ્રથા પ્રચલિત છે, તે જરથોસ્તીઓના અનુકરણ જેવી છે, અને વૈદિક યજ્ઞ અથવા અગ્નિહોત્રનુ તે રૂપાન્તર માત્ર છે. વૈદિક કર્મકાંડમાં 'અગ્નિહોત્ર'નુ સ્થાન ઘણુ ઉચ્ચુ છે, અને વૈદિક સાહિત્યના મોટા ભાગમા તેનુ વિશેષ રૂપે વર્ણન કરવામા આવ્યું છે. આર્યોના 'પચ મહાયજ્ઞો'માહેનો તે એક યજ્ઞ છે. વૈદિક જમાનામા, આર્ય લોકો હમેશા પ્રાતકાળ અને સન્ધ્યા સમયે ઇશ્વરપ્રાર્થના કરતા હતા, અને જળવાયુની શુદ્ધિ અર્થે, અગ્નિમા ઘી તેમજ બીજી સુગધિ વસ્તુઓની આહુતિઓ આપતા હતા, જેથી કરીને પ્રાણીમાત્ર પર ઉપકાર થતો હતો આવી રીતે નિત્ય દૈનિક અગ્નિહોત્ર કરવા ઉપરાત, તહેવારો કે ખાસ અવસરો પર નૈમિત્તિક—વિશેષ યજ્ઞો કરવામા આવતા હતા જેમ કે વર્ષાઋતુમા "ચાતુર્માસ્યેષ્ટિ યજ્ઞ" કરવામા આવતો હતો.

પારસીઓએ પોતાના મતના અન્ય સિદ્ધાન્તો તથા ક્રિયાઓનું શિક્ષણ જેમ આર્ય લોકો પાસેથી મેળવ્યું હતુ, તેમ 'અગ્નિહોત્ર'નું કર્મ પણ

* ઝન્દાવસ્તા ભા ૩જો પા ૨૧. યસ્ન—૩૧.

તેઓ આર્યો પાસેથી શીખ્યા હતા; અને એ ક્રિયાને, આર્ય લોકોના જેટલી જ, તેઓ આવશ્યક તેમજ મહત્વવાળી સમજતા હતા. પણ આ વૈદિક કર્મનો તેઓ બરોબર અર્થ સમજ્યા હોય, એમ જણાતું નથી. બુદ્ધના સમયમાં વૈદિક યજ્ઞમાં જેવો બગાડો દાખલ થઇ ગયો હતો, તેવા પ્રકારનો બગાડો અમુક અંશે પારસી ધર્મમાં પણ દાખલ થઇ ગયેલો દેખાય છે. આમ છતાં 'અગ્નિહોત્ર'ની ક્રિયાને દઢતાપૂર્વક વળગી રહીને, તેઓ તેનું નિયમસર અનુષ્ઠાન કરતા રહ્યા. કદાચ આવાં કારણસર જ તેમને 'અગ્નિ-પૂજક' કહેવામાં આવતા હશે.

પારસી લોકોએ આ ક્રિયા યાહુદીઓને શીખવી: પણ તેઓને હાથે તેમાં ઓર બગાડો થવા પામ્યો. માંસાહારી હોવાને કારણે યાહુદી લોકો માંસની આહુતિઓ આપવા લાગ્યા: પણ આવા પ્રકારનું બળિદાન અગ્નિમાં હોમાતું હતું, તે ઉપરથી યજ્ઞક્રિયાનું શિક્ષણ તેઓએ પારસી લોકો પાસેથી જ મેળવ્યું છે, એમ સપ્રમાણ પુરવાર થાય છે. આ વિષયમાં બાઇબલમાં કેટલાંક પ્રમાણો છે, જેમાંથી એકબે દાખલા અત્રે આપવામાં આવે છે. ઇશ્વર હજરત મુસાને કહે છે કેઃ—" મારે માટે તું માટીની એક વેદી બનાવજે, અને તેમાં શાન્તિ અર્થે તું બળતી આહુતિઓ આપજે. જે જે જગ્યા પર હું મારું નામ લખું, તે તે જગ્યા પર તું તારાં ઘેટાં અને બળદોનું બળિદાન ચડાવજે, એટલે હું તારી પાસે આવીશ અને તને આશીર્વાદ આપીશ."×

'પેદાયશની કિતાબ'માં પણ લખ્યું છે કેઃ—"નોહાએ ઇશ્વર માટે એક વેદી બનાવી, અને તેના બળતા અગ્નિમાં પ્રત્યેક પવિત્ર પશુપક્ષીની આહુતિઓ આપી."*

× યાત્રાનું પુસ્તક ૧૫–૨૪.

* Genesis-પેદાયશની કિતાબ–૮–૨૦.

મુસલમાન લોકોએ સીધી રીતે આ ક્રિયાનું શિક્ષણ, પારસીઓ પાસેથી નહીં, પણ યાહુદી લોકો પાસેથી મેળવ્યું છે; અને તેથી યજ્ઞક્રિયામાં અગ્નિનો ઉપયોગ શા માટે કરવામાં આવે છે, તે તેઓ સમજી શકયા નથી. પરિણામે બળિદાન આપવામાં, તેઓએ અગ્નિનો ઉપયોગ કરવાનું બંધ કરી દીધું છે. બળિદાનને નામે તેઓ માત્ર પશુઓનો વધ કરીને જ સંતોષ માને છે. પવિત્ર અને લાભદાયક યજ્ઞક્રિયાને સ્થાને, કેવળ નિર્દોષ પશુઓનો વધ થાય, એ કેટલું બધું શોકજનક પરિવર્તન કહેવાય ?

## ( ૧૦ ) કેટલીક સાધારણ સમાનતાઓ.

પારસી અને યાહુદી મતોમાં, ધાર્મિક ક્રિયા તથા મન્તવ્યોની ઉપર જણાવેલી સમાનતાઓ ઉપરાંત, બીજી પણ કેટલીક નાની મોટી સમાનતાઓ જોવામાં આવે છે, જેનું વર્ણન અમે નીચે આપીએ છીએ :—

(૧) અમે અગાઉ જણાવી ગયા છીએ કે, ઇશ્વરે સિનાઇ પર્વત ઉપર હજરત મુસાને દશ આદેશ-ફરમાનો આપ્યાં, એમ બાઇબલમાં લખ્યું છે. તદુપરાંત બાઇબલમાં એમ પણ લખ્યું છે કે:-" હજરત મુસા ખુદાની પાસે ગયા, અને ખુદાએ તેમને પહાડ પર બોલાવ્યા; અને કહ્યું કે, તું જેકબના પરિવાર અને ઇઝરાઇલનાં સંતાનોને આ સંદેશો આપજે. " *

" મુસા પહાડ પર ગયા અને વાદળાંઓએ પહાડને ઢાંકી દીધો " ×

ઝન્દાવસ્તામાં પણ લખવામાં આવ્યું છે કે:-" અહુરમજદ 'પવિત્ર પ્રશ્નોના પર્વત' ઉપર જરથુસ્તની સાથે વાર્તાલાપ કરે છે; અને હવે તેઓ એ જ ' પવિત્ર પ્રશ્નોના પર્વત ' ( Mountain of holy questions ) ઉપર અહુરની સાથે વાતચિત કરે છે. " +

* યાત્રાનું પુસ્તક ( Exodus ) ૧૯-૩
× " " " ૨૪-૧૫
+ ફરગર્દ—૨૨-૧૯.

(૨) ઝન્દાવસ્તાની ' યિમ ' અને ' વર 'ની કથા ' નોઆહ ' અને તેની 'Ark–નૌકા'ની કથાની સાથે બહુ જ મળતી આવે છે. બાઇબલમાં લખ્યું છે કેઃ—

" ઇશ્વરે જોયું કે, પૃથ્વી પરનાં મનુષ્યોમાં અશિષ્ટતા અને દુષ્ટતા બહુ વધી પડયાં છે,... .. અને પૃથ્વી પર મેં મનુષ્યોને વૃથા પેદા કર્યાં, એમ માનીને ખુદાને ખૂબ પશ્ચાતાપ થવા લાગ્યો. તેનું હૃદય તેથી બહુ દુઃખી થવા લાગ્યું; અને તેણે કહ્યું કે, મનુષ્યો, કે જેને મેં પેદા કર્યાં છે, તેનો હું પૃથ્વીના પટ પરથા નાશ કરી નાખીશ. મનુષ્ય, પશુ, પેટે ચાલવાવાળા જીવો તથા વાયુમાં ઊડવાવાળાં પક્ષીઓ સર્વનો હું સંહાર કરી નાખીશ; કારણ કે મેં તેમને પેદા કર્યાં તેથી મને પશ્ચાતાપ થાય છે; આમ છતાં ઇશ્વરને નોઆહ ( Noah ) ઉપર દયા આવી, અને તેણે તેને કહ્યું કે, સમસ્ત સજીવ પ્રાણીઓનો અંત મારી નજર સામે તરવરતો દેખાય છે. તું સુંવાળાં રુવાંટીવાળાં લાકડાં ( Gophar wood )ની એક Ark–હોડી બનાવ, અને તેમાં નાની કોટડીઓ બનાવ, અને જો ! હું પોતે આસમાન નીચેનાં તમામ જીવધારી પ્રાણીઓનો નાશ કરવા માટે 'જળ–પ્રલય' કરું છું; આ પ્રલયથી તમામ વસ્તુઓનો નાશ થઇ જશે. પણ તારી સાથે હું પ્રતિજ્ઞા કરું છું કે, તું હોડીમાં રહી જઇશ, અને તારી સ્ત્રી અને પુત્રવધુઓ બચી જશે. સર્વ પ્રકારનાં પ્રાણીઓમાંથી બબ્બેને જીવતાં રાખવા માટે, તું તારી નૌકામાં લઇ લેજે. આ બેમાં એક નર અને એક માદા રાખજે. તમામ પ્રકારનાં પ્રાણીઓની હયાતીને જાળવી રાખવા માટે, આ પ્રમાણે તું બબ્બે જીવોને તારી સાથે હોડીમાં રાખજે. " *

આવી જ રીતે ઝન્દાવસ્તામાં યિમ, કે જે આદિપુરુષ, આદિ રાજા અને સભ્યતાનો સંસ્થાપક × છે, તેને અહુરમજદ કહે છે કેઃ–"ભયંકર

* પેદાયશનું પુસ્તક-૫+૮; ૧૩+૨૦,
× જુઓ ઝન્દાવસ્તા ભા. ૧લો, પા ૧૦

ઠંડી + પડવાથી સંસારનો નાશ થવાવાળો છે." તદુપરાંત, યિમને અહુરમજદે એમ પણ કહ્યું કેઃ–"ઓ વિવંઘતના પુત્ર, સુંદર યિમ ! પ્રાકૃતિક સંસાર પર સંહારકારક શીત-ઠંડી પડવાની છે; એ ઠંડીમાં ભયંકર અને નાશકારક હીમ પડશે; અને તેથી કરીને ઊંચામાં ઊંચા પર્વતો પર પણ ગોઠણ ગોઠણ સુધીનો બરફ પથરાઇ જશે....અને જળચર, ભૂચર, અને ખગ ( આકાશ ) ચર ત્રણે પ્રકારનાં પ્રાણીઓનો નાશ થઇ જશે."

પછી અહુરમજદે યિમને સલાહ આપી કે, તું Vara–વર ( હોડી કે ઘર ? ) બનાવ, અને દરેક પ્રકારનાં જીવિત પ્રાણીઓનું એકેકું જોડું (નર ને માદા) લઇને, તું તેમા આશરો લે."

"૨૫–રક્ષણ માટે, ઘોડદોડના મેદાન જેવડું મોટું ' વર ' બનાવ, અને તેમાં ઘેટાં, બેલ, મનુષ્ય, શ્વાન, પક્ષી અને લાલ પ્રજ્વલિત અગ્નિનાં બીજ લઇને તેમાં રાખ."

"૨૭–એમાં તું પૃથ્વીભરનાં સર્વોત્તમ, સર્વશ્રેષ્ઠ અને મહાન સ્ત્રી પુરૂષોનાં બીજ લઇને રાખ. એમાં તું દરેક પ્રકારનાં પશુઓનાં બીજ લઇને રાખ."

"૨૮–એમાં તું દરેક પ્રકારનાં વૃક્ષો તથા ફળોનાં બીજ રાખ, કે જેમાં ખૂબ અન્ન અને સુગંધી હોય. દરેક પ્રકારની વસ્તુઓ તું બબ્બે (નગમાદા) લાવજે, કે જેથી કરીને એ ' વર 'માં રહે, ત્યાં સુધી એ વસ્તુઓનો નાશ થાય નહીં "*

આ વાતોમાં સ્પષ્ટ મળતાપણું જોવામાં આવે છે; અને પ્રો. ડારમેસ્ટેટર લખે છે કેઃ–" યિમના ' વર ' અને નોઆહની ' નૌકા 'માં કાંઇ

---

+ કેટલાક વિદ્વાન અનુવાદકો ભયાનક ઠંડીને બદલે ભયંકર વર્ષાદ પડશે, એમ લખે છે. જુઓ-ઝંદાવસ્તા ભા. ૧લો. પાનાં ૧૬ની ફૂટનોટ-ટિપ્પણી.

* ઝન્દાવસ્તા ભા. ૧લોઃ પાનું-૧૫-૧૭; ફરગર્દ-૨

પણ ફરક જોવામાં આવતો નથી. એ બન્નેના ખ્યાલો સમાન જણાય છે"*

વેદોને બાદ કરતાં, બ્રાહ્મણગ્રન્થો, સંસ્કૃત સાહિત્યનાં અતિ પ્રાચીન પુસ્તકો છે; અને તેમાનાં "શતપથ" બ્રાહ્મણમાં 'જળ-પ્રલય'ની કથા જોવામાં આવે છે. એમાં એમ લખવામાં આવ્યું છે કે, એક માછલીએ મનુને સૂચના આપી કે, "અમુક વર્ષમાં જળપ્રલય જેવી પાણીની મોટી રેલ આવશે, માટે એક નાવ-વહાણ બનાવીને મારી રક્ષા કરો. જ્યારે પાણી બહુ ચડવા લાગે, ત્યારે તમે પણ નૌકામાં આવી જજો; હું તમને બચાવી લઇશ. મનુએ એ જ પ્રમાણે કર્યું.......આગળ ચાલતાં, એમ કહેવામાં આવ્યું છે કે, જળપ્રલયમાં તમામ જીવો તણાઇ ગયા પણ મનુ મહારાજ વહાણમાં બચી ગયા; અને તેમનાથી મનુષ્યજાતિનો વેલો ચાલુ થયો, જેથી વર્તમાન મનુષ્યજાતિના તેઓ પિતા કહેવાય છે.

(૩) ડૉ. રિપગલ Eden-એડનના બાગ અને જરથોસ્તીઓનાં સ્વર્ગની વચ્ચે સમાનતા બતાવે છે. એડનના બાગનું વર્ણન કરતાં, બાઇબલમાં 'પિશન'ને 'ગિહન' એવી બે નદીઓ બતાવવામાં આવી છે; અને જરથોસ્તીઓનાં સ્વર્ગમાં 'સિન્ધ' અને 'ફરાત' (Jaxartes) એવાં નામો આપવામાં આવ્યાં છે. એડનના બાગમાં 'જ્ઞાન' અને 'જીવન' નાં જેમ બે વૃક્ષો છે, તેમ જરથોસ્તીઓનાં સ્વર્ગમાં સફેદ હોમ (સંસ્કૃત-સોમ) ઉત્પન્ન કરનાવાળાં 'ગાવકરણ' અને 'પીડાદીન' વૃક્ષો છે. બે નદીઓના સંબંધમાં, ડૉ. રિપગલના મતની સાથે મળતા થઇને પ્રો. મેકસમુલર કહે છે કેઃ-" પિશન એ સિન્ધ અને ગિહન એ ફરાત નદી હોવા વિષે ભાગ્યે જ શંકા રાખી શકાય તેવું છે." ×

પરન્તુ, બે વૃક્ષોના સંબંધમાં તેઓ કહે છે કેઃ-" જ્યાં સુધી અમે પારસીઓનાં બન્ને વૃક્ષો વિષે વધારે જ્ઞાન પ્રાપ્ત ના કરીએ, ત્યાંસુધી પારસીઓનું 'પીડાદીન' વૃક્ષ, અને ખ્રિસ્તીઓનું "જ્ઞાન" વૃક્ષ, એ બે

× ચિપ્સ ભા. ૧લો પા. ૧૫૬

એક જ છે, એમ માનવાને અમે બિલકુલ તૈયાર થઇ શકતા નથી; પરન્તુ, પારસીઓનું શ્વેતહોમનું વૃક્ષ, બાઇબલનાં 'જીવન' વૃક્ષનું સ્મરણ કરાવતું હોય, તો તે સંભવિત છે; કારણ કે 'હોમ' અને ભારતવર્ષીય 'સોમ' નું રસપાન કરવાથી અમરત્વ ( Immortality ) પ્રાપ્ત થાય છે, એવો દૃઢ વિશ્વાસ રાખવામાં આવે છે. "*

## ( ૧૧ ) Summary—સારાંશ.

ખ્રિસ્તી તેમજ યાહુદી લેખકોએ પણ, યાહુદી મત, પારસી ધર્મના આભાર તળે છે, એ વાતનો સ્વીકાર કર્યો છે. 'ઝેન્દ અવસ્તા'નો તરજૂમો કરનાર વિદ્વાન મિ. એલ. એચ. મિલ્સ લખે છે કે:—

" જરથોસ્તી ધર્મની યાહુદી ધર્મ-ઉપર અસર થઇ છે, એમાં જરા પણ શક નથી. " ‡

પ્રો. ડી. ડબ્લ્યુ. માર્ક્સ, ચીફ મિનિસ્ટર, ડબ્લ્યુ. લન્ડન સીનેગોગ ઑફ બ્રિટિશ જ્યુઝ કહે છે કે:—"યાહુદીઓએ ઘણા ધાર્મિક વિચારો ઇરાની—પારસીઓ પાસેથી મેળવ્યા છે; જ્યારે પારસીઓએ તેમના બહુ જ થોડા વિચારો લીધા છે. કદાચ નથી લીધા એમ કહીએ તોપણ ચાલે. "+

યાહુદીઓએ પોતાના ધર્મના મુખ્ય સિદ્ધાન્તો જરથોસ્તીઓ પાસેથી ગ્રહણ કર્યા છે, એ વાત અમે સિદ્ધ કરી છે. આ ઉપરથી, કદાચ એવો પ્રશ્ન, આ સ્થળે ઉઠાવી શકાય કે, યાહુદી ધર્મમાં નવી ( Original ) મૌલિક વાતો કઇ કઇ છે ? એમાં, જરથોસ્તીઓના ધર્મથી નિરાળી વાતો કઇ છે, કે જેના સંબંધમાં નવીન અથવા તો વિશેષ

* ચિપ્સ ભા. ૧લો. પા. ૧૫૬-૧૫૭

‡ Religious Systems of the world-જગતનાં ધાર્મિક બંધારણો —પા. ૧૮૨ '

+ ઉપરોક્ત પુસ્તક પા. ૬૮૫.

પ્રકારનું ઇશ્વરીય જ્ઞાન પ્રાપ્ત થવાનો દાવો કરી શકાય? આના જવાબમા ખ્રિસ્તીઓ અને યાહુદીઓ કદાચ એમ કહેશે કે, પારસીઓનાં એ ઇશ્વરનાં શિક્ષણ કરતાં, યાહુદીઓનું 'એકેશ્વરવાદ'નું શિક્ષણ ઘણું ઉત્તમ છે; અને યાહુદી મત સર્વોત્કૃષ્ટ અને ઇશ્વરીય જ્ઞાન હોવાનું એ જ સબળ પ્રમાણ છે. અમે આવા જવાબનો પ્રત્યુત્તર એવો વાળીશું કે, ખ્રિસ્તી ધર્મમાં એક ઇશ્વરને બદલે Trinity-પિતા, પુત્ર ને પવિત્રાત્માની ત્રેવડી માન્યતા ધરાવવામાં આવે છે, એટલે 'મરેલાને મારવાની માફક' એના કહેવાતા 'એકેશ્વરવાદ'ની અકલ્પ્ય અને વિલક્ષણ શિક્ષાના સંબંધમાં તો ટીકા કરવાની આવશ્યકતા જ ક્યાં રહે છે? અને યાહુદી લોકો પણ એવો દાવો નહીં કરી શકે કે, ઇશ્વર વિષેના તેમના વિચારો પારસી મતના કરતાં વધારે પવિત્ર અને ઉત્તમ છે! ડૉ. હૉગ, કે જેમનાં લખાણનો થોડોક ભાગ અમે અગાઉ આપી ગયા છીએ, તે લખે છે કેઃ-" સ્પિતામા જરથુસ્તે 'અહુરમજદ'-ઇશ્વર સંબંધી જે વિચારો બતાવ્યા છે, તે 'ઇલાહી' કે 'જેહોવા' (ઇશ્વર)ને લગતા 'પુરાણા ધર્મ પુસ્તક' (Old Testament)માં બતાવવામાં આવેલા વિચારોની સાથે, સંપૂર્ણ રીતે સમાનતા ધરાવે છે. એમણે અહુરમજદને સાંસારિક અને આત્મિક જીવતરના વિધાતા અને પ્રાણીમાત્ર જેમના હાથમાં છે, એવા વિશ્વના સ્વામી કહ્યા છે; એ પ્રકાશ સ્વરૂપ અને પ્રકાશનું મૂળ છે; એ બુદ્ધિ અને જ્ઞાન સ્વરૂપ છે; અને પ્રત્યેક સાંસારિક તેમજ આત્મિક વસ્તુ એમને આધિન છે. વહુમન-વિશુદ્ધમન, અમરતાદ-અમરત્વ, હોર્વતાદ-તનદુરસ્તી, અશાવહિસ્ત-સર્વોત્કૃષ્ટ ધર્મ, અમૈતિ-ભકિત અને પવિત્રતા, અને ક્ષત્રવૈર્ય-રિદ્ધિસિદ્ધિ, એ બધી વિભૂતિઓનું, જે મન, કર્મ ને વચનથી સત્યવાદી ધર્માત્મા હોય, એને જ એ પ્રદાન કરે છે. અખિલ વિશ્વના શાસક-સ્વામી હોવાને કારણે એ સજ્જનોને તેમનાં સત્કર્મોનાં સારાં ફળ આપે છે એટલું જ નહીં, પણ દુષ્ટ લોકોને દંડ-સજા પણ કરે છે. (જુઓ યાસ ૪૩-૫) ભલાઈ ને બુરાઇ, સુખ ને દુઃખ, જે કાંઇ પેદા થયું છે, એ બધું એણે જ

પેદા કર્યું છે. અહુરમજદના જેવો જ એક બીજો બૂરો શકિતશાળી આત્મા છે, અને તે સદૈવ તેનો વિરોધ કરે છે, એ વિચાર જરથોસ્તીઓના 'ઇશ્વરવાદ'થી સર્વાંશે પ્રતિકૂળ છે; જો કે પાછલા સમયમાં લખાયેલાં 'વેન્દીદાદ' જેવાં પારસી પુસ્તકો જોતાં, એમ માની શકાય ખરું કે, પ્રાચીન સમયના જરથુસ્તીઓ, એવા વિચારો ધરાવતા હશે. "=

( પહેલાંનાં પુસ્તકો જોતાં એમ માનવા કારણ મળતું નથી. )

અન્ય સ્થળે ડૉ. હૌગ લખે છે કેઃ-" ગાથાઓ અને ખાસ કરીને બીજી ગાથા ઉપરથી કોઇ પણ વાંચનાર સહેલાઇથી સમજી શકશે કે, જરથુસ્તનું બ્રહ્મ સંબંધી જ્ઞાન મોટે ભાગે 'એકેશ્વરવાદ' ઉપર જ અવલંબેલું છે." ×

'અહુર ગાથા'ના છઠ્ઠા મંત્રમાં જણાવવામાં આવ્યું છે કેઃ-" તમે એ બન્નેની સાથે એકી સાથે સંબંધ રાખી શકશો નહીં. એટલે કે એક જ સમયે 'એક ઇશ્વર' અને 'બહુ દેવો'ની ઉપાસના સાથે થઇ શકે નહીં." ( હૌગના નિબંધ પા. ૧૫૦ )

આ ઘણી જ સ્પષ્ટ વાત છે. વાસ્તવમાં, બાઇબલમાં એકેશ્વરવાદ વિષેનું આવું સ્પષ્ટ અને સચોટ વિવરણ મળવું મુશ્કેલ છે. હવે બે ઇશ્વરના સંબંધમાં, જે દોષ જરથોસ્તીઓ પર ચડાવવામાં આવે છે, તેમાંથી ખ્રિસ્તી ધર્મ, અને યાહુદી કે મુસલમાની મત બચી શકે એમ નથી. ડૉ. ઇ. ડબલ્યુ. વેસ્ટે 'પેહેલવી ટેક્સ્ટસ' ( સૅક્રેડ બૂક્સ ઑફ ધી ઇસ્ટ સિરિઝ )ના અનુવાદની ભૂમિકામાં સ્પષ્ટ લખ્યું છે કેઃ-" સામાન્ય રીતે, કટ્ટર ખ્રિસ્તી ગ્રન્થકારો એમ સિદ્ધ કરવા મથે છે કે પારસી ધર્મમાં (Dual) 'બે ઇશ્વર વાદ'નું શિક્ષણ વધારે આપવામાં આવ્યું છે; અને પારસી ધર્મ બરોબર નહીં જાણનારા લોકો એમ પણ કહે છે કે, તેમાં ભલા અને બૂરા

= ડૉ. હૌગના નિબંધો. પા. ૩૦

× ,, ,, ,, પા ૩૦૧

આત્માની ઉત્પત્તિ અનન્ત કાળથી થયાનું શિક્ષણ આપવામાં આવ્યું છે; પણ વાંચક વર્ગ આ વાતની જો બરોબર શોધ કરશે, તો તેમાં તેને નિરાશ જ થવું પડશે. ખરી રીતે જોતાં તો બાઇબલ અને કુરાનમાં "બે ઇશ્વર"–"ખુદા" અને "શયતાન" વિષે જે વિચારો દર્શાવવામાં આવ્યા છે, તે જરથોસ્તી ધર્મના સિદ્ધાન્તના બગડેલા સ્વરૂપ જેવા છે. વસ્તુતઃ યાહુદી કે ઇસ્લામી મતના કરતાં, પારસી ધર્મમાં જે 'બે ઇશ્વર વાદ' ની વાતો લખી છે, તે વધારે યુક્તિ–યુક્ત અને તત્વજ્ઞાનવાળી છે. ડૉ હૌગના નીચેના શબ્દો કરતાં, આનું વધારે સારું સ્પષ્ટીકરણ બીજે કયાંથી મળી શકે એમ છે? તે કહે છે કેઃ–"આજકાલ એ વિચાર બહુ જ પ્રસિદ્ધ થઇ ગયો છે કે, અસો જરથુસ્ત બે શકિતયોનું શિક્ષણ આપતા હતા; એટલે કે તેઓ એવું શીખવતા હતા કે, એક સારી અને એક બૂરી, અને બન્ને એકબીજાથી અલગ અને પરસ્પર વિરોધ કરનારી, એવી બે સ્વતંત્ર શક્તિઓ (આત્માઓ) પ્રારંભથી જ હતી. ખરું જોતાં જરથુસ્તનાં તત્વજ્ઞાન અને ઇશ્વરવાદને સમજવામાં ગરબડ ગોટાળો થવાથીજ આવા પ્રકારનો ભ્રમ પેદા થયો છે. પરમાત્માની એકતા અને અવિભાગતા (Indivisibility) ના મહાન વિચાર સુધી પહોંચ્યા પછી, એક મોટો પ્રશ્ન, કે જે પ્રાચીન તેમ જ અર્વાચીન વિદ્વાનોનું ધ્યાન ખેંચી રહ્યો છે, તેનું નિરાકરણ કરવાનો તેણે પ્રયત્ન કર્યો છે. વિદ્વાનોનું ધ્યાન ખેંચી રહેલો, આ મહાન પ્રશ્ન એ છે કે, 'ઇશ્વર ભલા, પવિત્ર અને ન્યાયી હોવા છતાં, આ સંસારમાં પાપ, નીચતા, અને વિવિધ પ્રકારનાં દૂષણો જોવામાં આવે છે, તેનું શું કારણ છે? ઇશ્વરની ઉત્તમતાની સાથે આ અધમતાનો મેળ કેવી રીતે જામી શકે? પ્રાચીન કાળના મહામુનીઓએ આ કઠિન પ્રશ્નનો તોડ કાઢવા માટે, તાત્વિક દષ્ટિએ, બે મૂળ કારણોની કલ્પના કરી છે. યદ્યપિ આ કારણો પરસ્પર ભિન્ન (Different) હતાં, તથાપિ એ બન્ને કારણોએ સાથે મળીને, આ પ્રાકૃતિક તેમજ આધ્યાત્મિક જગતને પેદા કર્યું". (જુઓ–યાસ ૩૦ પા. ૧૪૯-૧૫૧) ત્યાં, એ વાત બહુ જ સારી રીતે સમજાવવામાં આવી છે.

" અહુરમજ્દે "સત્" (ગયા) ઉત્પન્ન કર્યું, જેને 'વહુમન'-સારું મન કહેવામાં આવે છે. બીજા જેનાથી "અસત્" પેદા થયું, તેને 'અક-મમના' અર્થાત ખૂરું મન કહેવામાં આવે છે. 'સત્' પદાર્થોમાં રહેલી સારી, સાચી અને પૂર્ણ વસ્તુઓ, સારાં મનનાં પરિણામરૂપ છે; અને 'અસત્' નાં કુંડાળામાં જે ખૂરી, નઠારી અને ભ્રમ પેદા કરનારી વસ્તુઓ છે, તે ખૂરાં મનનું ફળ-પરિણામ છે. આ બન્ને સંસારચક્ર ચલાવવાના હેતુ છે, અને પ્રારંભથી જ સંયુક્ત રહે છે. એટલા માટે તેને યિમ ( સંસ્કૃત **यमौ** ) કેહે છે. અહુરમજ્દ તેગજ મનુષ્ય સર્વેમાં તે રહેલી છે."

" અહુરમજ્દમાં પણ આ બન્ને શક્તિઓ ( મનો ) વિદ્યમાન છે, એમ જો માની લેવામાં આવે તો, ત્યાં તેને 'વહુમન' અને 'અકમમન' એવાં નામ આપવામાં આવતાં નથીઃ પણ ઇશ્વરની એ શક્તિઓને તો 'સ્પન્તામન્યુ' એટલે કે કલ્યાણકારી-લાભદાયક આત્મા, અને 'અન્ગિ-રામન્યુ' એટલે કે હાનિકારક આત્મા, કહેવામાં આવે છે. યાસ ૧૯-૯; પાનું ૧૮૭ વાંચવાથી નિર્ભ્રાન્તરૂપે આ વાત જાણી શકાય છે કે, 'અંગિ-રામન્યુ' એ અહુરમજ્દ (ઇશ્વર) થી કોઇ અલગ વ્યક્તિ નથી. ત્યાં અહુર-મજ્દ, પોતાની અંદર જ રહેલા બે આત્માઓ (શક્તિઓ)નું વર્ણન કરે છે. યાસ, ૬૯-૨. પા. ૧૮૯ પર. એ શક્તિઓને, બે ઉત્પાદક કે બે સ્વામી ( Masters-પાયૂ ) શક્તિ કહેવામાં આવી છે............... સ્પિન્તામન્યુ, જગતની જે ઉજ્વળ અને ચમકદાર, તથા જે સારી અને ઉપ-યોગી વસ્તુઓ છે, તેનો ઉત્પાદક ગણાય છે; અને અંગિરામન્યુ, સંસારની જે અંધકારમય અને હાનિકારક વસ્તુઓ છે, તેનો કર્ત્તા ગણાય છે. દિવસ અને રાત્રિની જેમ બન્ને સંયુક્ત છે; અને સંસારનાં સંરક્ષણ માટે એ બન્નેની આવશ્યકતા છે."

" અસલમાં બે ઉત્પાદક આત્માઓ (શક્તિઓ) વિષે આ પ્રમાણે વિચાર કરવામાં આવ્યો છે, અને તે એક જ ઇશ્વરના માત્ર બે ભાગરૂપ

છે. પણ વખત જતાં, મહાન જરથુસ્તના સિદ્ધાન્તો સમજવામાં અને તેના અર્થ કરવામાં ભૂલો થવાથી, તેના ઉચ્ચ મન્તવ્યોનું સ્વરૂપ બગડી ગયું. સ્પન્તામન્યુ, એ કેવળ ઇશ્વરનું જ નામ છે, એમ સમજી લેવામાં આવ્યું; અને અંગિરામન્યુ, એ અહુરમજદથી કોઇ જુદી અને તેની પ્રબળ વિરોધી વ્યક્તિ છે, એમ માની લેવામાં આવ્યું; અને એ પ્રમાણે 'ઇશ્વર' અને 'શયતાન' નો દ્વૈતવાદ પેદા થયો." *

તત્ત્વજ્ઞાનના કેટલાક કઠિન પ્રશ્નોનો ઉકેલ કરવા માટે, જરથુસ્ને 'અંગિરામન્યુ'ની કલ્પના કરી હતી એવો ડૉ. હૌગનો મત છે. પણ બાઇબલના શયતાનના સંબંધમાં આ પ્રમાણે કહી શકાશે નહીં. એનું જુદું વ્યક્તિત્વ તો નિર્વિવાદ છે. આવા સંજોગોમાં, પોતાનો 'ઇશ્વરવાદ' પરસી ધર્મના કરતાં ઉત્તમ છે, એવો દાવો યાહુદી મતવાળાઓ કેવી રીતે કરી શક, તે સમજી શકાતું નથી. વાસ્તવમાં વૈરબુદ્ધિવાળા અને ક્ષણમાં પ્રસન્ન અને ક્ષણમાં ગુસ્સે થવાવાળા, યાહુદીઓના જેહોવા (ઇશ્વર)ના કરતાં, પારસીઓનો ઇશ્વર (અહુરમજદ) સંબંધેનો વિચાર ઘણો ઉત્તમ છે. માત્ર જરથુસ્તી મતમાં ઉપર જણાવેલો જે દ્વૈતવાદ જોવામાં આવે છે તે તેના 'એકેશ્વરવાદ'ની ઉત્તમતા પર કંઇક અંશે ડાઘ લગાડે છે ખરો. હવે પછીના પ્રકરણમાં, અમે એ વાત સિદ્ધ કરીશું કે ફક્ત 'વેદોક્ત ઇશ્વરવાદ' જ દૂષણ રહિત છે; અને ઇશ્વરવાદ જ બધાથી વધારે સાચો વિશુદ્ધ, યુક્તિયુક્ત અને તાત્વિક છે.



* ડૉ. હૌગના નિબંધો, પા. ૩૨—૩૩.

## પ્રકરણ ૫મું.

### જરથુસ્તી મતનો આધાર વૈદિક ધર્મ છે.



હવે અમે અમારા તર્ક અને દલીલોની સાંકળની છેલ્લી કડી તરફ આવીએ છીએ; અને તે એ છે કે, જરથોસ્તી મતનું ઉત્પત્તિસ્થાન વેદ છે. આ વિષયની શરૂઆત કરતાં, વૈદિક અને ઝન્દ ભાષામાં કેવું મળતાપણું જોવામાં આવે છે, તે બતાવવાની અમે સૌથી પહેલાં કોશિષ કરીશું:—

### (૧) વૈદિક અને ઝન્દ ભાષા.

આ બન્ને ભાષાઓમાં એટલું બધું આશ્ચર્યજનક મળતાપણું છે કે, "એશિયાટિક સોસાયટીના પ્રવર્તક, સુપ્રસિદ્ધ સર વીલિયમ જોન્સ લખે છે કે:-" જ્યારે મેં ઝન્દ ભાષાનો શબ્દકોષ વાંચ્યો, ત્યારે મારા અવર્ણ્ય-નીય આશ્ચર્ય વચ્ચે, હું જોઇ શક્યો કે, તે મહિના ૧૦માંથી ૬ કે ૭ શબ્દો શુદ્ધ સંસ્કૃત શબ્દો જેવા જ છે. અને તેમાંની કેટલીક વિભક્તિઓ પણ સંસ્કૃત વ્યાકરણના નિયમાનુસાર જ બનાવવામાં આવી છે. જેમ કે 'યુષ્મદ'ની છઠ્ઠી વિભક્તિનું બહુવચન 'યુષ્માકમ્' છે. *

* જુઓ-એશિયાટિક રિસરચિઝ ૨-૩, ને જુઓ પ્રો. હારમેસ્ટેટરનું 'ઝન્દા-વસ્તા' ભા. ૧લો પ્રસ્તાવના, પા. ૨૦.

જરથોસ્તી ધર્મ અને સાહિત્યની બાબતમાં તેનાથી પણ વધારે સત્તા સમાન ગણાતા ડૉ. હૉગ લખે છે કેઃ—" યુનાની (Greek) ભાષામાંથી નીકળેલી અરેબિક, ઈઓનિક, ડોરિક, એટિક વગેરે ભાષાઓમાં જેટલો ઘનિષ્ટ સંબંધ જોવામાં આવે છે, એટલો જ ધારો સંબંધ, આજકાલ જેને વૈદિક ભાષા કહેવામાં આવે છે, તે પ્રાચીન સંસ્કૃત અને ઝંદ ભાષામાં જોવામાં આવે છે.

બ્રાહ્મણગ્રન્થોના પવિત્ર મંત્રો, અને પારસીઓની ભાષામાં એક જ દેશમાં વસતી જુદીજુદી જાતિયોની ભાષા જેટલો બહુ જૂજ-નજીવો ફરક જોવામાં આવે છે. જેવી રીતે યુનાની જાતિઓમાં, આયોનિયન, ડોરિયન, એઓલિયન વગેરે ભેદો હોવા છતાં, તેને 'હેલેનિસ 'નાં સામાન્ય નામથી ઓળખવામાં આવે છે, તેવી જ રીતે વેદ અને ઝન્દાવસ્તામાં જેને સામાન્ય રીતે 'આર્ય ' જાતિ કહેવામાં આવે છે, તેના જ બ્રાહ્મણ અને પારસી એવા ભેદ પડેલા છે. +

વ્યાકરણનાં રૂપો વિષે ડૉ. હૉગ કહે છે કેઃ—" એ રૂપો ભલે સર્વથા એક જ પ્રકારનાં નથીઃ છતાં તેમાં એટલું બધું સામ્ય છે કે, જે માણસ સંસ્કૃતનું થોડું ઘણું પણ જ્ઞાન ધરાવતો હોય, તે ઝંદ ભાષા સહેલાઇથી સમજી શકે છે! સંસ્કૃત અને અવસ્તાનાં વ્યાકરણની ઉત્પત્તિ એક જ સ્થાનેથી થઇ હશે, એમ માનવાને સાથી બળવત્તર પ્રમાણ તો એ મળી આવે છે કે. નિયમો તો ઠીક, પણ અનિયમિતતા ( irregularities ) અને અપવાદોમાં પણ તેનાં રૂપો એકસરખાં જ જોવામાં આવે છે. દાખલા તરીકેઃ— સર્વનામ અને સંજ્ઞા સંબંધી વિભક્તિઓના ભેદ બંને ભાષામાં એકસરખા જ જોવામાં આવે છે.

| પારસી | | ગુજરાતી | | સંસ્કૃત |
|---|---|---|---|---|
| અહ મૈ | = | એને માટે | = | અસ્મૈ |
| કહ મૈ | = | કોને માટે | = | કસ્મૈ |
| યશામ્ | = | જેના | = | યેષામ્ |

+ ડૉ. હૉગના નિબંધો. પા. ૬૯.

કેટલીક વિશેષ સંજ્ઞાઓની વિભક્તિઓમાં પણ આવી જ સમાનતા જોવામાં આવે છે. ઉદાહરણાર્થ, ઝન્દ સ્પન્-સંસ્કૃત સ્વન્ (કૂતરો)નાં રૂપો જુઓઃ—

| વિભક્તિ | ઝન્દ | સંસ્કૃત |
|---|---|---|
| એકવચન–પહેલી | સ્પા | સ્વા |
| „ બીજી | સ્પાનમ્ | સ્વાનમ્ |
| „ ચોથી | સુને | શુને |
| „ છઠ્ઠી | સુનો | શુનઃ |
| બહુવચન–પહેલી | સ્પાનો | શ્વાનઃ |
| „ છઠ્ઠી | સુનામ્ | શુનામ્ |

એ જ પ્રમાણે ઝન્દ પથન્ અને સંસ્કૃત પથિન (રસ્તો)નાં રૂપો જુવોઃ—

| વિભક્તિ | ઝન્દ | સંસ્કૃત |
|---|---|---|
| એકવચન–પહેલી | પન્તા | પન્થાઃ |
| „ ત્રીજી | પથા | પથા |
| બહુવચન–પહેલી | પન્તાનો | પન્થાનઃ |
| „ બીજી | પથો | પથઃ |
| „ છઠ્ઠી | પથામ્ | પથામ્* |

આગળ ચાલતાં તેઓ કહે છે કે, "નામો—સંજ્ઞાઓમાં જેનાં ત્રણ વચન ( numbers ) અને આઠ કારક ( cases ) જોવામાં આવે છે, તેમાં તો ઝન્દ ભાષા અને વૈદિક સંસ્કૃત પ્રાયઃ સંપૂર્ણ રીતે મળતાં છે, એમ બરોબર જોઇ શકાય છે."×

---

* ડૉ. હૌગના નિબંધો. પા. ૭૨.

× „ „ „ પા. ૬૮.

ઝન્દાવસ્તાના વિદ્વાન અનુવાદક રેવરંડ એલ. એચ. મિલ્સ કહે છે કે:- "મેં પણ ગાથાઓ ( ઝન્દાવસ્તાના પ્રાચીન ભાગને ગાથા કહે છે )ની ભાષાના મોટા ભાગને વૈદિક સંસ્કૃતમાં ફેરવી નાખ્યો છે. ( વસ્તુતઃ આ એક સર્વસામાન્ય નિયમ થઇ પડયો છે કે, ગાથાઓ અને ( વૈદિક ) ઋચાઓની વચ્ચે જ્યાં સમાનતા જોવામાં આવે છે, ત્યા બધા શબ્દોની તુલના વૈદિક ભાષાની સાથે કરવામાં આવે છે. )+

પ્રો. મેકસમુલર કહે છે કે :—

"યુજીન બરનોફ ( Eugene Burnouf )ના ગ્રન્થો, અને બૉપ ( Bopp )સાહેબે પોતાનાં ( Comparative Grammar ) 'તુલનાત્મક વ્યાકરણ'માં કરેલી ટીકા ઉપરથી, એ વાત સ્પષ્ટ થાય છે કે, બીજી કોઇ પણ આર્ય ( Indo-European ) ભાષાના કરતાં, ઝન્દ ભાષા, તેના વ્યાકરણ અને શબ્દ કોષના સંબંધમાં, સંસ્કૃત ભાષાની સાથે ઘણી મળતી આવે છે. જો ઝન્દ અક્ષરોની જગ્યાએ સંસ્કૃત અક્ષરો મૂકી દેવામાં આવે, તો ઝન્દ ભાષાના ઘણાખરા શબ્દો, શુદ્ધ સંસ્કૃત શબ્દો બની ગયા વગર રહે નહીં. વિશેષે કરીને ઝન્દ અને સંસ્કૃત ભાષામાં જે ફરક જોવામાં આવે છે, તે તેના Sibilants-ઉષ્મ-સકારના અવાજ જેવા શબ્દો, nasal-અનુનાસિક-નાકમાંથી બોલાતા શબ્દો, અને aspirates-વિસર્ગ-ભાર દઇને બોલાતા શબ્દોમાં જોવામાં આવે છે. દાખલા તરીકે, સંસ્કૃત 'સ'ને સ્થાને ઝન્દ 'હ' આવે છે. જ્યાં સંસ્કૃત ભાષા, આર્ય જાતિની ઉત્તરીય-યુરોપની ભાષાઓથી શબ્દ તથા વ્યાકરણની વિશેષતાઓની બાબતમાં જુદી પડે છે, ત્યાં તે ઝન્દ ભાષાની તે બાબતોમાં ઘણું જ મળતાપણું બતાવે છે. એકથી સો સુધી ગણવાના ( Numerals ) શબ્દો બન્ને ભાષામાં એક સરખા જ છે. સંસ્કૃત 'સહસ્ર'નું પારસીમાં 'હઝાર' રૂપાંતર

---

+ ઝન્દાવસ્થા ભા. ૩જો, પ્રસ્તાવના. પા. ૧૫. ( સેક્રેડ બૂકસ ઑફ ધી ઇસ્ટ સિરિઝ ).

યઠ ગયુ છે, પણ આર્યોની બીજી કોઇ પણ ઇન્ડો-યુરોપિયન ભાષામા 'હજાર' શબ્દ જોવામા આવતો નથી "×

બન્ને ભાષાઓની વચ્ચે ખુ'નો અને ઘાડો સબધ છે, એમ વાચક-વર્ગને બતાવવા માટે, અહીંયા અમે કેટલાક મુખ્ય મુખ્ય શબ્દોનુ સૂચીપત્ર આપીએ છીએ તેમા સસ્કૃત અને ઝન્દ ભાષાના રૂપો પાસે પાસે મૂકવામા આવ્યાં છે, અને સસ્કૃતમાથી ઝન્દ ભાષામા જતા શબ્દોમા જે થોડા થોડા પરિવર્તનો થયા છે, તે પણ બતાવવામા આવ્યા છે. જે શબ્દોને જાડા કાળા અક્ષરે લખવામાં આવ્યા છે, તે વધારે ધ્યાન ખેચે તેવા શબ્દો છે. સસ્કૃત 'સ' નો ઝન્દમા 'હ' થઇ જાય છે. જુઓ —

| સંસ્કૃત | ઝન્દ | ગુજરાતી |
|---|---|---|
| **અસુર+** | **અહુર+** | ઇશ્વર, પ્રાણ અને જીવનના દાતા. |
| **સોમ** | **હોમ** | સોમરસ, એક જાતની આયુષ્ય વધારનારી ઔષધી |

× ચિપ્સ ફ્રૉમ એ જર્મન વર્કશૉપ, ભા. ૧લો. પા ૮૨-૮૩.

+ 'અસુર' શબ્દ, અસુ=પ્રાણ-જીવન+રા=દેવુ (ઉપસર્ગ), અથવા અસુ=પ્રાણ અને રમ=આનદ કરવો, એ ઉપરથી થયો છે એનો અક્ષરાર્થ પ્રાણદાતા થાય છે અર્વાચીન સસ્કૃતમા 'અસુર' શબ્દ હમેશા ખરાબ અર્થમા વપરાય છે, અને તે કેવળ રાક્ષસનો પર્યાયવાચક બીજો શબ્દ બની ગયો છે એનો ભાવાર્થ એવો છે કે, રાક્ષસો હમેશા પોતાના પ્રાણોમા રમણ કરે છે, એટલે કે તેઓ પોતાના વર્તમાન જીવનમા આનદ માની, ખૂબ ભોગવિલાસ કરે છે. તેઓ ભાવિજીવનનો ખ્યાલ જ કરતા નથી, અને કેવળ શરીરને પોષી, આત્મા તરફ બેદરકાર રહે છે ખાઓ પીઓ ને મઝા કરો, એ તેમનુ સૂત્ર હોય છે પરન્તુ વેદોમા તો આ શબ્દ (અસુર) અનેક વાર પરમેશ્વરને માટે વાપરવામા આવ્યો છે. ડૉ. હૌગ (હૌગના નિબધો-પા. ૨૬૮-૨૬૯) કહે છે કે—

| સંસ્કૃત | ઝન્દ | ગુજરાતી |
|---|---|---|
| સપ્ત | હપ્ત (ફારસી હફ્ત) | સાત. |
| માસ | માહ ( ફા. માહ ) | મહિનો |
| સેના | હેના | ફોજ |
| અસ્મિ | અહમિ | હું છું. |
| સન્તિ | હેન્તિ | તે છે. |
| અસુ | અંહુ | જીવન, પ્રાણ. |
| વિવસ્વત્ | વિવંહુત– | સૂર્ય: અને એક વ્યક્તિ-વાચક સંજ્ઞા |

આ સ્થળે એક વાત યાદ રાખવાની છે કે, કોઇ કોઇ વાર સંસ્કૃત ' સ ' નો જ્યારે ઝન્દ ' હ ' થઇ જાય છે, ત્યારે તેની પૂર્વે અનુસ્વર વધારી દેવામાં આવે છે, જેથી સાનુનાસિક ( Nasal ) ' હ ' થઇ જાય છે. જેમકે અસુનો અંહુ અને વિસ્વતનો વિવંહુત.

## ( ૨ )

સંસ્કૃત " હ "નો ઝન્દમાં " જ " થઇ જાય છે.

| સંસ્કૃત | ઝન્દ | ગુજરાતી |
|---|---|---|
| હૃદય | જરદય | દિલ. |
| હસ્ત | જસ્ત (ફારસી દસ્ત) | હાથ |
| વરાહ | વરાજ | સુવર |

" ઋગ્વેદના પ્રાચીન ભાગોમાં, ઝન્દાવસ્તાની માફક જ ' અસુર ' શબ્દ ઘણા સારા અને માનવાચક અર્થમાં વાપરવામા આવ્યો છે. ઇન્દ્ર ( રૂ. વે. ૧–૫૪–૩ ) વરૂણ ( રૂ વે. ૧–૨૪–૧૪ ) અગ્નિ ( રૂ. વે. ૪–૨–૫–૭–૨–૩ ) સવિતા ( રૂ. વે. ૧–૩–૫–૭ ) રૂદ્ર યા શિવ ( રૂ. વે. ૫–૪૨–૧૧ ) ઇત્યાદિ પ્રધાન દેવતાઓ માટે સન્માનાર્થે ' અસુર ' શબ્દ વપરાયો છે. તેનો અર્થ ' જીવિત ' અને 'આત્મિક' થાય છે, અને તે મનુષ્યને મુકાબલે ઇશ્વરીય સ્વરૂપનો બોધક છે.

| | | |
|---|---|---|
| હોતા | જોતા | યજ્ઞમાં આહુતિ આપવાવાળો. |
| આહુતિ | આજુતિ | આહુતિ |
| હિમ | જિમ | બરફ |
| હ્વે | જ્વે | પોકારવું |
| બાહુ | બાજુ | ભુજા-હાથ. |
| અહિ | અજિ | ૧ સર્પ, ૨ પાપ, ૩ મેઘ, વાદળ. |
| મેધા | મજદા | ૧ બુદ્ધિ, ૨ સર્વજ્ઞ ઇશ્વર. |

(૩)

સંસ્કૃત "જ"નો ઝન્દમાં "ઝ" થઇ જાય છે.

| સંસ્કૃત | ઝેન્દ | ગુજરાતી |
|---|---|---|
| જન | ઝન | ઉત્પન્ન કરવું |
| વજ્ર | વેઝ્ર | વીજળી-ઇન્દ્રનું અસ્ત્ર. |
| જિહ્વા | હિઝવા× | જીભ |
| અજા | અઝા | બકરી |
| જાનુ | ઝાનુ | ઘૂંટણ |

× 'જિહ્વા'ને વધારે મળતું સ્વરૂપ તો 'ઝિહ્વા' થવું જોઇતું હતું; પણ આમાં 'જ' નો 'ઝ' થવા ઉપરાંત, વ્યંજનોનું પણ પરિવર્તન થઇ ગયું છે. વ્યાકરણમાં આવાં પરિવર્તનો ઘણી વાર થઇ જાય છે. જેમકે સંસ્કૃત 'ચક્ર' (ગોળ-પૈડું), ઝન્દ "ચરખે", અને સંસ્કૃત 'વક્ર' અંગ્રેજી 'કર્વ' (Curve) થઇ જાય છે. સંસ્કૃત 'કશ્યપ' શબ્દ પણ 'પશ્યક' (સૌને જોવાવાળો) શબ્દમાંથી નીકળ્યો છે.

| | | |
|---|---|---|
| યજ્ઞ | યસ્ન | પૂજા, બલિ. |
| યજત | યઝત | ઉપાસ્ય, પૂજ્ય દેવ, ફિરસ્તાઓ. |

(૪)

સંસ્કૃત-'શ્વ' નો ઝન્દમાં 'સ્પ' થઇ જાય છે.

| સંસ્કૃત | ઝન્દ | ગુજરાતી |
|---|---|---|
| વિશ્વ | વિસ્પ | સર્વ |
| અશ્વ | અસ્પ | ઘોડો |
| શ્વન્ | સ્પન્ | કૂતરો |

(૫)

સંસ્કૃત 'શ્વ' અને 'સ્વ'નો ઝન્દમાં કોઇ કોઇ વાર Q–ક થઇ જાય છે.

| સંસ્કૃત | ઝન્દ | ગુજરાતી |
|---|---|---|
| શ્વસુર | ક્ષુર | સસરો |
| " | (ફારસી–ખુસુર) | |
| સ્વપ્ન<br>સ્વાપ | કાફ્ન (ફા. ખ્વાબ) | ૧ સ્વપ્નું<br>૨ સુવું; સ્વપ્નું જોવું. |

(૬)

સંસ્કૃત 'ત' નો ઝન્દમાં 'થ' થઇ જાય છે.

| સંસ્કૃત | ઝન્દ | ગુજરાતી |
|---|---|---|
| મિત્ર | મિથ્ર<br>(ફારસી–મિહિર) | ૧ મિત્ર, ૨ સૂર્ય, ૩ ઇશ્વર |

| | | |
|---|---|---|
| ત્રિત | ત્રિથ | ચિકિત્સક |
| ત્રૈતાન | થ્રૈતાન | ,, |
| | (ફારસી-ફરીદૂન) | |
| મન્ત્ર | મન્થ્ર | મંત્ર. |

(૭)

સંસ્કૃતના ઘણા શબ્દો ઝન્દ ભાષામાં એમના એમ દાખલ થઇ ગયા છે; અને કેટલાક બીજા શબ્દોમાં, માત્ર સ્વર આદિનો સહેજસાજ ફેરફાર થયો છે.

| સંસ્કૃત | ઝન્દ | ગુજરાતી |
|---|---|---|
| પિતૃ (પિતૄ) | પિતર (ફા. પિદર) | બાપ |
| માતૃ (માતૄ) | માતર (ફા. માદર) | મા |
| ભ્રાતૃ (ભ્રાતૄ) | બ્રાતર (ફા. બિરાદર) | ભાઇ |
| દુહિતર | દુગ્ધર (ફા. દુખ્તર) | દીકરી |
| પશુ | પશુ | જાનવર |
| ગો | ગાઉ (ફા. ગાવ) | ગાય |
| ઉક્ષન્ | ઉક્ષન | બળદ |
| સ્થૂર | સ્તોર | વાછડો |
| મક્ષી | મક્ષી (ફા. મગસ) | ૧. માખી ૨. મધમાખી |
| શરદ્ | સરધ (ફા. સર્દ) | શિયાળો |
| વાત | વાદ (ફા. બાદ) | હવા |
| અજ | અજ (ફા. આજ) | બકરો |
| યવ | યવ (ફા. જવ) | જવ, બાજરી |
| વૈદ્ય | વૈધ્ય | ચિકિત્સક |
| ઋત્વિજ્ | રથ્વિ | યજ્ઞ કરનારો |

| સંસ્કૃત | ઝન્દ | ગુજરાતી |
|---|---|---|
| નમસ્તે | નમસ્તે× | હું તમને નમું છું |
| મનસ્ | મનો | મન; વિચાર |
| યમ | યિમ | શાસક; રાજાનું નામ |
| વરુણ<br>વૃત્રહન્<br>વાયુ<br>આર્યમન્ | વરેન<br>વૃથ્રઘ્ન<br>વાયુ<br>ઐર્યમન | દેવતાઓનાં નામ |
| અર્મતિ | અર્મેતિ+ | ૧. ભક્તિ. ૨. પૃથ્વી |
| ઇષુ | ઇશુ | બાણ |
| રથ | રથ | રથ |
| રથસ્થ<br>રથેષ્ઠ | રથેસ્થ | રથમાં બેસનાર<br>લડવૈયો |
| ગાન્ધર્વ | ગાન્ધર્વ | ગવૈયો |
| પ્રશ્ન | પ્રશ્ન | સવાલ |
| અથર્વન | અથર્વન્ | પુરોહિત |
| ગાથા | ગાથા | ૧. ભજન. ૨. પ્રાર્થના. ૩. પવિત્ર ગીત |

× 'આતશ ચરત'માં આ શબ્દનો પ્રયોગ કરવામાં આવ્યો છે:— **"નમસ્તે આતશ મજદા અહુરહ."**

+ 'અર્મતિ' એ વેદોમાં એક સ્ત્રીલિંગવાચક પદ તરીકે આવે છે, અને તેનો અર્થ (૧) ભક્તિ—આજ્ઞાપાલન (ઋ. વે. ૧-૬-૩૪-૨૧) અને (૨) પૃથ્વી (ઋ. વે. ૧૦-૯૨-૪-૫) એવો થાય છે. આ અને અર્મેતિ નામનો મુખ્ય ફિરસ્તો એક જ છે, એમ વાંચકો ત્રીજો નિબંધ વાંચવાથી જાણી શકયા હશે. ઝન્દાવસ્તામાં પણ એ બે અર્થોમાં જ એ શબ્દ વપરાયો છે:— (જુઓ—હોગના નિબંધો પા. ૨૭૪.)

| સંસ્કૃત | ઝન્દ | ગુજરાતી |
|---|---|---|
| ઇષ્ટિ | ઇષ્ટિ | યજ્ઞ અથવા પૂજનની ક્રિયા |
| અપાંનપાત | અપાંનપાત | વાદળમાં ચમકતી વીજળી |
| છન્દ× | ઝન્દ | ૧ પદ્યાત્મક (કવિતાની) ભાષા. ૨. ઈશ્વરીય જ્ઞાન |
| અવસ્થા+ | અવસ્તા | સ્થાપિત કરેલી વ્યવસ્થા |

× ડૉ. હૌગ, 'ઝન્દ' શબ્દ 'ઝન' (સંસ્કૃત જ્ઞા=જાણવું એ ધાતુને આ ધાતુ મળતો આવે છે) ધાતુથી નીકળ્યો છે, અને તેનો અર્થ સંસ્કૃત શબ્દ 'વેદ' ને મળતો આવે છે એમ કહે છે. સંસ્કૃત 'છન્દ' શબ્દમાંથી પારસી 'ઝન્દ' શબ્દ બન્યો છે, એવા પ્રો. મેકસમુલરના મતની સાથે અમે મળતા થઇએ છીએ. તેઓ કહે છે કે:—" મારી હજી પણ એ જ દૃઢ માન્યતા છે કે વસ્તુતઃ 'ઝન્દ' એ સંસ્કૃત 'છન્દ'નો અપભ્રંશ માત્ર છે. (છન્દ એટલે પદ્યભાષા જેમકે (Scandero–સ્કન્દેરી). પાણિનિ આદિએ વેદોની ભાષાને "છન્દ" એવું નામ આપ્યું છે. પાણિનિ વ્યાકરણ જોતાં જણાય છે કે, પ્રચલિત સંસ્કૃતમાં નથી જણાતાં, એવાં કેટલાંક રૂપો માત્ર 'છન્દ'માં જ આવે છે. અમે હમેશાં એ સ્થળે 'છન્દ' નો અનુવાદ 'ઝન્દ' કરીએ છીએ; કારણ કે એના બધા નિયમો ઝન્દાવસ્તાની ભાષાને સમાન રૂપે લાગુ પડે છે." (ચિપ્સ, ભા. ૧લો, પા. ૮૪–૮૫)

આ વાત ખાસ ધ્યાનમાં રાખવા જેવી છે કે 'ઝન્દ' શબ્દ પારસીઓની ભાષા તેમજ ધર્મપુસ્તક બન્નેને લાગુ પડે છે; અને એ જ પ્રમાણે 'છન્દ' શબ્દ પણ વેદ તથા વૈદિક ભાષાને માટે વપરાય છે.

+ 'અવસ્તા' શબ્દની વ્યુત્પત્તિ વિષે લખતાં ડૉ. હૌગ કહે છે કે:— "ઇ. સ. ૧૮૩૯માં જેમ મિ. જે. મુલરે કહ્યું હતું તેમ આ શબ્દ "અવ+સ્થા" થી નીકળ્યો છે, અને તેનો અર્થ સ્થાપિત કરવું, અથવા 'મૂળ' થાય છે. આમ

| સંસ્કૃત | ઝન્દ | ગુજરાતી |
| --- | --- | --- |
| ઇન્દ્ર* | ઇન્દ્ર | દેવતાનાં નામ |
| દેવ* | દેવ | |

માનીને તેની વ્યુત્પત્તિ કરવી, એ જ ઉત્તમ છે. પણ જો 'અવસ્તા' શબ્દ અ+વિસ્તા થી બન્યો છે, એમ માનવામાં આવે તો, તેનો અર્થ એનાથી પણ વધારે સંતોષકારક બને છે; કારણ કે "વિદ્=to know=જાણવું" એ ધાતુનું 'ક્ત' પ્રત્યયાન્ત રૂપ છે. (વિસ્તા એ વિદ્‌નું ભૂતકૃદંત છે.) આ પ્રમાણે વ્યુત્પત્તિ કરવાથી એનો (અવસ્તાનો) અર્થ "જે કાંઇ જાણવામાં આવ્યું તે" અથવા 'જ્ઞાન' એવો થશે. બ્રાહ્મણોનાં પવિત્ર પુસ્તક 'વેદ'નો પણ એ જ અર્થ છે. (હૌગ, પા. ૧૨૧)

આ પાછલા અર્થમાં અમને કાંઇક ખેંચતાણ કરવામાં આવી હોય, એમ જણાય છે. અમને લાગે છે કે, જે "વિદ્=જાણવું" ધાતુ પરથી 'વેદ' શબ્દ નીકળ્યો છે, તે જ ધાતુ ઉપરથી 'અવસ્તા' શબ્દ નીકળ્યો છે, એમ ઠસાવવાનો પ્રયત્ન કરવો એ વાજબી નથી. પ્રો. મેકસમુલરની સાથે સહમત થઇને અમે એમ જણાવીએ છીએ કે, 'અવસ્તા' શબ્દ સંસ્કૃત 'અવસ્થા' શબ્દનું માત્ર રૂપાન્તર છે; કારણ કે સંસ્કૃત 'સ્થા'નું ઝન્દમાં 'સ્તા' રૂપ થઇ જાય છે. સંસ્કૃત શબ્દ 'અવસ્થા'નો હજુ સુધી 'સ્થાપિત' અથવા તો 'સ્થિરતા' એવો જ અર્થ કરવામાં આવે છે; જો કે સંસ્કૃત 'અવસ્થા'નો પ્રયોગ, 'સ્થાપિત નિયમ' અથવા તો 'આદેશ-ફરમાન'ના અર્થમાં કરવામાં આવતો નથી, તોપણ અમને તો લાગે છે કે 'અવસ્થા'નો અર્થ 'વ્યવસ્થા' (જે 'વિ' ઉપસર્ગ સાથેનું 'અવસ્થા'નું રૂપાન્તર છે) કરવો એ જ વધારે વાસ્તવિક છે. (જુઓ— આપ્ટેનો સંસ્કૃત-ઇંગ્લિશ શબ્દકોષ.)

* ઝન્દમાં આ બન્ને શબ્દો ખરાબ અર્થમાં વપરાય છે. 'દેવ'નો અર્થ બૂરો આત્મા, અને 'ઇન્દ્ર'નો અર્થ બૂરા આત્માઓનો રાજા, કરવામાં આવે છે. ('**ઇન્દ્રસભા**'ના નાટકમાં લાલદેવ અને કાળોદેવ આવે છે, તે વાંચકો જાણતા હશે.) 'અસુર' શબ્દનો પણ અર્વાચીન-લૌકિક સંસ્કૃતમાં ખરાબ અર્થ થઇ ગયો છે, એ જાણીને વાંચકોને ઘણું આશ્ચર્ય પેદા થશે. આ ત્રણે શબ્દો (ઇન્દ્ર, દેવ ને અસુર)ના અર્થમાં જે ફેરફાર થઇ ગયો છે, તે જોયા પછી, વિદ્વાન લોકો તો કદાચ એવાં જ અનુમાન પર આવશે કે, કોઇ કાળે ભારતવાસીઓ અને

અમે જો અહીંયાં ઝન્દાવસ્તાનાં કેટલાંક વચનોનું અવતરણ કરીને, તેનો સંસ્કૃત અનુવાદ કરીશું તો, કદાચ વાચકવર્ગને તે રુચિકર થઇ પડશે. આ ઉપરથી, સંસ્કૃત અને ઝન્દ ભાષામાં કેવો થોડો અંતર (તફાવત) છે, તેનું વાચકવર્ગને ઠીકઠીક જ્ઞાન મળી શકશે.

| ઝન્દ | વૈદિક સંસ્કૃત |
|---|---|
| વિસ્પદ્રુક્ષ જનૈતિ | વિશ્વ દુરક્ષો જિન્વતિ |
| વિસ્પદ્રુક્ષ નશૈતિ | વિશ્વ દુરક્ષો નશ્યતિ |
| યથા હ્રશ્રૌતિ | યદાશૃણોતિ |
| ઐષામ વાચમ્ | એતાં વાચમ્ |

[ અર્થ:—×જ્યારે તે આ શબ્દો સાંભળે છે, ત્યારે પ્રત્યેક બૂરા આત્માનો નાશ થઇ જાય છે; પ્રત્યેક બૂરો આત્મા ભાગી જાય છે. ]

| ઝન્દ | વૈદિક સંસ્કૃત |
|---|---|
| તદ્ થ્વા પરસા અર્શ મઇ વચ અહુર કસન જાથા પિતા અશહ્ય પૌર્વ્યો કમન કવેંસ્તાદ્રાંચ દાદ્ અદ્વાનમ્ કે યા માઓ ઉખ્શ્યતિ નિરેફ્સ્તિ થ્વદ્। તા ચિદ્ મઝ્દા વસેમી અન્યચ વિદુયે ॥ * | તત ત્વા પ્રૃચ્છા ઋતમ્ મે વચ અસુર ? કો નઃ જનિતા પિતા ઋતસ્ય પૌર્વ્યઃ કો નઃ કં (સ્વઃ?) તારાંસ્ચ । દાદ્ અધ્વાનમ્। કોયો માસં ઉક્ષ્યતિ નિરપસ્યતિ ત્વત્। તાદ્દ મેધા વશ્મિ અન્યચ્ચ વિત્તવે ॥ |

---

જરથોસ્તીઓ વચ્ચે ભારે મતભેદ પેદા થયો હશે: જો કે પ્રો. ડારમેસ્ટેટર આવા પ્રકારની ધાર્મિક ફાટફૂટનો સ્વીકાર કરતો નથી. (જુઓ ઝન્દાવસ્તા, ભા. ૧લો. પા. ૭૯–૮૧) અમે આ વિષય પર આ પ્રકરણના ૧૩મા ભાગમાં ફરીથી લખીશું.

× યસ્ન ૩૧, વચન ૮; તથા ડૉ. હૌગના નિબંધો પાનું ૧૯૬.

* ઉસ્તાવૈતિ ગાથા યસ્ન ૪૪, મંત્ર ૩; તથા ડૉ. હૌગના નિબંધો પા. ૨૪૪

[ અર્થ:—હે અહુર, હું તને પૂછું છું, માટે તું મને સત્ય વાત કહે કે, કયા પેદા કરનાવાળા–સત્યનિષ્ઠાના જનકે, સૂર્ય અને નક્ષત્રોને માર્ગ બતાવ્યો? તારા સિવાય એવો બીજો કોણ છે, કે જે ચંદ્રમાં વૃદ્ધિ અને ક્ષય પેદા કરે છે? ઓ મઝદા, હું આવી બીજી પણ ઘણી વાતો જાણવા માગું છું. ]

## (૨) છન્દોની સમાનતા.

ઝન્દાવસ્તાની છન્દ (કાવ્ય)રચના પણ વેદોની સાથે ઘણી જ ગાઢ સમાનતા ધરાવે છે, એ કાંઇ ઓછા આશ્ચર્યની વાત નથી! ડૉ. હૉગ લખે છે કે, "વૈદિક મંત્રોમાં આવે છે, એવી જ જાતના છન્દો ગાથાઓમાં પણ જોવામાં આવે છે." ×

પાદરી મિલ્સનો મત એવો છે કે, "વૈદિક મંત્રોના છંદ, ગાથા અને અવસ્તાના પાછલા ભાગના મંત્રોની કાવ્યરચનાની સાથે બહુ જ મળતા આવે છે." =

દાખલા તરીકે 'સ્પન્તામન્યુ ગાથા'ના સંબંધમાં તે લખે છે કે, "એના છંદને "ત્રિષ્ટુપ" કહી શકાય તેમ છે; કારણ કે તેનાં પ્રત્યેક ચરણમાં ૧૧ અક્ષરો છે, અને દરેક (સ્ટાન્ઝા) કડી ચાર પાદોની બનાવેલી છે." ૧૧

'ઉસ્તાવૈતી ગાથા" યસન–૪૪, મંત્ર ૩, કે જેનો સંસ્કૃત અનુવાદ, ઉપર આપવામાં આવ્યો છે, તેના સંબંધમાં ડૉ. હૉગ કહે છે કે:–" આ છન્દ, કે જેમાં ૧૧ અક્ષરનાં ૫ પાદ છે, તે વૈદિક 'ત્રિષ્ટુપ' છન્દની સાથે ઘનિષ્ટ સમાનતા ધરાવે છે. તેમાં ૧૧–૧૧ અક્ષરોનાં ચાર ચરણો હોવાથી ૪૪ અક્ષરો આવેલા છે; જ્યારે 'ઉસ્તાવૈતી ગાથા'માં એના કરતાં ૧૧

× હૉગના નિબંધો. પા. ૨૪૩.

= ઝન્દાવસ્તા ભા ૩જો. પ્રસ્તાવના, પા. ૩૬. ૧૧ એ જ પુસ્તક પા. ૧૪૫

માત્રાનું એક પદ વધારે જોવામાં આવે છે. ત્રીજી 'સ્પન્તામન્યુ ગાથા'માં 'ત્રિષ્ટુપ' છન્દ તેના પૂરેપૂરા યથાર્થ રૂપમાં જોવામાં આવે છે; કારણ કે તેમાં ૧૧-૧૧ અક્ષરનાં ચાર પાદ છે, જેના કુલે ૪૪ અક્ષરો થાય છે. મતલબ કે, વૈદિક 'ત્રિષ્ટુપ' છંદના જેટલા જ અક્ષરો તેમાં આવેલા છે." ÷

"યસન ૩૧નો ૮મો મંત્ર, કે જે ઉપર ઉદ્ધૃત કરવામાં આવ્યો છે, અને જેનો સંસ્કૃત અનુવાદ તેની સામે જ આપવામાં આવ્યો છે, તેને વિષે ડૉ. હૌગ લખે છે કે:–તે 'ગાયત્રી' છંદની સાથે બહુ મળતો આવે છે. તેમાં ૨૪ અક્ષર અને ૩ પાદ હોય છે. દરેક પાદ ૮-૮ અક્ષરોનું બનેલું હોય છે." +

'ફરગર્દ' વિષે ડૉ. હૌગ કહે છે કે:–"આ ગીત પ્રાચીન '**વીર છન્દ**' (અનુષ્ટુપ)માં રચવામાં આવ્યું છે. સાધારણ શ્લોકોની રચના આ છંદ ઉપરથી થઇ છે." ×

વળી તેઓ કહે છે કે:–"હોમયસ્ત'ના છન્દ 'અનુષ્ટુપ' છન્દની સાથે બહુ જ મળતા આવે છે." *

તે આગળ ચાલતાં એમ પણ લખે છે કે:–"યજુર્વેદમાં જે છન્દો આવેલા છે, તેમાંના ઘણાને '**આસુરી**'નું નામ આપવામાં આવ્યું છે. **જેમકે ગાયત્રી આસુરી; ઉપનિ: આસુરી; પંક્તિ આસુરી.** ઝન્દા-વસ્તાના ગાથા ગ્રંથોમાં આ 'આસુરી છન્દ' બરોબર એવા જ રૂપમાં મળી આવે છે. 'ગાયત્રી આસુરી'માં ૧૫ અક્ષર હોય છે. આ છન્દ આપણે 'અહુનાવેતિ ગાથા'માં જોઇએ છીએ; પરન્તુ આ વાત યાદ રાખવા

÷ હૌગના નિબંધો. પા. ૧૪૫.
+ " " પા. ૧૪૪
× " " પા. ૨૫૨
* " " "

જેવી છે કે, તેના છન્દમાં સાધારણ રીતે ૧૬ અક્ષરો હોય છે, પણ આખરે તેના ૧૫ અક્ષરો જ બની જાય છે. દાખલા તરીકે—યસન, અધ્યાય ૩૧, મંત્ર ૬ઠ્ઠો, તથા ૩૧મા અધ્યાયની પહેલી બે લીટી જુઓ.) 'ઉષનિઃ આસુરી 'માં ૧૪ અક્ષરો આવે છે; અને 'વહુક્ષત્ર ગાથા ' (યસન ૨)માં આ છન્દ બરોબર એવા જ રૂપમાં જોવામાં આવે છે. એનાં દરેક પદમાં ૧૪ અક્ષર છે. 'પંકતિ આસુરી 'માં ૧૧ અક્ષર આવે છે અને 'ઉસ્તાવેતિ ' તથા 'સ્પન્તામન્યુ ' ગાથામાં બરોબર એટલા જ અક્ષરોનાં પાદ આવે છે." ÷

## (૩) બન્ને ધર્મના અનુયાયીઓનાં સમાન નામ-આર્ય.

વાંચકવર્ગને આ વાત કહેવાની જરૂર નથી કે, આજે જેને 'હિન્દુ' કહેવામાં આવે છે, તેના પ્રાચીન સમયના પૂર્વજો 'આર્ય' નામથી ઓળખાતા હતા. * પણ પ્રાચીન સમયના પારસીઓ પણ 'આર્ય' નામથી ઓળખાતા હતા, એ વાત બહુ પ્રસિદ્ધ નથી.

ઝન્દાવસ્તામાં 'આર્ય' શબ્દ ઘણી વાર આવ્યો છે. અમે તેનાં થોડાંક ઉદાહરણો અત્રે આપીએ છીએઃ–

"આર્યોની પ્રતિષ્ઠામાં" ×

"મઝદાએ જેને બનાવ્યા છે, તે આર્યોની પ્રતિષ્ઠામાં" +

---

÷ હૌગના નિબંધો. પા. ૨૭૧—૨૭૨

* વેદો મુજબ મનુષ્યોના બે ભેદ છે. એક 'આર્ય' અને બીજો 'અનાર્ય' જુઓ-ઋગ્વેદ ૧—૧૦—૫૧—૮

"વિજાનીહ્યાર્યાન્ યેચદસ્યવઃ"

× ઝન્દાવસ્તા, ભા. ૧લો, પા. ૭

+ " " "

" જેઓને મઝદાએ બનાવ્યા છે, તે આર્યોની પ્રતિષ્ઠામાં કરીએ છીએ." *

" આર્યોમાં આર્ય, તીવ્ર બાણુ ચલાવવાવાળા " §

" આર્યોનો દેશ કેવી રીતે ફળદ્રુપ બનવાની શકિત પ્રાપ્ત કરશે ?" ‡

" આર્ય જાતિ તેની ઉપર ભેટ બળિદાન ચડાવે છે." †

" ગૌચરોના સ્વામી ( Lord ) મિથ્રની પ્રતિષ્ઠા અને પ્રભુતાને ધ્યાનમાં રાખીને, હું એવી ભેટ ધરીશ, કે જેનો તે અવશ્ય સ્વીકાર કરશે. વિશાળ ગૌચરોના સ્વામી, કે જેણે આર્યજાતિને આનંદદાયક, સુંદર નિવાસ સ્થાનનું પ્રદાન કર્યું છે, તેને અમે ભેટ ધરીએ છીએ." °

અહુર મઝદે કહ્યું કેઃ–" જો અહુરે બનાવેલા ' વૃત્રહન 'ને ભેટ ( બલિ ) ચડાવવામાં આવશે, તો આર્યોના દેશમાં કોઇપણ શત્રુની સેના પ્રવેશ કરી શકશે નહીં; એ દેશમાં મરકી, રકતપિત્ત આદિ રોગો ફાટી નીકળશે નહીં; ત્યાં ઝેરી વૃક્ષો ઊગશે નહીં; દુશ્મનના રથ ત્યાં આવશે નહીં; અને ત્યાં વેરીઓએ ઉડાવેલા ભાલાનાં પણ દર્શન થશે નહીં." ÷

' અસ્તદ ' યસ્તના ૧૮મા અધ્યાયમાં તો કેવળ આર્યોની વીરતાનું વર્ણન ભરેલું છે. અમે અહીંયાં તેનો શરૂઆતનો શ્લોક આપીએ છીએઃ–

અહુરમજદાએ સ્પિતામા જરથુસ્તને કહ્યું કે, " મેં આર્યોને ભોજન, પશુઓ, ધન, પ્રતિષ્ઠા, જ્ઞાનભંડાર અને પુષ્કળ દ્રવ્ય આપ્યાં છે; અને તેના

---

* ઝન્દાવસ્તા, ભા. ૧લો, પા. ૨૫
§ " " પા. ૯૫
‡ ઝન્દાવસ્તા, ભા. ૨જો. પા. ૯૬
† " " પા. ૧૦૮
° " " પા ૧૨૦
— " " પા. ૨૪૪

( એહેરામ—યશ્ત. ૨૮ )

વડે તેઓ પોતાની આવશ્યકતાઓ—જરૂરિયાતોને પહોંચી વળવા ઉપરાંત, પોતાના શત્રુઓનો પણ સામનો કરી શકશે." ×

## (૪) સમાજના ચતુર્વિધ વિભાગ.

જન્મને કારણે મનાતા જાતિભેદે, હિન્દુસમાજમાં આજે જે ભયંકર સ્વરૂપ ધારણ કર્યું છે, અને જેના પાપે હિન્દુમહાજાતિનું અધઃપતન અને નાશ થઇ રહ્યાં છે, તે જાતિભેદ વૈદિક જમાનામાં પ્રચલિત નહોતો, અને વેદોમાં એવી કોઇ જાતની આજ્ઞા પણ આપવામાં આવી નથી, એ વાતનો સ્વીકાર કરવામાં, હવે તમામ વિદ્વાનો એકમત થયા છે. વૈદિક રીત્યાનુસાર, બ્રાહ્મણ, ક્ષત્રી, વૈશ્ય અને શુદ્ર, એવા મનુષ્યજાતિના જે ચાર વિભાગ પાડવામાં આવ્યા હતા, તે સર્વથા જુદી જ વસ્તુ હતી; અને આજે જે જાતિભેદો જોવામાં આવે છે, તે તો તેનું તદ્દન બગડેલું, કે વિકૃત સ્વરૂપ જ છે.

આ બાબતમાં જેને વધારે જાણવું હોય, તેણે આ ગ્રન્થકાર (શ્રી. ગંગાપ્રસાદજી)નું 'જાતિભેદ' નામનું પુસ્તક વાંચી જોવું. (સંયુક્ત પ્રાંતની 'આર્યપ્રતિનિધિ સભા' તરફથી 'જાતિભેદ, તેની ઉત્પત્તિ, વૃદ્ધિ, તેનાથી થતી હાનિ અને તેનો ઉપાય' એ પુસ્તક છપાવવામાં આવ્યું છે; અને તેની કિંમત ૦-૮-૦ છે.) સંક્ષિપ્તમાં કહીએ તો, પ્રાચીન 'વર્ણ વ્યવસ્થા'થી અર્વાચીન 'જાતિભેદ,' બે મુખ્ય બાબતમાં જુદો પડે છે.

(૧) વર્ણવ્યવસ્થા, મનુષ્યમાત્રને ચાર સમુદાયોમાં વિભક્ત કરી નાખે છે;—બ્રાહ્મણ, ક્ષત્રી, વૈશ્ય અને શદ્ર—અને તેનાથી તે આગળ વધતી નથી. આજે મુખ્ય જાતિઓમાંથી જે અસંખ્ય ઉપજાતિઓ અને પેટા ન્યાતો પેદા થઇ છે, તેનાં વેદ કે વૈદિક સાહિત્યનાં અન્ય પુસ્તકોમાં, નામ નિશાન પણ જણાતાં નથી. આવા ટુકડાઓ માટે વેદોમાં કોઈ સ્થળે કોઇ

× ઝન્દાવસ્તા, ભા. રજો, પા. ૨૮૩.

જાતનું વિધાન જોવામાં આવતું નથી. હાલના જ્ઞાતિભેદે, સમાજના અગણિત ટુકડા કરી નાખ્યા છે; અને તેથી માંહોમાંહિનો સ્વતંત્ર વ્યવહાર જાળવવો મુશ્કેલ થઈ પડયો છે.

(૨) પ્રાચીન વર્ણવ્યવસ્થા, જન્મથી માનવામાં આવતી નહોતી; પણ તેનો આધાર યોગ્યતા અને ગુણકર્મના ન્યાયયુકત સિદ્ધાન્ત પર હતો. જેમ કે, શૂદ્રકુળમાં જન્મવા છતાં, જો કોઇ મનુષ્ય બ્રાહ્મણની યોગ્યતા પ્રાપ્ત કરતો, અને વિદ્યા ભણી, સત્ય નિષ્ઠા તથા સદાચારપૂર્વક જીવન ગુજારી, પુરોહિત, અધ્યાપક કે ધર્મમાર્ગ બતાવવાનું કામ કરતો, તો તેને શૂદ્ર નહીં, પણ બ્રાહ્મણ ગણવામાં આવતો હતો. એ મનુષ્ય, ક્ષત્રીયોનાં કર્તવ્ય મુજબ "સૈનિક કર્મ" પસંદ કરતો, તો તેને ક્ષત્રિય ગણવામાં આવતો હતો. જો તે કદાચ વેપાર, વાણિજ્ય, ખેતી કે શિલ્પકળા ( એ જમાનામાં શિલ્પકળાનું કામ દ્વિજોને માટે અનુચિત ગણાતું નહોતું )માં ઓતપ્રોત થતો, તો તેને વૈશ્ય ગણવામાં આવતો હતો. પણ જો કોઇ દ્વીજ વર્ણના ગુણો તેનામાં ના હોય, અને તે માત્ર સેવાનાં કાર્યો જ કરી શકતો હોય, તો તેને શૂદ્ર ગણવામાં આવતો હતો. આ પ્રમાણે વૈદિક 'વર્ણવ્યવસ્થા,' વર્તમાન 'જાતિભેદ'ના તમામ દોષોથી રહિત હતી. હાલના જ્ઞાતિભેદોને માટે સર હેન્રી મેઇન લખે છે કેઃ–"**મનુષ્યજાતની તમામ પ્રથાઓમાં, હિન્દુઓના જ્ઞાતિભેદો અત્યંત હાનિકારક અને વિનાશને નોતરનારા છે.**" વૈદિક વર્ણવ્યવસ્થામાં કોઇ માણસ દૈવયોગે શૂદ્રકુળમાં જન્મ્યો હોય, તેટલાની ખાતર જ તેને સદૈવને માટે નીચ કર્મો કરવાની ફરજ પાડવામાં આવતી નહોતી; અને એ જ રીતે, કોઇ મનુષ્ય જો જન્મના અકસ્માતથી બ્રાહ્મણ કુળમાં જન્મ્યો હોય, તો તેને પણ તેટલા માટે જ જિંદગીભર માનપ્રતિષ્ઠા મળતાં :નહોતાં. વર્ણવ્યવસ્થા, દરેક મનુષ્યની વ્યકિતગત યોગ્યતા અને ઉત્તમતાના સિદ્ધાન્ત પર જ મનુષ્યસમાજના 'વર્ણ–વિભાગ' કરતી હતી [Division of labour કાર્ય વિભાગ અને "*Co-operation* સહકાર"ના પાયા ઉપર આ ન

પ્રકારની સમાજરચના કરવામાં આવતી હતી; અને તેને લીધે જ પ્રાચીન આર્યજાતિ સર્વ પ્રકારની સભ્યતા અને ઉન્નતિ પ્રાપ્ત કરી શકી હતી. પૌરાણિક હિન્દુઓ, જે વેદમંત્રને આધારે હાલના સડેલા જ્ઞાતિભેદનો બચાવ કરે છે, તે વેદમંત્રમાં તો, સમાજને મનુષ્યશરીરની ઉપમા આપીને ચારે વર્ણોનાં જુદાં જુદાં કર્મોનું વર્ણન કરવામાં આવ્યું છે. આ રહ્યો એ મંત્ર—

ब्रह्मणो मुख मासीद् बाहू राजन्यः कृतः ।
ऊरू तदस्य यद् वैश्यः पद्भ्या ँशूद्रो अजायतः ॥

અર્થ:—બ્રાહ્મણ તેનાં ( મનુષ્યજાતિનાં ) મસ્તક છે, ક્ષત્રિયો તેની ભુજા છે, વૈશ્યો તેની જાંઘો છે, અને શૂદ્રો તેના પગ છે." *

ઝન્દાવસ્તામાં પણ મનુષ્યસમાજની આવા જ પ્રકારની ચતુર્વિધ વર્ણવ્યવસ્થા કરવામાં આવી છે. ડૉ. હૌગ લખે છે કે:—હિન્દુસ્થાનીઓની સાથે બહુ જ મળતા આવતા ઇરાનીઓ—પારસીઓના ધર્મપુસ્તક 'ઝન્દાવસ્તા'માં ચાર વર્ણોનો સ્પષ્ટ ઉલ્લેખ જોવામાં આવે છે. માત્ર નામોમાં ભેદ છે. પારસી વર્ણોનાં નામ—( ૧ ) 'અથવા' પુરોહિત ( સંસ્કૃત અથર્વણ ); ( ૨ ) 'રથેસ્તો' યોદ્ધા; ( ૩ ) 'વાસ્ત્રિ યોફ્સ્યા' કૃષિકાર, વૈશ્ય; અને 'હુઇતી' ( પેહેલવી—હુઇતોખશ )—કારીગર, મજૂર. ( યસ્ન ૧૯–૧૭, વરતર્જ Werterj—જુઓ—મુરનાં સંસ્કૃત ટેક્સટ્સ, ભાગ ૨ જો. પા. ૪૬૧માં હૌગનો ઉતારો. )

* આ વેદમંત્રનો પૌરાણિક લોકો એવો અર્થ કરે છે કે, બ્રાહ્મણો ઇશ્વરના મુખમાંથી પેદા થયા છે, ક્ષત્રિયો તેના હાથમાંથી, વૈશ્યો તેનાં પેટ કે જાંઘમાંથી, અને શૂદ્રો તેના પગમાંથી પેદા થયા છે. આ અર્થ વાસ્તવિક નથી; અને પ્રસંગથી તદ્દન વિપરિત છે. આ બાબતમાં જો વધારે જાણવું હોય તો પં. ગંગાપ્રસાદજી કૃત 'વૈદિક મંત્ર નાં. ૧' ( મનુષ્યસમાજ ) વાંચો. સંયુક્ત પ્રાંતની પ્રતિનિધિ સભાએ તે ટ્રેકટ છપાવ્યું છે, અને એક આનાની કિંમતમાં તે મળી શકે છે.

પ્રો. ગરમેસ્ટેટર, ઝન્દાવસ્તાનો અનુવાદ કરતાં લખે છે કે:–" અને એમાં ('દિનકિર્ત'માં) ચાર વર્ણોનું વર્ણન જોઇએ છીએ, કે આશ્ચર્યજનક રીતે બ્રાહ્મણગ્રન્થોમાં વર્ણોની ઉત્પત્તિનું જે બ્યાન કર્યું છે તેનું સ્મરણ કરાવે છે. પારસીઓએ આ શિક્ષા ભારતવર્ષમાંથી મેળવી છે, તેમાં જરા પણ શક નથી." +

અમે ઝન્દાવસ્તાના પ્રશ્નોત્તરોમાંથી એક પ્રમાણ ઉદ્ધૃત કરીએ છીએ:-

પ્રશ્નઃ—મનુષ્યોની કઇ જાતિઓ ( Classes )ની સાથે ?

ઉત્તરઃ—પુરોહિત, રથારોહી ( યોદ્ધાઓનો મુખી ), વિધિપૂર્વક ભૂમિ ખેડવાવાળા અને શિલ્પકાર–કારીગર, એ જીવનની એવી અવસ્થા અને કક્ષાઓ છે, કે જેની તરફ શાસક-રાજાએ ધ્યાન આપવું જોઇએ. આવા વર્ગોથી ધાર્મિક નિયમોનું પરિપાલન થાય છે, અને તેથી સચ્ચાઇના ક્ષેત્રમાં મનુષ્યસમાજની અભિવૃદ્ધિ થાય છે. ÷

પારસી ધર્મનાં અર્વાચીન પુસ્તકોમાં પણ આ ચાર વર્ણોનું વર્ણન જોવામાં આવે છે; જો કે તેનાં નામોમાં પાછળથી પરિવર્તન થઇ ગયું છે. ઉદાહરણાર્થ 'નામા મિહાબાદ'માં લખ્યું છે કે:–" હે આબાદ! ઇશ્વરની ઇચ્છા આબાદીઓના ધર્મની વિરુદ્ધ નથી. નીચે લખેલા ચાર વર્ણોમાંથી જે કોઇ આ ધર્મને માર્ગે ચાલશે, તેને સ્વર્ગ મળશે:-(૧) હોરિસ્તારાન. (૨) નુરિસ્તારાન્ (૩) સોરિસ્તારાન. (૪) રોજિસ્તારાન, (ચાર વર્ણનાં પાછળથી બદલાઇ ગયેલાં નામો.) સૌથી પાછળના જમાનામાં થયેલા પારસીઓના ધર્મ-ગ્રન્થ લેખક **પાંચમા સાસાને,** ઉપર્યુક્ત કથન પર નીચે મુજબની ટીકા કરી છે:—

હોરિસ્તારાન્‌ને પેહેલવીમાં રથોર્નાન કહે છે. એ પુરોહિત છે, અને તેમને એટલા માટે બનાવ્યા છે કે, તેઓ ધર્મની રક્ષા કરે, અને તેની

---

× ઝન્દાવસ્તા, ભા. ૧લો. પા. ૩૩ પ્રસ્તાવના.

÷ ,, ભા. ૩જો પ્રશ્નોત્તર પા. ૧૬

ઉન્નતિ તથા સંશોધન કરે, તેમજ રાજ્યપ્રબન્ધમાં પણ સહાયતા કરે. ×

**નૂરિસ્તારાન**ને પેહેલવીમાં રથેસ્તારાન્ કહે છે. તે રાજા અને યોદ્ધાઓ છે. તેઓમાં એવી લાયકાત હોય છે કે જેથી કરીને તેમને મુખી, સરદાર, શાસક, અને દેશના પ્રબન્ધકર્ત્તા બનાવવામાં આવે છે. =

**સોરિસ્તારાન**ને પેહેલવીમાં વાસ્તરયોશાન કહે છે. એ સર્વ પ્રકારની સેવા કરે છે.

**રોજિસ્તારાન્**ને પેહેલવીમાં હોયશાન્ કહે છે. એ વિવિધ પ્રકારના ઉદ્યમ અને ખેતીનું કામ કરે છે. મનુષ્યજાતિમાં આ ચાર સમુદાયો–વર્ગો સિવાય બીજો કોઇ સમુદાય તમને મળશે નહીં. મતલબ કે, સમગ્ર મનુષ્ય જાતિ આ ચાર વર્ણોમાં જ વિભક્ત થયેલી છે.

આર્યોની ચાર વર્ણોની વ્યવસ્થાને જાણવાવાળો એવો કયો પુરુષ હશે, કે જે પારસી ગ્રન્થોમાં લખેલો ઉપર્યુક્ત વર્ણ–વિભાગ, વેદોમાંથી નથી લેવામાં આવ્યો, એમ માને ?

આ બીના જાણવી પણ ઘણી મનોરંજક અને આકર્ષક થઇ પડશે કે, વૈદિક ધર્મના અનુગામી દ્વિજો ( બ્રાહ્મણ–ક્ષત્રી–વૈશ્ય )ની માફક, પારસી ધર્મના અનુયાયીઓ માટે પણ ‘ યજ્ઞોપવિત ’ ધારણ કરવાનું વિધાન કરવામાં આવ્યું છે. તેઓ તેને કુસ્તી ( જનોઇ ) કહે છે.

આને માટે અમે ‘ વેન્દિદાદ ’માંથી નીચેનું પ્રમાણ આપીએ છીએ:–

જરથુસ્તે અહુરમજદને પૂછ્યું કે, “ હે અહુરમજદ ! કયા અપરાધને કારણે અપરાધી મૃત્યુદંડ–મોતની સજાને પાત્ર ગણી શકાય ? ” અહુર મજદે જવાબ આપ્યો કેઃ–“ બૂરા મત અથવા ખરાબ ધર્મનું શિક્ષણ

× ઝન્દ ‘ અથ્રૂવન્ ’—સંસ્કૃત ‘ અથર્વન. ’ જઓ—ડૉ. હૌગના નિબંધો.
= ઝન્દ ‘ રથેસ્ત ’—સંસ્કૃત રથેષ્ઠ—રથમાં બેસવાવાળા યોદ્ધા.’

આપવાવાળા. હે સ્પિતામા જરથુસ્ત! જે મનુષ્ય, ત્રણ વસંતઋતુઓ સુધી પવિત્ર સૂત્ર ( કુસ્તી ) ધારણ ના કરે, ગાથાઓનો પાઠ ના કરે, પવિત્ર જળની પતિષ્ઠા ના કરે અને એવા પ્રકારના અપરાધ કરે, તે મોતની સજાને પાત્ર થાય છે. " +

## (૫) ઇશ્વર સંબંધી વિચાર.

ઇશ્વરના સંબંધમાં વૈદિક અને જરથોસ્તી શિક્ષણની વચ્ચે જે સમાનતા જોવામાં આવે છે, તે રજૂ કરતા પહેલાં, અત્યાર સુધી વેદોક્ત ઇશ્વર વિષે જે ભ્રમ ફેલાયલો જોવામાં આવે છે, તે દૂર કરવાની ખાસ આવશ્યકતા જણાય છે.

'રાજા' થાય છે, કારણ કે એના અધિકારમાં સાંસારિક ઐશ્વર્ય હોય છે; અને કોઇ કોઇ સ્થળે એનો અર્થ 'ઇશ્વર' થાય છે, કારણ કે પરમાત્માનું ઐશ્વર્ય અનુપમ હોય છે. મહર્ષિ **સ્વામી દયાનંદ** કૃત 'સત્યાર્થપ્રકાશ'ના પહેલા સમુલ્લાસમાં આ વિષયનું પૂર્ણ વિવેચન કરવામાં આવ્યું છે. સ્વામીજીએ ઘણા વૈદિક શબ્દોના યૌગિક અર્થો આપીને, બહુ સારી રીતે સિદ્ધ કર્યું છે કે, જ્યારે જ્યારે આ શબ્દો, ઉપાસના પ્રકરણમાં વપરાયા હોય, ત્યારે ત્યારે એ સર્વશક્તિમાન પરમેશ્વરનો બોધ આપે છે, એમ સમજી લેવાનું છે. આમાંથી કેટલાક શબ્દો તેના અર્થ સહિત નીચે આપવામાં આવ્યા છે:-

૧—ઇન્દ્ર ( ઇદિ=ઐશ્વર્ય ધાતુથી )
=(૧) સૂર્ય, (૨) રાજા (૩) પરમેશ્વર.

૨—મિત્ર ( મિદ=સ્નેહ ધાતુથી )
=(૧) સૂર્ય, (૨) દોસ્ત (૩) સૌના મિત્ર પરમેશ્વર.

૩—વરુણ ( વૃ=પસંદ કરવું, ઢાંકવું ધાતુ ઉપરથી )
=(૧) આકાશ (૨) મહાન અને સર્વોત્તમ પરમેશ્વર.

૪—અગ્નિ ( અંચુ=ગતિ કરવી, હાજર રહેવું, જાણવું, પૂજા કરવી ધાતુ ઉપરથી. )
=(૧) અગ્નિ અથવા ઉષ્ણતા, જે શીઘ્રતાપૂર્વક ગતિ કરે છે.
(૨) સર્વવ્યાપક અને ઉપાસનીય ઇશ્વર.

૫—વાયુ ( વા=ગતિ ધાતુથી )
=(૧) હવા (૨) સૌથી અધિક બળવાન પરમેશ્વર.

૬—ચંદ્ર ( ચિદિ=આનંદ આપવો ધાતુથી )
=(૧) જેને જોઇને સૌને આનદ થાય છે તે ચંદ્ર. (૨) સર્વ સુખોના દેવાવાળા પરમેશ્વર.

૭—યમ ( યમ=રાજ કરવું, અંકુશ રાખવો ધાતુથી. )
=(૧) રાજા (૨) સૌના શાસક.

૮—કાળ ( કલ=ગણવું ધાતુથી )
=(૧) સમય (૨) સૌની ગણના કરવાવાળા પરમેશ્વર.

૯—યજ્ઞ ( યજ=દેવપૂજા, દેવું, ભેટ ધરવી ધાતુથી. )
=(૧) ઉપાસના અથવા આહુતિ દેવાની પ્રક્રિયા, (૨) પૂજવા યોગ્ય પરમેશ્વર.

૧૦—રુદ્ર ( રુદિર=રડવું ધાતુથી )
=(૧) દુષ્ટોનું દમન કરવાવાળો રાજા (૨) પાપીઓને સજા કરવાવાળો પરમેશ્વર.

સામાન્ય રીતે પરમેશ્વરને માટે વપરાતા, બીજા પણ ઘણા શબ્દો વેદોમાં છે. પરન્તુ, પાશ્ચાત્ય વિદ્વાનો, પુરાણોની કથા, વર્તમાન સમયના હિન્દુઓના મિથ્યા વહેમો, અને મૂર્તિપૂજા આદિના તેમનાં મન પર જે કુસંસ્કાર પડે છે તેને લીધે, ઇશ્વરને માટે વપરાયેલા શબ્દોના વિવિધ દેવતાઓ જેવા અર્થ કરી બેસે છે. આ વિચારો વેદોથી સર્વથા પ્રતિકૂળ છે, એમ, સુજ્ઞ વાચકવર્ગને સમજાવવાની ભાગ્યે જ જરૂર રહે છે. સ્વામી દયાનંદ સરસ્વતીએ, વ્યુત્પત્તિ સહિત નીચેના શબ્દોના જે અર્થ કર્યા છે, તે આ રહ્યાઃ

બ્રહ્મઃ—બ્રિહિ=મહાન ધાતુથી )
=પરમાત્મા કે જે સૌથી મહાન છે.
વિષ્ણુઃ—( વિષ=પ્રવેશ કરવો, વ્યાપક હોવું ધાતુ ઉપરથી. )
=ઇશ્વર કે જે સમસ્ત વસ્તુઓમાં વ્યાપક છે.
શિવઃ—( શિવ=કલ્યાણ કરવું ધાતુથી )
પરમેશ્વર કે જે સર્વ પ્રકારની ભલાઇઓનું કારણ છે.
શંકરઃ—આ શબ્દનો અર્થ પણ કલ્યાણકારી પ્રભુ થાય છે.

મહાદેવ:—બધા દેવોમાં મોટા.
ગણેશ:—ગણો ( ગુણો )ના સ્વામી.

આ બધા શબ્દો જુદી જુદી ધાતુ ઉપરથી જુદા જુદા ગુણો બતાવતા હોવા છતાં, તે એક જ ઇશ્વરને માટે વપરાય છે. વેદનાં આન્તરિક પ્રમાણથી આ વિચારને યથાયોગ્ય પુષ્ટિ મળે છે. અમે અહીંયાં ઋગ્વેદનો એક મંત્ર ઉદ્ધૃત કરીએ છીએ:—

इन्द्रं मित्रं वरुणमग्निमाहुरथो दिव्यः स सुपर्णो गरुत्मान् ।
एकं सद्विप्रा बहुधा वदन्त्यग्नि यमं मातरिश्वानमाहुः ॥
ऋ. મં. ૧૦; સૂક્ત ૧૪૬, મંત્ર ૪૬.

અર્થ:—એ એક અવિનાશી બ્રહ્મ, કે જે દિવ્ય સ્વરૂપ અને ઉત્તમ ગુણોથી યુક્ત પરમાત્મા છે, તેને વિદ્વાન લોકો, ઘણાં જુદાં જુદાં નામોથી બોલાવે છે. જેમકે ઇન્દ્ર ( ઐશ્વર્યયુક્ત ), મિત્ર ( બધાના સખા ), વરુણ ( સર્વોત્તમ ), અગ્નિ ( સૌના ઉપાસ્ય દેવ ), યમ ( બધાના રાજા ) અને માતરિશ્વા ( બધા કરતાં વધારે બળવાન ).

બીજે સ્થળે ઋગ્વેદમાં નીચેનો મંત્ર આવે છે :—

सुपर्णं विप्रा कवयो वचोभिरेकं सन्तं बहुधा कल्पयन्ति ।
ઋગ. મં. ૧૦, સૂક્ત ૧૧૪, મં. ૫.

અર્થ:-અનેક ગુણયુક્ત પરમેશ્વરની સત્તાનું, વિદ્વાન અને બુદ્ધિમાન પુરુષો અનેક પ્રકારે વર્ણન કરે છે.

યજુર્વેદમાં પણ નીચેનો મંત્ર આવે છે :—

तदेवाग्निस्तदादित्यस्तद् वायुस्तदु चन्द्रमाः ।
तदेव शुक्रंतद् ब्रह्म ता आपः स प्रजापतिः ॥
યજુ. અ. ૩૨; મંત્ર ૧.

અર્થ:-"એ (પરમાત્મા) અગ્નિ (ઉપાસનીય) છે; એ આદિત્ય (નાશ રહિત) છે; એ વાયુ (અનન્ત બળયુક્ત) છે; એ ચન્દ્રમા (આનંદ આપવાવાળા) છે; એ શુક્ર (ઉત્પાદક) છે; એ બ્રહ્મ (મહાન) છે; એ આપઃ (સર્વવ્યાપક) છે; અને એ પ્રજાપતિ (સર્વ પ્રાણીઓના સ્વામી) છે."

બહારનાં પ્રમાણોથી પણ ઉક્ત વિચારને પુષ્ટિ મળે છે.

'કૈવલ્યોપનિષદ્'માં લખ્યું છે કે :—

स ब्रह्मा स विष्णुः स रुद्रः स शिवः सोऽक्षरः स परमः स्वराट् । स इन्द्रः स कालाग्निः स चन्द्रमाः ॥

અર્થ:-"એ પરમેશ્વર બ્રહ્મ (મહાન) છે; એ વિષ્ણુ (સર્વવ્યાપક) છે; એ રુદ્ર (દંડ દેવાવાળા) છે; એ શિવ (આનંદ ને ભલાઇનાં મૂળ) છે; એ અક્ષર (અવિનાશી) છે; એ સૌથી વધારે ઉચ્ચ અને સૌથી વધારે દીપ્તિમાન-તેજસ્વી છે; એ ઇન્દ્ર (ઐશ્વર્યવાન) છે; એ કાલાગ્નિ (પૂજનીય અને સૌની ગણના કરવાવાળા) છે, અને એ ચન્દ્રમા (આનંદના આપવાવાળા) છે."

મનુસ્મૃતિ'માં પણ લખ્યું છે કે :—

प्रशासितारं सर्वेषामणीयांसमणोरपि ।
रुक्माभं स्वप्नधीगम्यं विद्यात्तं पुरुषं परम् ॥
एतमग्निं वदन्त्येके मनुमन्ये प्रजापतिम् ।
इन्द्रमेकेऽपरे प्राणमपरे ब्रह्म शाश्वतम् ॥

મનુ ૧૨-૧૨૨-૨૩.

અર્થ:-"મનુષ્યમાત્રે પરમેશ્વર, કે જે સૌનો શાસક, સૂક્ષ્મથી પણ સૂક્ષ્મ, પ્રકાશયુક્ત અને કેવળ ધ્યાન દ્વારા જાણી શકાય તેવો છે, તેને જરૂર

જાણવો જોઇએ. કોઇ તેને અગ્નિ ( પૂજવાયોગ્ય ), કોઇ મનુ (વિચારક), કોઈ પ્રજાપતિ ( સર્વ પ્રજાનો સ્વામી ), કોઈ ઇન્દ્ર ( ઐશ્વર્યવાન ) કોઇ પ્રાણ ( જીવનનું મૂળ ) અને કોઇ સનાતન બ્રહ્મ કહે છે. "

આ બાબતમાં સૌથી વધારે ભ્રમ તો, "દેવ" અથવા તો તેમાંથી નીકળેલા "દેવતા" શબ્દનો અશુદ્ધ અર્થ કરવાથી ફેલાયો છે. **સ્વામી દયાનંદે** 'દેવ' શબ્દનો શુદ્ધ અર્થ અને તેની વિદ્વત્તાપૂર્ણ વ્યાખ્યા કરીને, જનતામાં ખળભળાટ મચાવ્યો, ત્યાર પહેલાં તો યુરોપના વિદ્વાનો હમેશાં જ્યાં 'દેવતા' કે 'દેવ' શબ્દ આવે, ત્યાં તેનો 'ઇશ્વર' એવો જ અર્થ કરતા હતા. વેદમાં ઘણી વસ્તુઓને માટે 'દેવ' કે 'દેવતા' શબ્દ વપરાયો છે; અને તેથી સહજ એવી કલ્પના કરી લેવામાં આવી કે, વેદ, એક નહીં પણ અનેક ઇશ્વરોમાં વિશ્વાસ રાખવાનો બોધ આપે છે. સમસ્ત સંસ્કૃત સાહિત્ય જોતાં એમ જણાય છે કે, સનાતન અને મહાન વૈદિક ધર્મના 'ઇશ્વર' જેવા મહત્વપૂર્ણ વિષયમાં 'દેવ' શબ્દના અનુવાદે (કલ્પિત અર્થે) જેટલો ભ્રમ ફેલાવ્યો છે, તેટલો ભ્રમ બીજા કોઇ પણ શબ્દના અનુવાદે ફેલાવ્યો નથી.

દેવ* શબ્દ "દિવ=પ્રકાશવું" એ ધાતુ ઉપરથી નીકળ્યો છે; એનો અક્ષરાર્થ ચમકતી અથવા પ્રકાશવાળી વસ્તુ, એવો થાય છે. આ કારણસર, એનો ગૌણ અથવા રુઢિ અર્થ, દિવ્ય ગુણ રાખવાવાળી વસ્તુ, એવો થાય છે. આથી કરીને સૂર્ય, ચન્દ્ર અથવા તો સૃષ્ટિની બીજી શક્તિઓ, જેવી કે

* 'દિવ' ધાતુનો અતિસાધારણ અર્થ 'ચમકવું' એવો થાય છે; પરંતુ તેનો ઉપયોગ ૧૦ જુદા જુદા અર્થોમાં થાય છે. વ્યાકરણાચાર્ય પાણિનિ મુનિ કહે છે કેઃ-'દિવ' ધાતુ ક્રીડા, વિજય, કામના, વ્યવહાર, તેજ, સ્તુતિ, આનંદ, મદ, સ્વપ્ન, કાન્તિ, ગતિ અને પ્રાપ્તિ શબ્દોમાં વપરાય છે.

પાણિનિનું એ સૂત્ર આ પ્રમાણે છે :—

" दिवु क्रीडा विजिगीषा व्यवहार द्युति स्तुतिमोद मद स्वप्न कान्ति गतिषु"

એક ધાતુમાંથી કેટલા બધા શબ્દો નીકળ્યા છે ?

અગ્નિ, વાયુ આદિને માટે 'દેવતા' શબ્દનો પ્રયોગ કરવામાં આવે છે. આપણે યજુર્વેદમાં વાંચીએ છીએ કે,

**"અગ્નિર્દેવતા વાતો દેવતા સૂર્યોદેવતા ચન્દ્રમા દેવતા વિશ્વે દેવતા રૂદ્રા દેવતા દિત્યા દેવતા મરૂતો દેવતા વિશ્વેદેવા દેવતા બ્રહસ્પતિર્દેવતેન્દ્રો દેવતા વરુણો દેવતા."** યજુ. ૧૪–૨૦

આ મંત્રમાં 'દેવતા' શબ્દ કોને કોને માટે વાપરવામાં આવ્યો છે. તે સહેલાઇથી સમજી શકાય છે.

પાશ્ચાત્ય વિદ્વાનોએ અને અજ્ઞાન સનાતની પંડિતોએ ફેલાવેલા ભ્રમની કાયા **સ્વામી દયાનંદ સરસ્વતી**ના લેખોએ પલટાવી નાખી છે. પ્રો. મેકસમુલરે સૌથી છેલ્લું 'ઇંડિયા–વૉટ કેન ઇટ ટીચ અસ' નામનું જે પુસ્તક લખ્યું છે, તેમાં સ્વામીજીના વિચારોનો પ્રભાવ સ્પષ્ટ રીતે જણાઈ આવે છે. એ પુસ્તકના પાન ૨૧૮ પર પ્રોફેસરસાહેબે લખ્યું છે કેઃ– "શબ્દકોષમાં, 'દેવ'નો અર્થ ઇશ્વર અથવા દેવતાઓ, એવો આપવામાં આવ્યો છે અને વસ્તુતઃ તેમજ છે. પરન્તુ, જો અમે વેદોના મંત્રોમાં 'દેવ' શબ્દનો અર્થ હમેશાં 'God–ઇશ્વર' એવો જ કરીએ, તો એનો અર્થ એ થાય કે, અમે વેદોનું ભાષાન્તર કરતા નથી, પણ વૈદિક કવિઓ–ઋષિ-મુનિઓના વિચારોનું રૂપાન્તર (Transformation) કરી નાખીએ છીએ. ...'દેવ'નો મૂળ અર્થ 'પ્રકાશયુક્ત' થાય છે. બીજો કાંઈ નહીં. આથી કરીને તેનો પ્રયોગ હમેશાં આકાશ, નક્ષત્ર, સૂર્ય, ઊષા, દિવસ, વસન્ત ઋતુ, નદી અને પૃથ્વી વગેરે વસ્તુઓ માટે થતો હતો; અને જ્યારે કોઇ કવિ, એ બધી વસ્તુઓનું એક જ શબ્દ, કે જેને આપણે સામાન્ય સંજ્ઞા કહીએ છીએ તેના વડે વર્ણન કરવા ઇચ્છતો, ત્યારે તે, એ બધાંને માટે 'દેવ' કે 'દેવતા' શબ્દ વાપરતો હતો."

આગળ ચાલતાં એ જ પુસ્તકનાં પાનાં ૧૫૯–૧૬૦ પર પ્રો. મેક્સ-

મુલર લખે છે કેઃ–" આપણે આ વાત કદી પણ ભૂલવી જોઇએ નહીં કે, પ્રાચીન ધાર્મિક ગાથાઓમાં જેને આપણે 'દેવતા' તરીકે ઓળખીએ છીએ તે વાસ્તવિક જીવતી જાગતી વસ્તુઓ નથી; અને તેને માટે આપણે આમ કે તેમ કહી શકીયે નહીં. ( એ દેવતા આવા હતા અને તેવા હતા એમ કહેવું એ ભૂલ છે. ) 'દેવ' કે જેનો અર્થ અમે ઇશ્વર કર્યો છે, તે કેવળ ગુણવાચક સંજ્ઞા છે. એ શબ્દ એવા ગુણનું સૂચન કરે છે કે જે પૃથ્વી અને અન્તરિક્ષમાં, સૂર્ય અને નક્ષત્રોમાં, તેમજ ઉષા ( પ્રાતઃકાળ ) અને સમુદ્રમાં સરખી રીતે જોવામાં આવે છે. મતલબ કે 'દેવ'નો અર્થ 'પ્રકાશ' થાય છે."

આ ઉપરથી ખુલ્લી રીતે જોઇ શકાશે કે, પ્રાચીન ઋષિઓ, કેટલાક ભૌતિક પદાર્થોને માટે 'દેવ' કે 'દેવતા' શબ્દનો ઉપયોગ કરતા હતા, તેટલા માટે જ તેઓ 'બહુ ઇશ્વરવાદી' કે 'પ્રકૃતિ પૂજક' હતા એમ બિલકુલ કહી શકાશે નહીં. જો આપણે ઋષિઓ ઉપર એવો દોષ ચડાવીએ તો, જે મનુષ્ય સૂર્ય અથવા ચંદ્રમાને પ્રકાશયુક્ત કહે, અથવા તો તેજસ્વી આકાશ અને ઝળકતા વિજયનું વર્ણન કરે, તેના ઉપર એવું જ દોષારોપણ કરી શકાય.

યાસ્કમુનિ, કે જેમની પ્રામાણિકતા, વેદોના વિષયમાં સૌથી વધારે મનાય છે, અને જેઓ વૈદિક કોષ 'નિઘંટુ' તથા વૈદિક નિર્વચન શાસ્ત્ર (Philology) 'નિરુક્ત'ના સુપ્રસિદ્ધ કર્તા છે, તેઓ 'દેવ' શબ્દની વ્યાખ્યા ઘણા વિશાળ અર્થમાં કરે છે.

તેઓ 'દેવ' શબ્દની આ પ્રમાણે નિરુકિત કરે છેઃ—

देवो दानाद्वा दीपनाद्वा द्योतनाद्वा द्युस्थानो वा भवति.

निरुक्त–७–१५.

અર્થઃ—જે અમને કોઇ પણ પ્રકારનો લાભ પહોંચાડે છે, જે વસ્તુ-

ઓને પ્રકાશિત કરે છે, અથવા તો તેની ઉપર પ્રકાશ પાડી શકે છે, અને જે પ્રકાશનું મૂળ સ્રોત (સ્થાન) છે, તે 'દેવ' છે."

આ બધું વાંચ્યા પછી કોઈ સામાન્ય બુદ્ધિનો વાંચક પણ જોઈ શકશે કે, 'દેવ' શબ્દના ઘણા અર્થ થાય છે. ઉપર જણાવ્યું છે, તે ઉપરાંત 'દેવ' શબ્દ બીજી પણ ઘણી વસ્તુઓ માટે વપરાય છે, જેનાં થોડાંક ઉદાહરણો, અમે નીચે આપીએ છીએઃ—

(૧) 'દેવ' શબ્દ માતાપિતાને માટે વપરાય છે; કારણ કે તેઓ અમને અસીમ લાભ પહોંચાડે છે. "તૈત્તિરિયોપનિષદ"માં માતાપિતા અને આચાર્યને દેવ કહ્યા છે.

मातृ देवो भव; पितृ देवो भव; आचार्य्य देवो भव.

તૈત્તિરીય ઉપ. અનુ. ૧૧.

(૨) 'દેવ' શબ્દ વિદ્વાન પુરુષોને માટે પણ વપરાય છે; કારણ કે તેમનાથી અનેક આત્માઓ પ્રકાશયુક્ત—જ્ઞાની બને છે, અને તેઓ અનેક વાતો પર પ્રકાશ પાડે છે. 'શતપથ બ્રાહ્મણ'માં લખ્યું છે કે —

विद्वांसो हि देवाः

'મુંડકોપનિષદ્'માં લખ્યું છે કે

न चक्षुषा गृह्यते नापि वाचा नान्यैर्देवैस्तपसा कर्मणा वा ।
ज्ञानप्रसादेन विशुद्ध सत्त्वस्ततस्तुतं पश्यति निष्कलंकं ध्यायमानः ॥

મુંડક–૨–૮.

અર્થ:–" પરમેશ્વરને વાણી, કે અન્ય ઇન્દ્રિયો (દેવો) દ્વારા જાણી શકાતો નથી, અને તપ કે કર્મોથી પ્રાપ્ત કરી શકાતો નથી; પણ જે મનુષ્ય વિશુદ્ધ ભાવથી ઇશ્વરનું ધ્યાન ધરે છે, તે જ્ઞાનની શાન્ત જ્યોતિથી તેનું દર્શન કરે છે."

(૪) અમારા વાચકો આ વાત સારી રીતે જાણતા હશે કે, પ્રત્યેક વેદમંત્રનો એક 'દેવતા' હોય છે. દરેક મંત્રમાં જે દેવતા વિષે સંબોધન કરવામાં આવ્યું હોય, એ કોઇ 'ખાસ દેવતા' છે, એમ યુરોપના સંસ્કૃત વિદ્વાનો સમજ્યા છે; અને જુદા જુદા મંત્રોના જુદા જુદા દેવતા હોવાથી તેઓએ એવી કલ્પના કરી છે કે, વૈદિક જમાનાના ઋષિ લોકો અનેક દેવતાઓને માનવાવાળા અને પૂજવાવાળા હતા. પરન્તુ, આ એક મોટી ભૂલ છે યાસ્કમુનિ કહે છે કેઃ—

अथातो दैवतं तद्यानि नामानि प्राधान्यस्तुतीनां देवतानां तद्दैवत मित्याचक्षते । सैषा देवतोपपरीक्षा यत्काम ऋषिर्यस्यां देवता यामर्थपत्यमिच्छन् स्तुतिम् प्रत्युंक्ते तद्दैवतः स मन्त्रो भवति. ॥

નિરુક્ત. ૭–૧.

આનો ભાવાર્થ એ છે કે, જે મંત્રમાં, જે દેવતાની વ્યાખ્યા કરવામાં આવી હોય, તે ઉક્ત મંત્રનો દેવતા છે, એમ સમજવું. પ્રો. મેકસમૂલર પોતાનાં 'ઇન્ડિયા–વૉટ કૅન ઇટ ટીચ અસ' નામના પુસ્તકમાં પાન ૧૪૭ ઉપર લખે છે કેઃ–" આ વાતનો હું સ્વીકાર કરું છું કે, જો કે અમે વૈદિક

મંત્રોમાં જેનું વર્ણન કરવામાં આવ્યું હોય, તેને 'દેવ' કે 'દેવી' કહીએ છીએ, તોપણ આવો અર્થ કરતી વખતે અમારે એક પ્રાચીન હિન્દુ ધર્મવેત્તા (યારકમુનિ)એ જે કહ્યું છે, તે યાદ રાખવું જોઇએ. યારકમુનિએ કહ્યું છે કે, મંત્રના દેવતાનો અર્થ, તેમાં નિર્વાચન કરેલા વિષય (celebrated object) સિવાય બીજો કાંઇ થતો નથી."

(૫) 'દેવ' શબ્દ **પરમેશ્વરને** માટે પણ વપરાય છે; કારણ કે તે સર્વ વસ્તુઓના પ્રકાશક છે. સર્વ પ્રકાશ અને જ્ઞાનના મૂળ સ્રોત (source) છે, અને સંસારમાં આપણે જે વસ્તુઓનો ઉપભોગ કરીએ છીએ, તે સર્વના તે આપવાવાળા છે. 'દેવ' શબ્દ આ પ્રમાણે ઇશ્વરને માટે વપરાય છે, છતાં હમેશાં તેનો અર્થ ઇશ્વર થતો નથી. વસ્તુતઃ પ્રો. મેક્સમુલર જેમ કહે છે તેમ 'દેવ' શબ્દ વસ્તુવાચક નહીં, પણ 'ગુણવાચક' છે. આથી કરીને જે જે વસ્તુમાં તેના નિર્વાચિત ગુણ જોવામાં આવે, તેને માટે 'દેવ' શબ્દ વાપરી શકાય. જેમ કે, પ્રકાશવાળા, લાભ પહોંચાડવાવાળા, ચળકતા અને બીજી વસ્તુ પર રોશની ફેંકવાવાળા પદાર્થો કે આત્માઓ માટે 'દેવ' શબ્દ વાપરી શકાય.

હવે વાંચકવર્ગ બરોબર સમજી શકશે કે, પ્રાચીન આર્ય લોકો, જો કે સૂર્ય, ચન્દ્ર, આકાશ, સમુદ્ર, પૃથ્વી, અંતરિક્ષ વગેરેને 'દેવતા' કહેતા હતા, છતાં પણ તેઓ તેને ઇશ્વર માનતા નહોતા, કે એ જડ વસ્તુઓની પૂજા પણ કરતા નહોતા. ઇશ્વરની માફક, આ બધી વસ્તુઓ અને બીજી પણ ઘણી વસ્તુઓને માટે 'દેવતા' શબ્દનો પ્રયોગ કરવામાં આવે છે; પરન્તુ, આ બધામાં પૂજવા યોગ્ય તો માત્ર એક ઇશ્વર જ છે. યજુર્વેદમાં સ્પષ્ટ રીતે કહ્યું છે કેઃ—

वेदाहमेतं पुरुषं महान्तमादित्यवर्णं तमसः परस्तात् ।
तमेव विदित्वातिमृत्युमेति नान्यः पन्था विद्यतेऽयनाय ॥

યજુ. ૩૧-૧૮

અર્થ:—" અમે એ પરમાત્માને જાણીએ, કે જે પ્રકાશ સ્વરૂપ અને અન્ધકારથી પર છે. માત્ર તેનું જ્ઞાન પ્રાપ્ત કરીને જ મનુષ્ય મૃત્યુ પર વિજય મેળવી શકે છે. આના સિવાય મુક્તિનો બીજો કોઇ માર્ગ છે જ નહીં."

'શતપથબ્રાહ્મણ'માં ઘણા સ્પષ્ટ અને જોરદાર શબ્દોમાં કહેવામાં આવ્યું છે કે:—

योऽन्यां देवतामुपासते न स वेद यथा पशुरेव स देवानाम्

શતપથ કાંડ ૧૨. અ. ૪.

અર્થ:—" જે કોઇ બીજા દેવતાની પૂજા કરે છે તે અજ્ઞાની છેઃ વિદ્વાનોની વચ્ચે તે પશુસમાન છે."

અમે અહીંયાં 'ઋગ્વેદ'ના કેટલાક મંત્રો ઉદ્ધૃત કરીશું, કે જેથી કરીને વાંચકવર્ગ જોઇ શકે કે, વેદમાં, વિશુદ્ધ અને પૂર્ણ 'ઇશ્વરવાદ'નું કેવું સ્પષ્ટ અને યુક્તિયુક્ત શિક્ષણ આપવામાં આવ્યું છે.

हिरण्यगर्भः समवर्त्तताग्रे भूतस्य जातः पतिरेक आसीत् ।
स दाधार पृथ्वीं द्यामुतेमां कस्मै देवाय हविषा विधेम् ॥१॥

य आत्मदा बलदा यस्य विश्व उपासते प्रशिषं यस्य देवाः ।
यस्यच्छायामृतं यस्य मृत्युः कस्मै देवाय हविषा विधेम् ॥२॥

यः प्राणतो निमिषतो महित्वैक इद्राजा जगतो बभूव ।
य ईशे अस्य द्विपदश्चतुष्पदः कस्मै देवाय हविषा विधेम ॥३॥

यस्येमे हिमवन्तो महित्वा यस्य समुद्रं रसया सहाहुः ।
यस्येमाः प्रदिशो यस्य बाहु कस्मै देवाय हविषा विधेम ॥४॥

येन द्यौरुग्रा पृथवी च दृढा येन स्वः स्तभितं येन नाकः ।
योऽन्तरिक्षे रजसो विमानः कस्मै देवाय हविषा विधेम ॥५॥,

यं क्रन्दसी अवसा तस्तभाने अभ्यैक्षेतां मनसारेज माने ।
यत्राधिसूर उदितो विभाति कस्मै देवाय हविषा विधेम ॥६॥
आपोह यद् बृहतींविश्वमायन् गर्भं दधानाः जनयन्तींरग्निम् ।
ततो देवानां समवर्त्ततासुरेकः कस्मै देवाय हविषा विधेम ॥७॥
यश्चिदापो महिनापर्यपश्यद् दक्षं दधानाः जनयन्तीरग्निम् ।
यो देवानामधिदेव एक आसीत् कस्मै देवाय हविषा विधेम ॥८॥
मा नो हिंसाज्जनिता यः पृथिव्या यो वा दिवम् सत्य धर्मांज जान ।
यश्चापश्चन्द्रा बृहतीर्जजान कस्मै देवाय हविषा विधेम ॥९॥
प्रजापते न त्वदेतान्यन्यो विश्वा जातानि परिता बभूव ।
यत्कामारते जुहुमस्तन्नो अस्तु वयं स्याम पतयो रयीणाम् ॥१०॥

ઋગ્વેદ, મં. ૧૦ સૂક્ત ૧૨, મં. ૧થી ૧૦.

## દશ મંત્રોના અર્થ.

"આરંભકાળમાં ઇશ્વર હતો, જે પ્રકાશનું મૂળ છે. અખિલ વિશ્વનો એ એક જ સ્વામી હતો. એણે આકાશ અને પૃથ્વીને સ્થિર કરીને રાખ્યા હતા. આ જ એક ઇશ્વર છે, કે જેની આપણે પ્રાર્થના કરવી જોઇએ. (૧)

"જે ઇશ્વર આત્મિક જ્ઞાન અને બળને આપવાવાળો છે, જેની સંસાર પૂજા કરે છે, જેની આજ્ઞાઓનું સર્વે વિદ્વાનો પાલન કરે છે, જેનું શરણુ ગ્રહણ કરવાથી અમરત્વ પ્રાપ્ત થાય છે, અને જેની છાયા મૃત્યુ છે, તે દેવ-તે ઇશ્વરની જ આપણે ઉપાસના કરવી જોઇએ. (૨)

"જે પોતાની મહત્તાને કારણે આ ચરાચર જગતનો એકમાત્ર રાજા છે, અને બેપગાં તથા ચોપગાં પ્રાણીઓનો ઉત્પાદક અને સ્વામી છે તે દેવ-ઇશ્વરની આપણે ઉપાસના કરવી જોઇએ. (૩)

" બરફથી ઢંકાયેલા પર્વતો અને જળથી ભરેલા સમુદ્ર જેની મહત્તાની ઘોષણા કરે છે, અને આઠ દિશાઓ જેની ભુજા સમાન છે, તે દેવ-ઇશ્વરની આપણે ઉપાસના કરવી જોઇએ. (૪)

" જેણે આવડા મોટા આકાશને ધારણ કર્યું છે, અને પૃથ્વીને અચળ-સ્થિર રાખી છે; જેને લીધે સ્વર્ગ અને મોક્ષ સ્થિત છે; અને જે પોતાના આત્મબળ વડે, સમસ્ત અંતરિક્ષમાં વ્યાપી રહેલો છે; તે દેવ-ઇશ્વરની આપણે ઉપાસના કરવી જોઇએ. (૫)

' પૃથ્વી અને અંતરિક્ષ, એની રક્ષા વડે સ્થિત, અને એની ઇચ્છા વડે હાલતાં હોવાથી, એની તરફ જોઇ રહ્યાં છે; અને સૂર્ય એમાં ઉદય પામીને ચમકી રહ્યો છે. માટે આપણે એ દેવ-ઇશ્વરની જ ઉપાસના કરવી જોઇએ. (૬)

" જે સમયે આ વિસ્તૃત પ્રકૃતિ અથવા ઉપાદાન કારણ, કે જે અગ્નિની દશામાં હતાં, અને જેણે પોતાના ગર્ભમાં આ વિશ્વને ધારણ કર્યું હતું તે સ્વયં પ્રકટ થયા, તે સમયે જે ઇશ્વર સઘળા પ્રકાશવાન્ પદાર્થો (દેવો)ના જીવનરૂપ હતા, એ જ ઇશ્વરની આપણે ઉપાસના કરવી જોઇએ. (૭)

" જેણે પોતાની મહત્તાથી, એ ફેલાયેલાં ઉપાદાન કારણ, ( પ્રકૃતિ ) કે જેમા ઉષ્ણતા અને શક્તિ × હતા, અને જેમા આ સૃષ્ટિનો પ્રાદુર્ભાવ

× આ અને તેની પહેલાના મંત્રમા વિશ્વની પ્રકીર્ણાવસ્થા ( Nobulous stato-તેજોમય ગોળાની અવસ્થા )નો સંકેત છે. આ પ્રકરણના છમા-'સૃષ્ટિ-ઉત્પત્તિ'વાળા ભાગમા, અમે આ વિષય પર વધુ વિચાર કરીશું. આ મંત્રમા આવેલો " આપ " શબ્દ 'આપ્લૃ' ધાતુથી નીકળ્યો છે અને તેનો અર્થ ' વ્યાપક થવું અથવા ફેલાવું ' એવો થાય છે. અમે તેથી તેનો અર્થ, ફેલાયેલું ઉપાદાન કારણ, કે પ્રકૃતિ, એવો કર્યો છે. ' દક્ષં દધાના ' એટલે ઉષ્ણતા તથા શક્તિવાળો, અને 'જનયન્તીરગ્નિમ્' એટલે સૃષ્ટિ ઉત્પન્ન કરવાવાળો, એવા વાકયો આ મંત્રમા

ચઇ રહ્યો હતો, તેના પર દૃષ્ટિ ફેંકી, અને જે બધા તેજવાળા પદાર્થો (દેવો )નો એકમાત્ર 'અધિદેવ' છે, તે ઇશ્વરની આપણે ઉપાસના કરવી જોઇએ. (૮)

"જે પૃથ્વીનો ઉત્પાદક છે, જે સત્યનિયમ પાળવાવાળાએ આકાશને પેદા કર્યું છે, અને જેણે વિસ્તૃત તથા પ્રકાશયુક્ત ઉપાદાન કારણ (પ્રકૃતિ) નો પ્રાદુર્ભાવ કર્યો છે, તે અમને કદી દુઃખી ના કરે. આપણે હમેશાં આ દેવ-ઇશ્વરની જ ઉપાસના કરવી જોઇએ. (૯)

"હે વિશ્વના સ્વામી! આ બધા ઉત્પન્ન થયેલા પદાર્થોને વશમાં રાખી, તેની ઉપર શાસન ચલાવવાવાળો, તારા સિવાય બીજો કોઇ નથી. હે પ્રભુ! તારી દયાથી, જે વસ્તુઓની અમે કામના-ઇચ્છા કરીએ છીએ, તે અમારી થાય, અને સંસારના સર્વ ઉત્તમ પદાર્થોના અમે સ્વામી બનીએ." (૧૦)

આ દશ મન્ત્રોનાં સૂક્તમાં 'એક' શબ્દ ચાર કરતાં ઓછી વાર આવ્યો નથી. એક અને અદ્વિતીય ઇશ્વરના સંબંધમાં, આના કરતાં વધારે સ્પષ્ટ, અસંદિગ્ધ, સુંદર અને પ્રૌઢ વર્ણન, બીજા કોઇ ધર્મના ગ્રન્થોમાં જોવામાં આવતું નથી. યદિ વાંચકવર્ગ, અન્ય ધર્મનાં પુસ્તકોમાં, આવા સ્પષ્ટ 'એકેશ્વરવાદ'ની શોધ કરવાનો પ્રયત્ન કરશે તો તે સર્વથા નિષ્ફળ જ જશે, એવી અમારી ખાત્રી છે.

જ્યારે વેદો અગર ઉપનિષદોનાં એકબે વાક્યો, કે જેમાં ઇશ્વરનાં એકત્વ ( Unity of Divine Being )નું વર્ણન હોય, તે કોઇ પાશ્ચાત્ય વિદ્વાનની પાસે રજૂ કરવામાં આવે છે, ત્યારે તે ઝટ કહી દે છે કે, એ

---

આવ્યાં છે; અને 'ગર્ભં દધાનાઃ' એટલે વિશ્વને પોતાના ગર્ભમાં ધારણ કરવાવાળો, અને 'જનયન્તીરગ્નિમ્' એટલે અગ્નિ અથવા અગ્નિ જેવી અવસ્થા પેદા કરવાવાળો, એવાં વાકયો પણ આ મંત્રમાં આવ્યાં છે. આ ઉપરથી અહીં 'આપ્' નો અર્થ જળ નહીં, પણ પ્રકૃતિ કે ઉપાદાન કારણ (જે સૃષ્ટિ થયા પહેલાં પરમાણુ રૂપે ફેલાયેલું હતુ) થાય છે. (જળને પણ તેના ફેલાવાના ગુણને લીધે 'આપ' કહે છે.),

'એકેશ્વરવાદ'નો નહીં, પણ 'અદ્વૈતવાદ'નો બોધ આપે છે.× આવાં વાકયોનો તેઓ એવો અર્થ કરે છે કે, તેમાં તો કેવળ એક ઈશ્વર સિવાય બીજી કોઇ વસ્તુ જ નથી એવો બોધ આપ્યો છે; પણ તેમાં પરમેશ્વર એક છે, અને બીજો પરમેશ્વર નથી, એવું શિક્ષણ આપવામાં આવ્યું નથી. મતલબ કે, એવાં વાકયોનો અભિપ્રાય 'એકેશ્વરવાદ' માટે નહીં, પણ 'અદ્વૈતવાદ' માટે છે. ગ્રન્થના મુખ્ય વિષયની બહાર જઇને, અમે વધારે વિષયાન્તર કરી શકતા નથી, તેને માટે અમે દિલગીર છીએ. પરન્તુ, ઉપરોક્ત વેદમંત્રો, કે જેમાં પરમેશ્વરને વિશ્વના વિધાતા અને તેને સ્થિર રાખવાવાળા, સમસ્ત વિશ્વના એકમાત્ર રાજા, સ્વર્ગને વ્યવસ્થિત રાખવાવાળા, અમરત્વનું પ્રદાન કરવાવાળા, અને અમારે માટે પૂજવા યોગ્ય, બતાવવામાં આવ્યા છે, એમાં કોઇ પણ પ્રકારનું 'અદ્વૈતવાદ'નું શિક્ષણ આપવામાં આવ્યું છે, એમ સમજાય એવું છે ખરું? અમે આ પ્રશ્નનો નિર્ણય કરવાનું વાંચકવર્ગને જ સોંપીએ છીએ; અને અમારા કથન (વેદોમાં 'એકેશ્વરવાદ' છે)ની પુષ્ટિમાં, હવે અમે 'અથર્વવેદ'ના કેટલાક મંત્રો, તેનાં પ્રો. મેક્સમુલરનાં ભાષ્ય સહિત, રજૂ કરીએ છીએ:—

बृहन्नेषामधिष्ठाता अन्तिकादिव पश्यति ।
यस्तायन् मन्यते चरन् सर्वं देवा इदं विदुः ॥१॥

× દાખલા તરીકે મિ. જે. મરડોક પોતાનાં "વૈદિક હિન્દુઇઝમ" (રિલિજિયસ રિફૉર્મ સિરિઝ-ભા. ૩જો) નામના ગ્રન્થમાં કહે છે કે:—"કોઇ કોઇ વાર 'અદ્વૈતવાદ' અને 'બહુ ઇશ્વરવાદ'નું મિશ્રણ કરી દેવામાં આવે છે; પણ યથાર્થ એક ઇશ્વરની પૂજા, હિન્દુ ધર્મમાં હોય, એમ જણાતું નથી. છાંદોગ્ય ઉપનિષદનાં "एकमेवाद्वितीयं ब्रह्म=ઇશ્વર એક છે, બીજું કાંઇ નહીં." એ વાકયને શ્રી. કેશવચંદ્ર સેને ઊંચકી લીધું છે; પણ તેનો અર્થ એવો નથી કે, કોઇ બીજો ઇશ્વર નથી: પરંતુ, એ વાકયનો ભાવ એવો છે કે, જગતમાં બ્રહ્મ સિવાય બીજી કોઇ વસ્તુ છે જ નહીં. 'એકેશ્વરવાદ'ના કરતાં આ (અદ્વૈતવાદનો) સિદ્ધાન્ત તદ્દન જુદો છે."

यस्तिष्ठति चरति यश्च वञ्चति यो निलायम् चरति यः प्रतङ्कम् ।
द्वौ संनिषद्य यन्मन्त्रयेते राजा तद्वेद वरुणस्तृतीयः ॥ ॥२॥
उतेयं भूमिर्वरुणस्य राज्ञ उतासौ द्यौर्बृहती दूरे अन्ता ।
उतो समुद्रौ वरुणस्य कुक्षी उतास्मिन्नल्प उदके निलीनः ॥३॥
उत यो द्यामतिसर्पात परस्तान्न स मुच्यातै वरुणस्य राज्ञः ।
दिवस्पशः प्रचरन्तीदमस्य सहस्राक्षा अति पश्यन्ति भूमिम्॥४॥
सर्वं तद्राजा वरूणो विचष्टे यदन्तरा रोदसी यत् परस्तात् ।
संख्याता अस्य निमिषो जनानामक्षानिव श्वघ्नी निमिनोति तानि ॥५॥
ये ते पाशा वरुण सप्त सप्त त्रेधा तिष्ठन्ति विषिता रुशन्तः ।
छिनन्तु सर्वे अनृतम् वदन्तः यः सत्यंवाद्यति तं सृजन्तु ॥६॥

અથર્વ કાંડ ૪; સૂક્ત ૧૬.

## છ મંત્રોના અર્થ.

"આ બધાના અધિષ્ઠાતા વરુણ * એવી રીતે જુએ છે કે, જાણે તે બધાની પાસે જ હોય. કોઇ માણસ ઊભો હોય, ચાલતો હોય, છુપાતો હોય, લોટતો હોય, કે ઊડતો હોય; અગર કોઇ બે માણસ ખાનગી મંત્રણા કરતા હોય, તો રાજા વરુણ તે બધું જાણે છે. એ તો સર્વત્ર હાજર જ હોય છે. (૧-૨)

"આ પૃથ્વી અને વિશાળ આકાશ, કે જેના છેડા બહુ દૂર છે, તે રાજા વરુણના અધિકારમાં છે. બન્ને સમુદ્ર (આકાશ અને દરિયો) તો વરુણની બગલમાં રહેલાં છે; અને તે પાણીના નાના બિન્દુમાં પણ વ્યાપ્ત —હાજર છે." (૩)

* ઈશ્વરનાં અનેક નામોમાં, એક નામ 'વરુણ' પણ છે; અને તેનો અર્થ મહાન અને સર્વોત્તમ થાય છે.

કોઇ માણુસ કદાચ આકાશથી યે આગળ ભાગી જાય, તોપણ તે રાજા વરુણથી બચી શકતો નથી. (એ જ્યાં જાય ત્યાં વરુણ-ઇશ્વર હોય છે.) એના ગુપ્તચરો આકાશમાંથી પૃથ્વી તરફ આવે છે, અને હજારો નેત્રો વડે આ સંસાર પર દૃષ્ટિપાત કરે છે. (૪)

આકાશ અને પૃથ્વીની મધ્યમાં, કે તેનાથી પરે, જે કાંઇ છે, તે રાજા વરુણ જુએ છે. એણે મનુષ્યનાં નેત્રોના પલકારાની પણ ગણના કરી લીધી છે; અને જેવી રીતે ખેલાડી પાસા ફેંકે છે તેવી રીતે, તેણે સર્વ વસ્તુઓને અખંડ રૂપમાં બરોબર સ્થિત રાખી છે. (૫)

"હે વરુણ! તેં જે સાતસાત (સાતવડા) અને ત્રણત્રણ (ત્રિવડા) ફાંસા નાખ્યા છે, એ ભયંકર ફાંસામાં મિથ્યાવાદીઓ ફસાઇ જાઓ, અને સત્ય બોલવાવાળા એમાંથી બચી જાઓ." (૬)

આ બધાં પ્રમાણો ઉપરથી હવે એ વાત સિદ્ધ થાય છે કે, વેદ, **વિશુદ્ધ અને પૂર્ણ એકેશ્વરવાદનું શિક્ષણ આપે છે;** અને એ શિક્ષણ, બીજા ધર્મો-ખાસ કરીને સેમેટિક અર્થાત્ યાહુદી, ખ્રિસ્તી અને મુસલમાની ધર્મોના ઇશ્વરવાદથી જેટલું જુદું પડે છે, તેટલું જ 'અદ્વૈતવાદ'ના સિદ્ધાન્તથી પણ જુદું પડે છે. અહીંયાં અમે એ વાત પણ સિદ્ધ કરીશું કે, જ્યારે વેદોનું ઇશ્વર સંબંધીનું જ્ઞાન એક મતમાંથી બીજા મતમાં ગયું છે, ત્યારે તેની ઉન્નતિ નહીં પણ અવનતિ જ થતી રહી છે. અજ્ઞાનીઓને હાથે ઉત્તરોત્તર તેમાં બગાડો જ થતો રહ્યો છે. વેદોમાં ઇશ્વર વિષે જે બોધ આપવામાં આવ્યો છે તે એટલો તો ઉત્તમ અને પૂર્ણ છે કે, મનુષ્યની બુદ્ધિ એના કરતાં, વધારે શોધી, વિચારી કે સમજી શકે નહીં. ઝન્દાવસ્તામાં, ઇશ્વર ( Anthropomorphism ) મનુષ્યના જેવા ગુણ અને સ્વભાવવાળો હોય, એમ સમજાવવાનો કાંઇક રંગ ચડાવવામાં આવ્યો છે, અને તેથી જ તેમાં અહુરમજદને જરથુસ્તની સાથે વાતો કરતો, અને મસલતો ચલાવતો બતાવવામાં આવ્યો છે. બાઇબલ અને

કુરાનમાં તો ઇશ્વર મનુષ્યના બધા ગુણો ધારણ કરી લેતો જોવામાં આવે છે. એ બન્ને ગ્રન્થોમાં તો ઇશ્વરને જાણે કે તે કોઇ સ્વેચ્છાચારી સમ્રાટ્ હોય, અને મનુષ્યના બધા ભાવ, વિચાર, ત્રુટિયો અને દૂષણોને વશ થઇ ગયો હોય, એવી રીતે વર્ણવવામાં આવ્યો છે. બાઇબલમાં તો, "ઠંડીને વખતે ઇશ્વર એડનના બગીચામાં ફરતો હતો." એમ લખવામાં આવ્યું છે. એમાં વિશેષે કરીને એમ પણ લખ્યું છે કે, "ખુદાએ આદમને બોલાવ્યો, અને તેનો અવાજ તેણે સાંભળ્યો. પછી ખુદાએ આદમ અને હવાંને, પોતાની આજ્ઞાનું ઉલંઘન કરવા માટે ધિક્કાર્યાં, અને શ્રાપ આપ્યો." પછી "ખુદા પશ્ચાતાપ કરે છે" અને શોચે છે કે, "અરેરે, મેં પૃથ્વી પર મનુષ્યોને શા માટે બનાવ્યાં ?" આ વિચારથી "તેને હાર્દિક દુઃખ થાય છે." પછી ક્રોધમાં આવીને ખુદા કહે છે કે, "હું મનુષ્ય, પશુ, પેટે ચાલવાવાળા જીવો અને હવામાં ઊડવાવાળાં પક્ષીઓનો નાશ કરી નાખીશ; કારણ કે એમને મેં બનાવ્યાં, એને માટે મને હવે પશ્ચાતાપ થાય છે." એ જળપ્રલય વડે અસહાય જીવોને પાર વગરનું દુઃખ દે છેઃ છતાં સૃષ્ટિને બનાવ્યા પછી જેમ પશ્ચાતાપ થયો, તેમ તેનો (જળપ્રલય વડે) સંહાર કર્યા પછી પસ્તાવાનો વખત ના આવે, તેટલા માટે દૂરંદેશીથી તે નોઆહ અને તેના પરિવારને બચાવી લે છે; અને પોતાની નૌકામાં દરેક પ્રકારનાં જાનવરની એકેક જોડી (નર–માદા) લઇ લેવાની તે નોઆહને આજ્ઞા દે છે. જ્યારે જળપ્રલય શાન્ત થઇ જાય છે, અને નોઆહ પ્રભુને નામે અગ્નિમાં આહુતિઓ દેવા માંડે છે, ત્યારે ખુદા તેની 'સુગન્ધિ સૂંઘે છે' અને પહેલાંના કરતાં તેનું મન જરા વધારે શાન્ત અને સ્વસ્થ થયેલું હોવાથી, તે પોતે કરેલાં કર્મનો ખુલ્લી રીતે પશ્ચાતાપ કરતાં કહે છે કેઃ–

"મનુષ્યોને લીધે હવે હું ફરીથી કદી પણ પૃથ્વીને ધિક્કારીશ નહીં; કારણ કે મનુષ્યનાં હૃદયની કલ્પના, બચપણ કે ઊછળતી જુવાનીને કારણે બૂરી હોય છે. (શું આ વાતની ખુદાને પહેલાં ખબર નહોતી ?!)

અને જીવધારીઓને નષ્ટ કરવાનું, જેવું અપકૃત્ય મેં હમણાં કર્યું, તેવું અપકૃત્ય ફરીથી હું કદી પણ કરીશ નહીં." *

બાઇબલમાં ઇશ્વરનું ચિત્ર, આ પ્રમાણે દોરવામાં આવ્યું છે; પણ બાઇબલમાં ખુદાની જેટલી દુર્ગતિ કરવામાં આવી છે, તેના કરતાં કુરાનમાં તો તેની વધારે અધોગતિ કરવામાં આવી છે. કુરાનમાં તો, એક બિલકુલ સ્વેચ્છાચારી, અને તે પણ સારા સ્વભાવનો ના હોય, એવા સમ્રાટના જેવી, ખુદાની તસબીર ખેંચવામાં આવી છે. સૌથી ઊંચા આસમાનમાં, તે આઠ ફિરસ્તાઓએ ધારણ કરેલા સિંહાસન પર બીરાજે છે.× તે કાફરોને શ્રાપ * આપે છે, અને તેમની સાથે યુદ્ધ કરે છે, અને પોતાના અનુયાયીઓને પણ એ જ પ્રમાણે લડવાનો બોધ આપે છે. (સેલનું કુરાન, પ્રકરણ ૪૭, પા. ૩૭૫) પોતાની પ્રતિષ્ઠાનો ઊંચો ખ્યાલ રાખનારો કોઇ માણસ ના ખાય, એવા કરડા સોગંદો તે ખાય છે.÷ તે પોતાને 'કાવતરાંખોર' ( Layer of Plots ) કહેતાં પણ અચકાતો નથી.+ જેમ તેની શક્તિ અસીમ છે, તેમ તેનું સ્વચ્છંદીપણું પણ અનન્ત છે. કુરાનમાં લખ્યું છે કેઃ—" ખુદા જેને ચાહે તેને ખુરા માર્ગ તરફ લઇ જાય છે; અને જેને ચાહે તેને સત્યને પંથે ચાલવાની પ્રેરણા કરે છે." *

બીજા જે દોષથી "વૈદિક ઇશ્વરવાદ" સર્વથા મુક્ત છે, ને જે ઝન્દાવસ્તા, બાઇબલ અને કુરાનના 'ઇશ્વરવાદ' પર કાળો ડાઘ લગાડે છે,

* જુઓ–બાઇબલનું 'ઉત્પત્તિનું પુસ્તક' અ. ૪, આયાત ૮–૯–૧૪–૧૯; અ. ૬; આ. ૬–૭–૧૩–૨૨; અ. ૮, આ. ૨૧.

× કુરાન ( ડૉ. સેલનું ) પ્રકરણ ૫૯ પા. ૪૨૨.

* ,, ,, પ્રકરણ ૨૦ પા. ૧૧.

÷ સેલનું કુરાન, પ્ર. ૩૭; પા. ૩૩૪; પ્ર. ૪૨, પા. ૩૮૭; પ્ર. ૭૯, પા. ૪૩૬; અને પ્ર. ૯૧, પા, ૪૪૭.

+ ,, ,, ,, પ્ર. ૮, પા. ૧૨૯.

* કુરાન પ્ર. ૬, પા. ૯૨

તેનું વર્ણન અમે આગળનાં પ્રકરણમાં કરી ગયા છીએ. એ ડાઘ, શયતાનના વ્યક્તિત્વના સિદ્ધાન્તને લગતો છે. ચોથા પ્રકરણના ચોથા ભાગમાં અમે એ વાત સિદ્ધ કરી બતાવી છે કે, વેદનો એક અલંકાર, કે જેમાં સંસારમાં સદૈવ ચાલી રહેલાં પ્રકાશ અને અંધકાર, તથા ભલાઇ અને બૂરાઇ વચ્ચેનાં યુદ્ધનું વર્ણન કરવામાં આવ્યું છે, તેનો અર્થ તથા મર્મ બરોબર નહીં સમજવાને લીધે, ઝન્દાવસ્તા, બાઇબલ અને કુરાનમાં ગરબડગોટાળો કરી નાંખવામાં આવ્યો છે. શયતાનમાં પુરુષભાવનું આરોપણ કરનારો વિચાર, ઝન્દાવસ્તામાં અપૂર્ણ રૂપે જોવામાં આવે છે. એમાં શયતાનને 'અકમમનો' (બૂરા વિચાર), 'અંગિરા મન્યુ' (હાનિકારક મન), અને 'અજિહ દહક' (બળતા સાપ) તરીકે ઓળખાવવામાં આવ્યો છે. પરન્તુ, બાઇબલ અને કુરાનમાં તો શયતાન, ઇશ્વરના જેટલું જ વ્યક્તિત્વ (personality) ધારણ કરી લે છે. એમાં તો તે ભૌતિક સ્વરૂપ ધારણ કરે છે, અને સર્પનું× રૂપ ધારણ કરીને, આદમજાતનાં આદિ માતાપિતા (આદમ ને હવાં)ને છળ કરીને છેતરે છે, અને તેમની પાસે ખુદાના ફરમાનનું ઉલ્લંઘન કરાવીને, સંસારમાં પાપનું બીજારોપણ કરે છે. શયતાનનાં છળકપટનાં ભોગ થવાને કારણે, જે સ્વર્ગીય બગીચો, આદમ અને હવાં માટે બનાવવામાં આવ્યો હતો, તેમાંથી ખુદા તેમને બહાર હાંકી કાઢે છે,= ઇશ્વરના પુત્ર અને તેના અવતાર સમાન ગણાતા જીસસ ક્રાઇસ્ટ–ઇસામસીહને પણ પ્રલોભનમાં નાખવાનો તે પ્રયત્ન કરે છે. ×

આ ઉપરથી આપણે જોઇ શકીએ છીએ કે, "વેદોક્ત ઇશ્વરવાદ" નો પ્રવાહ, ઝન્દાવસ્તા, બાઇબલ અને કુરાનમાં ગયો છે, પણ ત્યાં જતાં, તેની પવિત્રતા અને ઉત્કૃષ્ટતામાં વધારો નહીં, પણ ઘટાડો થયો છે; અને

---

× ઉત્પત્તિનું પુસ્તક, (બાઇબલ) પ્રકરણ ૩, પા. ૧

=ઉત્પત્તિનું પુસ્તક પ્ર ૩, પા. ૨૩-૨૪,

× મેથ્યુ (બાઇબલ) પ્ર. ૪ પા. ૧-૧૧

ઇશ્વરના સંબંધમાં જે કહેવામાં આવ્યું છે, તે ધર્મના બીજા મહાન સિદ્ધાન્તોને પણ તેટલું જ લાગુ પડે છે; કારણ કે અહીયાં અમે 'પરમેશ્વર' ને લગતો જે વિષય ચર્ચી રહ્યા છીએ, તે ઉપરોક્ત ચારે ધર્મોના મૂળ ( પાયા ) સિદ્ધાન્તરૂપ છે. આકાશમાથી પડતા અત્યંત સફેદ બરફમાથી ઉદ્દ્ભવતી ધર્મરૂપી નદી, તેના મૂળસ્થાન ( Fountain-head ) આગળ ઘણી જ સ્વચ્છ હોય છે, પરન્તુ, જેમ જેમ તે ખીણો, ઝાડીઓ અને મેદાનોમાં થઇને આગળ વધે છે, તેમ તેમ તેમાં કિનારાની જમીનની માટી ભળવા લાગે છે, અને પછી ક્રમે કરીને, તેની શરૂઆતની જે સ્વચ્છતા અને પવિત્રતા હોય છે, તે ઓછી થઇ જાય છે. પછી તો તેનું મેલું પાણી પણ, જે માણસ ઘણો તરસ્યો હોય, અને જેના હોઠ સૂકાવા લાગ્યા હોય, તેને શાંતિ આપે છે; અને જ્યાં બિલકુલ પાણી મળવાની આશા ના હોય, ત્યા થોડુંક મેલું કે ગંદુ પાણી મળે, તે પણ ગનીમત જ ગણાય એમા નવાઇ શી છે ? પણ આ મેલા પાણીની, આકાશમાંથી પડતા બરફમાંથી બનતાં, અને પૃથ્વીના મેલાં તત્વોની ભેળસેળ વગરનાં, તદ્દન સ્વચ્છ પાણીની સાથે સરખામણી કરી શકાય ખરી કે? **ધર્મના એ સ્રોત-ધર્મગંગાની એ ગંગોતરી પાસે અમે પહોંચીએ, અને તેનાં સ્વર્ગીય જળનું પાન કરીને અમારી આત્મિક તૃષાને બુઝાવીએ, એવી પરમાત્મા દયા કરે, એ જ અમારી પ્રાર્થના!** તથાસ્તુ

ઉપરનુ લખાણ વાંચ્યા પછી, ઇશ્વર વિષે વેદોમાં કેવું શિક્ષણ આપવામાં આવ્યું છે, તેનું થોડુ ઘણું ભાન તો વાચકવર્ગને જરૂર થયું હશે. ઇશ્વરના સંબંધમાં જરથુસ્તના વિચારો કેવા હતા, તે અમે ચોથા પ્રકરણમા બતાવી ગયા છીએ. પાઠક ગણ સહેલાઇથી જોઇ શકશે કે, જો ઉપર જણાવેલા બે દોષોને બાદ કરવામાં આવે તો, બાકીની બીજી બધી બાબતમાં, 'અહુરમજ્દ' અને 'વેદોક્ત પરમેશ્વર'ના વિચારો પૂરેપૂરા મળતા આવે છે. માત્ર વિચારોનું મળતાપણું જોવામા આવે છે, એટલું જ નહીં, પણ વેદો અને ઝન્દાવસ્તામા ઇશ્વરનાં જે નામો આપવામાં આવ્યાં

છે, તેમાં પણ આશ્ચર્યજનક સમાનતા જોવામાં આવે છે. ઝન્દાવસ્તામાં 'અહુરમજદ' શબ્દ (ઇશ્વરને માટે) વારંવાર વાપરવામાં આવ્યો છે, અને એ શબ્દ પોતે પણ વૈદિક 'અસુર મેધ'॥ ની સાથે મળતો આવે છે.

નીચેના શબ્દોમાં પણ એવા પ્રકારની સમાનતા જોવામાં આવે છેઃ-

| સંસ્કૃત | ઝન્દ |
|---|---|
| અર્યમન્ | ઐર્યમન્ |
| મિત્ર | મિથ્ર |
| નારાશંસ | નાર્યોસંઘ |
| વૃત્રહન્ | વૃત્રઘ્ન |
| ભગ્ | બઘ |

આના કરતાં પણ વધારે આશ્ચર્યજનક વાત તો એ છે કે, આમાંના કેટલાક શબ્દો, વેદોમાં જેમ બે અર્થોમાં વપરાયા છે, તેમ ઝન્દાવસ્તામાં પણ તે બે અર્થોમાં વપરાયા છે. 'અર્યમન્' શબ્દના સંબંધમાં ડૉ. હોગે જે લખ્યું છે, તે અમે નીચે ઉદ્ધૃત કરીએ છીએ.

ડૉ. હોગ લખે છે કેઃ-"બન્ને (હિન્દુ અને પારસી) ધર્મોના ગ્રન્થોમાં 'અર્યમન્' શબ્દ બે અર્થોનો બોધ કરે છે. (૧) મિત્ર અથવા સોબતી ......અને (૨) એક દેવ યા આત્માનું નામ. (આપણે એને ઇશ્વર યા પરમાત્મા કહી શકીએ). વિશેષે કરીને આ શબ્દ વિવાહના દેવતા માટે વપરાય છે; અને લગ્નપ્રસંગે બ્રાહ્મણો તેમજ પારસીઓ, બન્ને તેનું આવાહન કરે છે."+

---

॥ જુઓ-આ પાચમા જ પ્રકરણના પહેલા ભાગમાં 'અસુર' શબ્દ પર લખેલી ફૂટનોટ-ટિપ્પણી.

+ ડૉ. હોગના નિબંધો. પા. ૨૭૩.

વેદોમાં ' મિત્ર ' શબ્દ જેમ ત્રણ અર્થોમાં વપરાયો છે, તેમ ઝન્દાવસ્તામાં ' મિથ્ર ' શબ્દ પણ ત્રણ અર્થોમાં વપરાયો છે. બને શબ્દોના, સૂર્ય, સહાયક અને ઇશ્વર, એવા ત્રણ અર્થ થાય છે. ફારસી ભાષાનો 'મિહિર' શબ્દ આજે પણ સૂર્ય અને સહાયક=મિત્રના અર્થમાં વપરાય છે.

' ભગ '–ઝન્દ ' બઘ ' શબ્દ બન્ને ઠેકાણે 'ઇશ્વર' અને 'ભાગ્ય' એ બે અર્થોમાં વપરાયો છે.

વૃત્રહન–ઝન્દ ' વૃત્રઘ્ન ' પણ બૂરાઇનો નાશ કરવાવાળા ઇશ્વર અને અંધકારનો નાશ કરવાળા સૂર્યના અર્થમાં ( બે અર્થોમાં ) વપરાય છે.

નારાશંસના સંબંધમાં ડૉ. હૉગ કહે છે કેઃ—નારાશંસ ( જુઓ યાસ્કમુનિનું નિરુકત ૮–૬ ) અને નર્યોસંહ એ બન્ને એકસરખા જ શબ્દ છે. ઝન્દાવસ્તામાં એક દેવદૂતને ' નર્યોસંઘ 'નું નામ આપવામાં આવ્યું છે; અને તે અહુરમજદના સંદેશવાહક ( messenger )નું કામ કરે છે. ( જુઓ–વંદીદાદ ૨૨ ) વૈદિક મંત્રોમાં આ કામ ' અગ્નિ ' અને ' પૂષણ ' કરતા હોય, એમ જણાય છે. આ શબ્દનો અર્થ ' મનુષ્યો જેની પ્રશંસા કરે છે તે ' એવો થાય છે, નારાશંસ એટલે સુપ્રસિદ્ધ ! એ શબ્દ ઈશ્વર અને અગ્નિ, એ બે અર્થોમાં વપરાયો છે. પાછલા–એટલે કે ' અગ્નિ 'ના અર્થમાં ' નારાશંસ ' અથવા ' નર્યોસંહ 'ને દિવ્ય સંદેશવાહક, અથવા તો દૂત કહેવામાં આવે છે.* કારણ કે અગ્નિ–વધારે વાસ્તવિક શબ્દોમાં કહીએ તો–ઉષ્ણતા દ્વારા ( Watery Vapours ) જળબાષ્પ-વરાળ તેમજ અન્ય પદાર્થોના રસ એક સ્થાનેથી બીજે સ્થાને જાય છે; અને એટલા માટે જ ' અગ્નિ ' અથવા તો ' ઉષ્ણતા 'ને, પ્રકૃતિ અથવા તો તેના સ્વામી ઇશ્વરનો દૂત–સંદેશવાહક કહેવામાં આવે છે.

* યજુર્વેદ ૨૩–૧૭માં અગ્નિ અથવા ગરમીને દૂત કહેવામાં આવી છે.
अग्निं दूतं पुरोदधे हव्यवाहमुपब्रुवे । देवान् आसादयादिह ॥
યજુ. ૨૩, ૧૭.

## ( ૬ ) ૩૩ દેવતા.

અમારા ઘણાખરા વાચકોએ વેદોના ૩૩ દેવતાઓના સંબંધમાં, કંઇક ને કંઇક તો જરૂર સાંભળ્યું જ હશે. ભારતવર્ષમાં, અવનત થતાં થતાં વૈદિક ધર્મે જ્યારે 'બહુ ઇશ્વરવાદ'નું સ્વરૂપ ધારણ કરી લીધું, ત્યારે એ ૩૩ દેવતા ( જુઓ-યજુર્વેદ ૧૪–૩૧; અને અથર્વ વેદ ૧૦–૪,૨૭. ) આગળ વધતાં વધતાં હિન્દુઓના ૩૩ કરોડ દેવતા બની ગયા! પણ વેદોના ૩૩ દેવતા એટલે શું? શું એ ૩૩ ઇશ્વર હતા? બિલકુલ નહીં! પંડિત ગુરુદત્તે, "Terminology of the Vedas" ( વેદના પારિભાષિક શબ્દો-વેદનું શબ્દસંજ્ઞાશાસ્ત્ર ) નામનું જે પુસ્તક લખ્યું છે, તેમાં આ વિષયનું એવું તો સ્પષ્ટ અને સુંદર વિવરણ કર્યું છે કે, તેના અત્રે લંબાણ ઉતારા આપવા માટે, ક્ષમા માગવાની પણ અમને તો આવશ્યકતા જણાતી નથી.

"જેના ગુણોનું મંત્રોમાં વર્ણન આવ્યું હોય, તે વેદમંત્રના દેવતા કહેવાય છે, એમ યાસ્કમુનિએ કહ્યું છે, એ આપણે જોઇ ગયા છીએ; એટલે હવે પ્રશ્ન એ થાય છે કે "દેવતા એ શું વસ્તુ છે?"—"કયા પદાર્થને 'દેવતા' કહેવામાં આવે છે?" મનુષ્યના જ્ઞાનનો વિષય થઇ શકે, એવી તમામ વસ્તુઓને 'પદાર્થ' કહેવામાં આવે છે. મનુષ્યનું તમામ જ્ઞાન ( Time & space ) 'દેશ' અને 'કાળ'થી ઘેરાયેલું-પરિમિત થયેલું છે. જે બનાવો બને છે, તેના ક્રમ પ્રમાણે અમને ( causation ) કાર્યકારણનું જ્ઞાન મળે છે. આ ક્રમ શું છે? કેવળ 'કાળ'ના ક્રમ પ્રમાણે બધી ઘટનાઓ ( બનાવો )નું નિયમસર જે સંગઠન કરવામાં આવે છે તે. હવે અમને જ્યારે કોઇ વસ્તુનું જ્ઞાન થાય, ત્યારે તે વસ્તુ કોઇ સ્થળે પણ હોવી જોઇએ. Space–દેશ–સ્થળ વગર તેનું અસ્તિત્વ કે ઘટના સંભવી શકે નહીં. આ પ્રમાણે અમારું જ્ઞાન, 'દેશ' અને 'કાળ' ને આધારી છે. હવે આપણે જ્ઞાનનાં આવશ્યક અંગોના સંબંધમાં

વિચાર કરીશું. જ્ઞાનનો સૌથી વધારે વિસ્તૃત ભેદ ( Subjective ) ' આંતરિક ' અને ( Objective ) ' બાહ્ય 'નો છે. મનુષ્યના દેહની બહારની બધી વસ્તુઓ અને તમામ ઘટનાઓનાં જ્ઞાનને ' બાહ્ય જ્ઞાન ' કહેવામાં આવે છે. આ બધું દૃશ્યમાન જગતના બનાવોનું જ્ઞાન છે. વૈજ્ઞાનિક લોકો, એવા નિશ્ચય ઉપર આવ્યા છે કે, પ્રાકૃતિક યાને લૌતિક જગતનાં વિજ્ઞાન ઉપરથી બે વસ્તુઓનું અસ્તિત્વ પ્રગટ થાય છે. (૧) પ્રકૃતિ એટલે ઉપાદાન કારણ, અને (૨) શક્તિ. ઉપાદાન કારણ-પ્રકૃતિનું, પ્રકૃતિ તરીકેનું જ્ઞાન વૈજ્ઞાનિકોને મળ્યું નથીઃ પણ શક્તિના કારણે, પ્રકૃતિમાં જોઇ જાણી શકાય, એવી જે અસરો—એવા જે ફેરફારો થાય છે, તેનું જ્ઞાન તેમને મળે છે. આ પ્રમાણે બાહ્ય જગતનું જ્ઞાન, એ ' શક્તિ ' અને તેનાથી થતાં પરિવર્તનોનું જ્ઞાનમાત્ર હોય છે. હવે આપણે આન્તરિક ( subjective ) જ્ઞાનનો વિષય તપાસીએ. આંતરિક જ્ઞાનના સંબંધમાં પણ બે વસ્તુઓ ધ્યાન ખેંચે છે (૧) મનુષ્યનો આત્મા જે ચેતનસત્તા છે; અને (૨) આંતરિક ભાવ, જેનું મનુષ્યના આત્માને જ્ઞાન થાય છે. હવે આન્તરિક ભાવ બે પ્રકારના હોય છે. એક તો આત્માને સ્વાધીન, અને જેનું તેને સ્વયમ્ જ્ઞાન થાય તે. આને ચેષ્ટિત-કર્મ ( Deliberate action ) કહેવામાં આવે છે; અને બીજું આત્મા શરીરમાં હોવાને લીધે શરીરીનાં જે કર્મો થાય છે તે. આને જીવન સંબંધી કર્મ અથવા તો ' પ્રાણ ' ( vital activities ) કહેવામાં આવે છે. જ્ઞાનનું આ પ્રમાણે ( Analysis ) પ્રયક્કરણ કરતાં, જ્ઞેય પદાર્થો ( કાર્ય-કારણ causationના નિયમ મુજબ ) આપણને છ વસ્તુઓ તરફ લઇ જાય છે. (૧) કાળ, (૨) દેશ, (૩) શક્તિ, (૪) આત્મા, (૫) પ્રાણ, અને (૬) ચેષ્ટિત કર્મ. આ છયે વસ્તુઓ ' દેવતા ' કહેવાને યોગ્ય છે. હવે આ ગણના પ્રમાણે, આપણે એવા નિર્ણય (conclusion) ઉપર આવી શકીએ કે, ' નિરુક્ત 'માં વૈદિક દેવતાઓ સંબંધીનું જે જ્ઞાન આપવામાં આવ્યું છે તે જો ખરું હોય, તો ' વેદો 'માં આપણને

બીજા કોઇનું નહીં, પણ, કાળ, દેશ, શાકત, આત્મા, પ્રાણ અને ચેષ્ટિત કર્મ, એ ૭ વસ્તુઓનું તો 'દેવતા'ના રૂપમાં વર્ણન કરેલું, અવશ્ય મળવું જ જોઇએ.

આવો, આપણે આ કસોટી પ્રમાણે પરીક્ષા કરી જોઇએ.

નીચે લખેલા મંત્રોમાં, ૩૩ દેવતાઓનું વર્ણન આપેલું છેઃ—

त्रयस्त्रिंशतास्तुवत भूतान्यशाम्यन् प्रजापतिः परमेष्ठ्यधिपतिरासीत् ।
યજુર્વેદ ૧૪-૩૧.

અર્થઃ—" સર્વના સ્વામી, વિશ્વના નિયન્તા અને સર્વ વસ્તુઓને સ્થિર રાખવાવાળા પરમાત્માએ ૩૩ દેવતાઓ દ્વારા બધી વસ્તુઓને ગ્રહણ કરી રાખી છે."

यस्य त्रयस्त्रिंशद्देवा अंगे गात्रा विभेजिरे ।
तान्वै त्रयस्त्रिंशद्देवानेके ब्रह्मविदो विदुः ॥
અથર્વવેદ ૧૦-૪-૨૭.

અર્થઃ—" સાચી બ્રહ્મવિદ્યાને જાણવાવાળા જ્ઞાની લોકો જાણે છે કે, ૩૩ દેવતાઓ છે, કે જે ઇશ્વરમાં રહીને અને ઇશ્વરને આધારે પોતપોતાનું કર્મ યથાવિધિ કર્યા કરે છે."

હવે આપણે આ ૩૩ દેવતાઓ કયા છે, તેનો વિચાર કરીને, તેની પૂર્વોક્ત વિવેચનની સાથે તુલના કરીશું: અને પછી આ પ્રશ્નના સંબંધમાં છેવટના નિર્ણય પર આવીશું.

सहोवाच महिमान एवैषामेते त्रयस्त्रिंशत्त्वेव देवा इति। कतमेते त्रयस्त्रिंशदित्यष्टौ वसव एकादश रुद्रा द्वादशादित्यास्त एकत्रिंशदिन्द्रश्चैव प्रजापतिश्च त्रयस्त्रिंशाविति ॥ ३ ॥

कतमे वसव इति। अग्निश्च पृथ्वी च वायुश्चान्तरिक्षं चादित्यश्च द्यौश्च चन्द्रमाश्च नक्षत्राणि चैते वसव एतेषु हीद ँ सर्वं वसुहितमेते हीद ँ सर्वं वासयन्ते तद्यदिद ँ सर्वं वासयन्ते तस्माद्वसव इति ॥ ४ ॥

कतमे रुद्रा इति। दशेमे पुरुषे प्राणा आत्मैकादशस्ते यदास्मान्मर्त्याच्छरीरादुत्क्रामन्त्यथ रोदयन्ति तद्यद्रोदयन्ति तस्माद्रुद्रा इति ॥ ५ ॥

कतम आदित्या इति। द्वादश मासाः संवत्सरस्यैतआदित्या एते ही ँ सर्वमाददाना यन्ति तद्यदिद ँ सर्वमाददाना यन्ति तस्मादादित्या. इति ॥ ६ ॥

कतम इन्द्रः कतमः प्रजापतिरिति। स्तनयित्नुरेवेन्द्रो यज्ञः प्रजापतिरिति। कतमः स्तनयित्नुरित्यशनिरिति। कतमो यज्ञ इति पशव इति ॥ ७ ॥

कदमेते त्रयो देवा इतिम एव त्रयो लोका एषु हीमे सर्वे देवा इति। कतमौ द्वौ देवावित्यन्नं चैव प्राणश्चेति। कतमो अध्यर्ध इतियोऽयं पवते ॥ ८ ॥

तदाहुः यदयमेक एव पवतेऽथ कथमध्यर्ध इति। यदस्मिन्निद ँ सर्वमध्यार्ध्नोत्तेनाध्यर्ध इति। कतम एको देव इति स ब्रह्म त्यादित्याचक्षते ॥

શતપથ ૫ૃષ્ટ ૧૪-૧૬.

( જુઓ-મહર્ષિ સ્વામી દયાનંદ સરસ્વતીની "ઋગ્વેદાદિ ભાષ્યભૂમિકા" પાનું ૬૬મું. )

## ઉપરના મંત્રોના અર્થ.

યાજ્ઞવલ્કયઋષિ શાકલ્યઋષિને કહે છે કેઃ—

"આ ૩૩ દેવતાઓ ઇશ્વરના મહિમાને પ્રકાશિત કરે છે. ૮ વસુ, ૧૧ રુદ્ર, ૧૨ આદિત્ય, ઇન્દ્ર, અને પ્રજાપતિ મળીને ૩૩ દેવતા થાય છે.

વસુઃ-અગ્નિ, પૃથ્વી, વાયુ, અન્તરિક્ષ, આદિત્ય, દ્યૌ, ચન્દ્રમા, અને નક્ષત્ર એ આઠ વસુ છે, બધા પદાર્થો એમાં વસે છે, માટે તેને વસુ કહેવામાં આવે છે. બધા જીવિત, ગતિશીલ અને સત્તાત્મક પદાર્થોનાં એ નિવાસ-સ્થાન છે. (કેટલીક વાર આત્માના નિવાસસ્થાન 'શરીર'ને પણ 'વસુ' કહેવામાં આવે છે.)

રુદ્ર-દશ પ્રાણ, કે જે મનુષ્યના દેહને જીવિત રાખે છે તે, અને આત્મા મળીને ૧૧ રુદ્ર કહેવાય છે. આ રુદ્રો જ્યારે શરીરનો ત્યાગ કરે છે, ત્યારે મૃત્યુ નીપજે છે; અને પ્રાણ નીકળી જતાં, મરનારનાં સગાંસંબંધીઓ રડવા લાગે છે. એ રુદન ઉપરથી 'રુદ્ર' શબ્દ થયો જણાય છે. (એનો ધાતુ 'રુદ=રડવું' છે.)

આદિત્યઃ-વરસના ૧૨ સૌર્યમાસ (Solar months) એ બાર આદિત્ય છે. એ સમયની ગતિનું પરિમાણ બતાવે છે. કાળ પોતાની ગતિથી સઘળા પદાર્થોમાં પરિવર્તન કરી દે છે; અને તેની ગણતરી કરીને પ્રત્યેક વસ્તુની અવધિ પૂરી થયેલી માનવામાં આવે છે; અને તેટલા માટે એને આદિત્ય કહેવામા આવે છે. જે અવધિની સમાપ્તિ કરે છે, તેને આદિત્ય કહેવામાં આવે છે.

ઇન્દ્રઃ-સર્વવ્યાપક વિદ્યુત (વીજળી Electricity) અથવા શક્તિને ઇન્દ્ર કહે છે.

પ્રજાપતિઃ-યજ્ઞને પ્રજાપતિ કહે છે. (અર્થાત-શિલ્પશાસ્ત્ર-કળા વગેરેને માટે, મનુષ્ય પોતાની ઇચ્છા પ્રમાણે વિવિધ પદાર્થોને એકત્ર કરે છે,

અથવા તો જ્ઞાન મેળવવા કે આપવા માટે, બીજા માણસોની સાથે સહયોગ કરે છે, તે ) પ્રજાપતિનો અર્થ પશુ ( ઉપયોગી જાનવરો ) પણ થાય છે યજ્ઞ અને પશુને **'પ્રજાપતિ'** એટલા માટે કહેવામા આવે છે કે, સમાજમા મનુષ્યો એવાં કાર્યો અથવા તો એવા પશુઓ દ્વારા જ, પોતાના જીવન-નિર્વાહના સાધનો પ્રાપ્ત કરી શકે છે.

શાકલ્યઋષિ પૂછે છે કે, **૩ દેવતા** કોણ છે ? જવાબમાં યાજ્ઞવલ્ક્ય ઋષિ કહે છે કે, એ ત્રણ લોક છે. **(૧) સ્થાન (૨) નામ,** અને **(૩) જન્મ. બે દેવતા** કોણ છે ? એ પ્રશ્નના જવાબમાં યાજ્ઞવલ્ક્યજી કહે છે કે **પ્રાણ** ( સંયોજક પદાર્થ ) અને **અન્ન** ( વિભાજક પદાર્થ ). અનુક્રમે Positive and negative substances ). **અધ્યર્ધ** શુ છે ? એ પ્રશ્નના જવાબમા કહ્યુ કે, એ વિશ્વનુ પાલન કરવાવાળી **વિદ્યુત-વીજળી** છે. એ સંસારની સ્થિતિને સ્થિર રાખતી હોવાથી, તેને **'સૂત્રાત્મા'** કહેવામા આવે છે અંતમા શાકલ્યઋષિએ પૂછ્યુ કે,–**એક દેવતા** કોણ છે ? યાજ્ઞવલ્ક્ય ઋષિ ઉત્તર આપે છે કે, એ **'ઉપાસનીય પરમેશ્વર'** છે.

વેદોમા આ ૩૩ દેવતાઓનુ વર્ણન આવે છે. અમે અગાઉ જે વ્યાખ્યા કરી છે, તેની સાથે આ વિવેચન કેટલે અંશે મળતુ આવે છે, તે હવે આપણે જોઈશુ.

શતપથમા જેને 'વસુ' તરીકે ઓળખાવવામા આવ્યા છે, તે સ્પષ્ટ રૂપે આઠ ('દેશ') સ્થાનોના નામ છે, ૧૧ રુદ્રોમા ૧ આત્મા અને બીજા ૧૦ પ્રાણ છે, ૧૨ આદિત્યોમાં 'કાળ'નો સમાવેશ થઇ જાય છે, ઇંદ્ર એટલે કે વિદ્યુત, એ સર્વમા વ્યાપી રહેલી 'શક્તિ' છે, અને પ્રજાપતિ ( યજ્ઞ અને પશુ )મા, સાધારણ દૃષ્ટિએ જોતા, આત્માનાં બધા 'ચેષ્ટિત કર્મો' ( Deliberate activities )નો સમાવેશ થઇ જાય છે.

આ પ્રમાણે અમે જે ૬ તત્ત્વો વિષે સ્થૂળ ( સૂક્ષ્મ નહીં) વિવેચન અને સાધારણ પૃથક્કરણ કર્યું છે, તેની સાથે ૩૩ દેવતાઓનો સરખો મેળ

જાણી જાય છે. અમારો હેતુ, અહીંયાં જે સાધારણ સમાનતાઓ છે, તે બતાવી આપવાનો છે; લંબાણમાં ઊતરીને પૂરેપૂરું મળતાપણું બતાવવાનો નથી; એટલે સહેજસાજ ભેદ હોય, તેને બાજુએ મૂકી દેવામાં આવ્યા છે. *

ડૉ. હૌગ કહે છે કે :—"વેદોના આ ૩૩ દેવતાઓની ઝન્દાવસ્તા (યાસ ૧–૧૦)માં આવેલા ૩૩ રતુઓની સાથે તુલના કરી શકાય તેવું છે." એક સ્થળે તો ડૉકટરસાહેબ લખે છે કે, "વેદો તથા ઝન્દાવસ્તાની દેવતાઓની ગણનામાં તો આશ્ચર્યજનક સમાનતા જોવામા આવે છે." +

પારસી લોકો ૩૩ દેવતાઓના ખરેખરા અર્થો જાણતા હતા, એમ ઝન્દાવસ્તા પરથી જોઇ શકાતું નથી. ડૉ. હૌગ પણ આ વાતનો સ્વીકાર કરે છે કે, "ઝન્દાવસ્તામાં આ દેવતાઓના જુદા જુદા ભેદો પ્રમાણે, તેમનું વર્ગવાર (જેમકે—વસુ, રુદ્ર, આદિત્ય વગેરે) વિવેચન કરવામાં આવ્યું નથી. ૩૩ દેવતાઓનું એવું સરળ અને સ્પષ્ટ વર્ણન તો માત્ર વેદોમાં જ આપવામાં આવેલું છે. આ ઉપરથી આપણે એમ નિશ્ચયપૂર્વક માની શકીએ છીએ કે, ઇશ્વરની સત્તાનું ભાન કરાવવા માટે, ૩૩ રતુ (દેવતા)નું માત્ર એકાદ વાકય રહી જવા પામ્યું હશે; અને પ્રાચીન હોવાથી તેને પવિત્ર ગણીને 'અવસ્તા'માં દાખલ કર્યું હશે; પણ બ્રાહ્મણોથી જુદા પડી જવાને કારણે, પારસીઓને તેનો ખરો અર્થ સમજવાની તક મળી નહીં હોય. પારસીઓના રતુઓ ઇશ્વરની સત્તાની ગણના કરે છે, પણ તેના ખરા અર્થ ઝન્દાવસ્તામાં આપવામાં આવ્યા નથી." †

---

* જુઓ—પં. ગુરુદત્તનું "વેદોના પારિભાષિક શબ્દો અને યુરોપીયન સ્કૉલરો" નામનું પુસ્તક.

+ ડૉ. હૌગના નિબંધો પા. ૨૭૬.

† ડૉ. હૌગના નિબંધો, પા. ૨૭૬.

## (૭) સૃષ્ટિ-ઉત્પત્તિ. પ્રકૃતિ અને જીવાત્મા અનાદિ છે; અને સૃષ્ટિ પ્રવાહરૂપે અનાદિ છે.

આ વિશ્વ કેવી રીતે ઉત્પન્ન થયું ? આ એક એવો પ્રશ્ન છે, કે જેનો ઉત્તર આપવાનું દરેક ધર્મને માટે આવશ્યક થઇ પડયું છે.

બૌદ્ધ ધર્મ, કે જે ઇશ્વર અથવા તો સૃષ્ટિકર્તામાં વિશ્વાસ નથી રાખતો, તે આ પ્રશ્નને ટૂંકમાં જ એવી રીતે ઉડાવી દે છે કે, આ સંસારનો કોઇ દિવસ આરંભ થયો નથી, અને કોઇ દિવસ તેનો અંત પણ આવવાનો નથી. બુદ્ધિસ્ટો તો કહે છે કે, આ જગત અવ્વલથી જ આવી દશામાં ચાલ્યું આવે છે, અને અનન્તકાળ પર્યન્ત તે એવી જ દશામાં ચાલ્યા કરશે.

બૌદ્ધ ધર્મનો આ સિદ્ધાન્ત ખોટો અને ભ્રમ ભરેલો છે. સાયન્ટિસ્ટો-વૈજ્ઞાનિકો આપણને કહે છે કે, એક સમયે અતિ ઉષ્ણતાને કારણે, પૃથ્વી ( Molten state ) જળરૂપ હતી: અને વિશેષમાં તેઓ એમ પણ કહે છે કે પૃથ્વીનો બહારનો ભાગ ઠરી જવાથી, જો કે જામીને કઠણ ( જમીન જેવો ) થઇ ગયો છે, તોપણ તેનો અંદરનો ભાગ હજુ પણ ગરમ પ્રવાહી પદાર્થોથી ભરેલો છે. આ કથનના ટેકામાં, તેઓ જ્વાળામુખી પર્વત ફાટતાં, તેમાંથી જે “ લાવા-ખદખદતો પ્રવાહી પદાર્થ ” નીકળે છે, તેનો દાખલો રજૂ કરે છે. વૈજ્ઞાનિકો એમ પણ કહે છે કે, જળની અવસ્થામાં આવ્યા પહેલાં, આ પૃથ્વી સૂર્યના જેવા અગ્નિના ગોળા જેવી હતી: અને તેની પહેલાં તે ( Gaseous state ) વાયુના રૂપમાં હતી. આ ઉપરથી સમજી શકાય છે કે, જ્યારે પૃથ્વી વાયુ કે અગ્નિ-સ્વરૂપમાં હશે, ત્યારે તેની ઉપર કોઇ પ્રાણી કે વનસ્પતિ હશે નહિ; એટલે બુદ્ધોની માન્યતા તદ્દન નાપાયાદાર ઠરે છે.

પોતાના વિકાસક્રમ ( Evolution ) દરમ્યાન પૃથ્વીને જે જુદી જુદી અવસ્થામાંથી પસાર થવું પડયું છે, અને જેનું જ્ઞાન આપણને હાથમાં

પશ્ચિમના વૈજ્ઞાનિકો દ્વારા પ્રાપ્ત થયું છે, તેનું વર્ણન, પ્રાચીન વૈદિક સાહિત્યમાં પહેલેથી જ કરેલું જોવામા આવે છે. આધુનિક વિજ્ઞાન, પૃથ્વીની વાયુની અવસ્થા આગળ જ અટકી જાય છે; પણ અમારાં શાસ્ત્રો એના કરતાં એક પગલું આગળ વધ્યાં છે. તેમાં તો પૃથ્વીની વાયુ પહેલાંની પાંચમી અવસ્થા પણ વર્ણવવામાં આવી છે. એ પાંચમી અવસ્થાને–કહો કે સૌથી પહેલી અવસ્થાને 'આકાશ' કહે છે, જે વાયુ કરતાં પણ વધારે સૂક્ષ્મ છે, અને કોઇ પણ ગ્રહ કે ખગોળની તે પ્રથમાવસ્થા છે. 'તૈત્તિરિયોપનિષદ'માં લખ્યું છે કે :—

तस्माद्वा एतस्मादात्मन आकाशः सम्भूतः। आकाशाद्वायुः। वायोरग्निः। अग्नेरापः। अद्भ्यः पृथिवी। पृथिव्या ओषधयः। ओषधिभ्योऽन्नम्। अन्नाद्रेतः। रेतसः पुरुषः।

તૈત્તિરિય ઉપ. બ્રહ્માનન્દવલ્લી, અનુવાક ૨

અર્થ :—પરમાત્માએ જ્યારે વિશ્વની રચનાનો આરંભ કર્યો, ત્યારે સૌથી પહેલાં 'આકાશ' થયું, આકાશમાથી વાયુ, વાયુમાથી અગ્નિ, અગ્નિમાંથી જળ, જળમાંથી પૃથ્વી, પૃથ્વીમાથી ઔષધી, ઔષધીમાથી અન્ન, અન્નમાથી વીર્ય, અને વીર્યમાથી પુરુષ થયો."

વિજ્ઞાન, આપણને એમ પણ કહે છે કે, સૂર્યની ગરમી દિનપરદિન ઓછી થતી જાય છે; અને છેવટે એક દિવસ તે આ પૃથ્વી કે ચન્દ્રમા જેવો ઠંડો થઇ જશે. આ ઉપરથી એ વાત નક્કી થાય છે કે, જ્યારે સૂર્યની એવી (શીતળ) દશા થશે, ત્યારે આપણી આ પૃથ્વી, મનુષ્ય કે અન્ય જીવંત પ્રાણીઓને માટે રહેવા યોગ્ય રહેશે નહીં, અને તેની ઉપર કોઇ વનસ્પતિ પણ ઊગશે નહીં; અને તે સમયે 'સૂર્યમંડળ' (Solar system)ના બીજા ગ્રહોની દશા પણ તેવી જ થશે.

ભૌતિક વિજ્ઞાનની શોધખોળ પરથી, વિદ્વાન આટલું તો અવશ્ય સિદ્ધ થયું છે કે, અત્યારે વર્તમાનકાળમાં પૃથ્વી પર જે વિવિધ પ્રકારના પશુ,

પક્ષી, પ્રાણી, વનસ્પતિ આદિ જોવામાં આવે છે, તે એક સમયે ( તેની શરૂઆતની દશામાં ) બિલકુલ જોવામાં આવતાં નહોતાં; અને એ ભૂતકાળની માફક, ભવિષ્યકાળમાં પણ એક એવો સમય આવશે, કે જ્યારે બધાં પ્રાણી, વનસ્પતિ વગેરેનો નાશ થઇ જશે. સૂર્યની આજુબાજુ ફરનારા અન્ય ગ્રહોને માટે પણ આ વાત એટલી જ સત્ય છે. **વિજ્ઞાનની નજરે જોતાં, તેથી, બુદ્ધોનો સિદ્ધાન્ત જમીનદોસ્ત થઈ જાય** છે; અને "જેણે આ બધું પરિવર્તન કર્યું", અથવા તો જે આ બધા ફેરફારો કરી રહ્યો છે, તે કોણ છે ?" એ પ્રશ્ન તો જેમનો તેમ ઊભો જ રહે છે. એવો કોણ છે, કે જે આ અનન્ત આકાશમાં, પૃથ્વી અને બીજા અસંખ્ય લોકો ( Globes )ને વિકાસક્રમમાંથી પસાર કરે છે, જે જળરૂપ પૃથ્વીને નક્કર બનાવે છે, જે સંસારનાં અનેકવિધ પ્રાણીઓને ઉત્પન્ન કરે છે, અને જે વળી પાછી પૃથ્વીને ( Evolution ) વિકાસક્રમમાંથી ( Involution ) વિકૃતાવસ્થામાં લઇ જઇને, 'પ્રલય'ની દશા તરફ ઘસડી જાય છે ? આ પ્રશ્નના જવાબમાં અમે કહીએ છીએ કે, એ ઇશ્વર છે.

વેદોમાંથી આપણને એવો બોધ મળે છે કે, કોઇ પણ વસ્તુનો **ભાવ, અભાવમાંથી** થતો નથી; અને જે વસ્તુ છે, તેનો કદી પણ અભાવ થતો નથી. '**ભગવદ્ગીતા**'ના નીચેના શ્લોકમાં, આ સત્ય સ્પષ્ટ રીતે કહેવામાં આવ્યું છે :—

> नासतो विद्यते भावो ना भावो विद्यते सतः ।
> उभयोरपि दृष्टोऽन्तस्त्वनयोस्तत्त्वदर्शिभिः ॥
>
> ગીતા. અ. ૨ શ્લો. ૧૬,

અર્થ :—"અસત્ ( non-existent )નો ભાવ, અને સત ( Existent )નો અભાવ કદી પણ થતો નથી. તત્વદર્શીઓએ આ બન્નેનો નિર્ણય બરોબર પીછાન્યો છે."

સાંખ્યશાસ્ત્રમાં પણ કહ્યું છે કે :—" नावस्तुनो वस्तु सिद्धिः" એટલે કે અવિદ્યમાન ( જે ના હોય તે ) પદાર્થમાંથી કોઇ પણ વસ્તુ બનતી નથી.

( Ex-nihilo nihil fit )

**પ્રકૃતિ અને જીવાત્મા તદ્દન નિર્લેપ અને તાત્વિક** વસ્તુ છે. એ બન્ને કોઇ બીજી વસ્તુઓમાંથી બન્યાં નથી, તેમ તે ' અભાવ 'માંથી પણ ઉત્પન્ન થયાં નથી. અભાવમાંથી ભાવ થઇ શકે જ નહીં; એટલે એ બન્ને ' અનાદિ ' પદાર્થો છે, જે હમેશાં રહે છે, અને જેનો કદી નાશ કે અભાવ થતો જ નથી. અનાદિ કાળથી તેનાં અસ્તિત્વ સિદ્ધ છે, અને અનન્તકાળ પર્યન્ત તે રહેવાનાં છે, એમાં જરા ય શક નથી. ×

**વૈદિક તત્વજ્ઞાનમાં ઇશ્વર, જીવ, અને પ્રકૃતિ, એ ત્રણ પદાર્થોને અનાદિ માનવામાં આવ્યા છે.**

ત્રણ વસ્તુઓનાં અનાદિપણાંનો આ સિદ્ધાન્ત ' ઋગ્વેદ 'માં ઘણી જ મરસ રીતે રજૂ કરવામાં આવ્યો છે :—

द्वा सुपर्णा सयुजा सखाया समानं वृक्षं परिषस्वजाते ।
तयोरन्यः पिप्पलं स्वाद्वत्त्यनश्नन्न्यो अभिचाकशीति ॥

ઋગ. મં. ૧; સૂક્ત ૧૬૪, મં. ૨૦.

---

× આ સિદ્ધાન્તની સામે, સાધારણ રીતે એવો આક્ષેપ કરી શકાય કે, એથી કરીને પરમાત્માનું સર્વશક્તિમાનપણું પરિમિત ( limited ) થઇ જાય છે. પરંતુ, આ દલીલ દમ વગરની અને અનુચિત છે. આવી રીતે તો કોઇ એમ પણ કહે કે, પરમેશ્વર બે ને બે પાંચ બનાવી શકતો નથી, અથવા તો ○ ગોળને □ ચતુષ્કોણ બનાવી શકતો નથી, અથવા તો અભાવમાંથી ભાવ બનાવી શકતો નથી, માટે તે સર્વશક્તિમાન્ નથી ! સર્વશક્તિમાનનો કાંઇ એવો અર્થ નથી થતો કે, તે અસંભવિત વસ્તુને પણ સંભવિત બનાવી શકે.

**અર્થ**:–"જેવી રીતે બે સમાન વયનાં અને મિત્રાચારી ધરાવનારાં પક્ષીઓ એક વૃક્ષ પર બેસે છે, તેવી જ રીતે બે અનાદિ અને મિત્રતાવાળા આત્મા (જીવાત્મા) અને પરમાત્મા અનાદિ પ્રકૃતિમાં રહે છે. આ બેમાંથી એક (જીવાત્મા) આ પ્રકૃતિ રૂપી વૃક્ષનાં ફળને ચાખે છે (એટલે કે ભૌતિક શરીરમાં બંધાવાને કારણે સુખદુઃખ ભોગવે છે); પણ બીજો (પરમાત્મા) તેનાં ફળને ખાતો નથી, (એટલે કે તે પ્રાકૃતિક દેહમાં બંધાઇને સુખદુઃખ ભોગવતો નથી): પણ પ્રકાશમાન્ રહીને, બધું જોયા કરે છે."

આ સિદ્ધાન્તની સામે મોટે ભાગે એવો આક્ષેપ કરવામાં આવે છે કે, આવી માન્યતા રાખવાથી તો એક કરતાં વધારે, અથવા તો 'ત્રણ ઈશ્વર'-માં વિશ્વાસ રાખવા જેવું થાય છે. આ આક્ષેપ એવો તો માલવગરનો છે કે, તેનું ખંડન કરવાની પણ જરૂર જણાતી નથી. ત્રણે પદાર્થોમાં '**અનાદિત્વ**' સમાન છે; પણ તેના બીજા ગુણો એવા નથી, કે જેમાં તે મળતા આવતા હોય. પ્રકૃતિ જડ અને નિષ્ક્રિય છે, જ્યારે ઇશ્વર જીવતો ચેતનરૂપ છે. ઇશ્વર અને જીવમાં યે, ઇશ્વર અનન્ત અને જીવ પરિમિત છે. ઇશ્વર તો સારા યે આકાશમાં ભર્યો પડયો છે, અને સર્વ વસ્તુઓમાં વ્યાપક છે; જ્યારે જીવાત્મા તો એક નાનાસરખા શરીરમાં બંધાયેલો છે. ઇશ્વર સુખદુઃખથી પર છે, જ્યારે જીવ તેને આધીન છે. ઇશ્વર સર્વજ્ઞ છે, જયારે જીવાત્મા અલ્પજ્ઞ છે. જ્યાં આટલો બધો ભેદ હોય, ત્યાં પ્રકૃતિ અને જીવને ઇશ્વર જેવાં માનવાનો આક્ષેપ કેવી રીતે કરી શકાય? શું ઇશ્વરત્વ એ અનાદિત્વનો (other word) પર્યાયવાચી શબ્દ છે? શું કેવળ અનાદિત્વ, એ જ ઇશ્વરનો ગુણ છે?

· ઇશ્વર, સંસારના મૂળ (Efficient cause) કારણ છે, અને પ્રકૃતિ તેનું ઉપાદાન કારણ (Material cause) છે. એ બન્ને અનાદિ છે, અને જીવાત્મા પણ અનાદિ છે.

પરન્તુ, આ સૃષ્ટિ કે જેની ઉપર આપણે વસીએ છીએ, તે, બૌદ્ધો કહે છે તેમ, અનાદિ અને અનન્ત નથી. તેનો આરંભ થયો છે, અને

અંત પણ થશે. એક સૃષ્ટિ, જેટલો વખત સ્થિત રહે છે, તેને 'કલ્પ' કહે છે. અલંકારિક ભાષામા તેને 'બ્રહ્માનો દિવસ' કહે છે, અને તે આપણા ૪,૩૨,૦૦,૦૦,૦૦૦ વર્ષ જેવડો હોય છે * આ સૃષ્ટિ રચાતા પહેલાં, અને તેનો લય થયા પછી પણ એટલાં જ (ચાર અબજ બત્રીસ કરોડ) વર્ષો સુધી, પ્રકૃતિ–ઉપાદાન કારણ (chaos) પ્રલીન અવસ્થા (ગેરવ્યવસ્થા–ગોટાળાવાળી અવસ્થા)મા રહે છે, અને તેને "બ્રહ્મરાત્રિ" કહેવામા આવે છે. કારણરૂપમાથી કાર્યરૂપમા આવતા, તેને 'સૃષ્ટિ' કહે છે, અને કાર્યરૂપમાથી કારણરૂપમા લીન થતા, તેને 'પ્રલય' કહેવામા આવે છે.

અભાવમાથી સૃષ્ટિ ઉત્પન્ન થાય, અથવા તો તેનો સર્વથા અભાવ થઇ જાય, એ બન્ને વાતો તદ્દન અસંભવિત છે આ સૃષ્ટિની ઉત્પત્તિ થઇ તે પહેલા તેનુ ઉપાદાન કારણ (પ્રકૃતિ) chaotic–પ્રલીન અવસ્થામા મોજૂદ હતુ, અને તેની પહેલા બીજી સૃષ્ટિ હતી. એ બીજી સૃષ્ટિની પહેલા વળી પાછી પ્રલીન દશા હતી, અને તેની પહેલાં પણ ત્રીજી સૃષ્ટિ હતી: મતલબ કે અનાદિ કાળથી આવો ક્રમ ચાલ્યો આવે છે, અને તેથી કરીને જ "**પ્રવાહરૂપે સૃષ્ટિ અનાદિ છે**", એમ કહેવામા આવે છે. અત્યારની વર્તમાન સૃષ્ટિનો લય થતા, વળી પાછી નવી સૃષ્ટિ રચવામા આવશે; અને તેનો નાશ થતા ત્રીજી સૃષ્ટિ રચાશે, અને એ પ્રમાણે, અનન્ત કાળ પર્યન્ત, આવો ક્રમ ચાલ્યા કરશે. જેવી રીતે દિવસ પછી રાત્રિ, અને રાત્રિ પછી દિવસ આવે છે, તેવી જ રીતે સૃષ્ટિની ઉત્પત્તિ અને પ્રલયનું અનાદિ અનન્ત ચક્ર સદાને માટે ચાલ્યા કરે છે.

**પરમેશ્વરની સાથે જીવ અને પ્રકૃતિ પણ અનાદિ છે, અને સૃષ્ટિક્રમ પણ પ્રવાહરૂપે અનાદિ છે, એ આર્ય તત્ત્વજ્ઞાનનો**

* જુઓ ઋગ્વેદ ૭–૧–૨–૨૧, મનુસ્મૃતિ અ ૧, શ્લો. ૬૯–૭૨, સ્વામીજી-કૃત 'ઋગ્વેદાદિ ભાષ્ય ભૂમિકા'–પા. ૨૧–૨૬. આ બધામા 'બ્રહ્મદિન'નુ વર્ણન કરવામા આવ્યુ છે.

મુખ્ય સિદ્ધાન્ત છે, એમ વાંચકવર્ગને ભાર દઈને જણાવવાની ભાગ્યે જ જરૂર દીસે છે. સેમેટિક યાને યાહુદી, ખ્રિસ્તી અને મુસલમાની મતમાં, આના કરતાં ઊલટો જ-વિપરિત બોધ આપવામાં આવ્યો છે. એમના મત પ્રમાણે તો આ સૃષ્ટિ જેમ પહેલી છે, તેમ છેલ્લી છે. તેઓ એમ માને છે કે, કોઈ ખાસ સમયે તે અભાવમાંથી (from nothing) ઉત્પન્ન થઈ છે, અને જ્યારે પ્રલયનો સમય આવશે, ત્યારે વળી પાછો તેનો સર્વથા અભાવ થઈ જશે. પરંતુ, આ પ્રલય (Resurrection—રોજે-કયામત) સમયે જીવાત્માઓ બચી જશે; અને તેમાંના થોડા સ્વર્ગમાં અને બાકીના નર્કમાં જશે, અને ત્યાં પોતપોતાનાં કર્મ પ્રમાણે અનંત કાળ સુધી રહીને સુખ કે દુઃખ ભોગવ્યા કરશે.

કોઈ સત્તાવાન વસ્તુ (something) અભાવ (nothing)—માંથી ઉત્પન્ન થાય, અને વળી પાછી તે અભાવમાં લીન થઈ જાય, એમ માનવું એ બુદ્ધિ અને વૈજ્ઞાનિક શોધખોળની વિરુદ્ધ છે; એટલું જ નહીં પણ, એવું માનનારાઓની સામે કેટલાક એવા કઠિન પ્રશ્નો ખડા થાય છે કે, જેના તેઓ સંતોષકારક જવાબો આપી શકતા નથી. જેમ કે, પરમેશ્વરે કોઈ ખાસ સમયે અભાવમાંથી આ સૃષ્ટિ **શામાટે** પેદા કરી, અને વળી પાછો નિયત સમય બાદ, તે તેનો નાશ **શામાટે** કરી દેશે ? શાન્તિથી રહેતા પરમેશ્વરને આવો (ઉપાધિવાળો) ફેરફાર કરવાની કોણે પ્રેરણા કરી? જે ખાસ સમયે આ સૃષ્ટિ પેદા કરવામાં આવી, એ ખાસ સમય પહેલાં, તેને સૃષ્ટિ પેદા કરવાની ઇચ્છા કેમ ના થઈ ? સેમેટિક ધર્મોને માનવાવાળા અમારા મિત્રો, આ પ્રશ્નોના જવાબમાં માત્ર એટલું જ કહી શકે છે કે, એ બધાં ( mysteries ) '**રહસ્યો**' છે. એ ધર્મોની ઘણી યે ત્રુટીઓ —ખામીઓને ઢાંકી દેવા માટે આ '**રહસ્ય**' શબ્દ બહુ ઉપયોગી થઈ પડે છે ! પરન્તુ વૈદિક તત્ત્વજ્ઞાન એવું તો સરસ અને સંપૂર્ણ છે કે, તેમાં આવા પ્રશ્નો ઊઠતા, કે ઊઠી શકતા જ નથી. કારણ કે એ તત્ત્વજ્ઞાન પ્રમાણે, એવો કોઈ સમય નહોતો કે, જ્યારે ઈશ્વરે સૃષ્ટિની પહેલવહેલી

રચના કરી. વળી આ વાત પણ ખાસ ધ્યાનમાં રાખવા જેવી છે કે, સામાન્ય રીતે પરમેશ્વરમાં જે ગુણો હોવાનું કહેવામાં આવે છે, તે ગુણો તેનામાં સૃષ્ટિની ઉત્પત્તિ પહેલાં હતા કે કેમ, અને તેના પ્રલય પછી રહેશે કે કેમ, એ પ્રશ્નનો જવાબ આપવો પણ, સેમેટિક મત મુજબ, મુશ્કેલ થઇ પડે છે. આ સૃષ્ટિની પૂર્વે જ્યારે કોઇ વસ્તુ ઉત્પન્ન જ થઇ નહોતી ત્યારે સેમેટિક મત મુજબ સૃષ્ટિઉત્પત્તિ પહેલાં ઇશ્વરને 'સૃષ્ટા' કેવી રીતે કહી શકાય ? અને જે સમયે ઇશ્વર જાણી શકે એવી વસ્તુ જ ઉત્પન્ન નહોતી થઇ, તે સમયે તે 'સર્વજ્ઞ' હતો, એમ પણ શી રીતે કહી શકાય ? વળી તેને 'ન્યાયકારી' પણ શી રીતે કહી શકાય ? કારણ કે સૃષ્ટિની પહેલાં તો કોઇ જીવ હતો જ નહીં, એટલે તે ન્યાય કોનો કરતો હશે ? એને 'દયાળુ' પણ ના કહી શકાય ! કારણ કે જેની ઉપર તે દયા બતાવી શકે, એવું પહેલાં કોઇ હતું જ નહીં. વળી આ વાત પણ ભૂલવા જેવી નથી કે, આ સૃષ્ટિ જ્યારથી થઇ, અને જ્યાંસુધી રહેશે, ત્યાંસુધીનો, એટલે કે સૃષ્ટિની અવ્વલથી આખર સુધીનો સમય, અનન્તકાળની સરખામણીમાં તો કુછ બિસાતમાં જ નથી. એ સમય તો સમુદ્રના જળ પાસેનાં એક જળના બિન્દુ જેવો ગણાય. વસ્તુતઃ આદિ અને અનન્ત વાળા સમયની ' અનાદિ અને અનન્તકાળ 'ની સાથે સરખામણી જ થઈ શકે નહીં. એ સમય ગમે તેટલો લાંબો હોય તોપણ શું થયું ? વળી યાહુદી, ખ્રિસ્તી અને મુસલમાની મત પ્રમાણે ઇશ્વરને ' નિર્વિકાર ' પણ માની શકાશે નહીં; અને જે જીવોની આદિ ( શરૂઆત ) છે, તેનો અંત નથી, એમ માનવું, એ પણ યુક્તિયુક્ત ગણાય ખરું કે ?

સેમેટિક ધર્મોના સંબંધમાં આવા તો અનેક પ્રશ્નો ઊઠે છે; પણ આ બાબતમાં મૂળ વિષયને છોડીને અમે વિષયાન્તર કરવા ઇચ્છતા નથી.

આજે અમે, બીજા ધર્મોના કરતાં વૈદિક સિદ્ધાન્તો ઉચ્ચ કોટિના અને ઉત્તમ છે, એમ સિદ્ધ કરવાનો ખાસ ઉદ્દેશ ધરાવતા નથીઃ પણ

અહીંયાં તો, વૈદિક શિક્ષણ અને પારસી ધર્મના બોધ વચ્ચે પરસ્પર કેવો સંબંધ છે, તે બતાવવા પૂરતો જ અમારો ઉદ્દેશ છે. પારસી ધર્મગ્રન્થોમાં ઉપર જણાવેલા સિદ્ધાન્તોનું શિક્ષણ ભરેલું છે, એ વાત સિદ્ધ થઈ શકે તેવી છે.

**પહેલા સાસાને** લખ્યું છે કેઃ—" જીવાત્મા, અપ્રાકૃતિક, અખંડનીય, અનાદિ અને અનન્ત છે." ×

ઉપરનાં વચન પર ટીકા કરતાં પારસી ધર્મગ્રન્થોના અંતિમ લેખક, **પાંચમા સાસાને**, પહેલાં આત્માને, અપ્રાકૃતિક અને અખંડનીય સિદ્ધ કર્યા પછી, લખ્યું છે કેઃ—

" આટલાં વિવેચન પછી, હવે હું કહું છું કે આત્મા અનાદિ અને અનન્ત છે; કારણ કે, દરેક ઉત્પન્ન થયેલી વસ્તુનું 'ઉપાદાન કારણ' કે જેમાંથી તે પેદા થઈ હોય, તે, તેની પહેલાં મોજૂદ હોવું જ જોઇએ. આ ન્યાયે, જો આત્માઓ અનાદિ અને અનન્ત ના હોય તો તે પ્રકૃતિમાંથી ઉત્પન્ન થયેલા હોવા જોઇએ; પણ એ માન્યતા ખોટી છે, અને અમે તેનું પહેલાં જ ખંડન કરી ચૂકયા છીએ." ઉપાદાન કારણને પણ અનાદિ અને અનન્ત સિદ્ધ કરવા માટે, આ જ યુક્તિ અને દલીલ વાપરી શકાય તેમ છે.

પારસી ગ્રન્થોમાં 'સૃષ્ટિ' અને 'પ્રલય'ના ચક્રતા બોધ પણ સ્પષ્ટ રીતે આપવામાં આવ્યો છે. તેમાં 'સૃષ્ટિ' તથા તેની પછી થનારા 'પ્રલય' બન્નેને માટે, ' મિહચર્ખ ' એવો શબ્દ વાપરવામાં આવ્યો છે, જે સંસ્કૃત 'મહાચક્ર' ને મળતો આવે છે. પહેલા સાસાનના ગ્રન્થમાં લખ્યું છે કેઃ—

× સાસાન ૧-૮: 'દસાયુલ-ઉલ-મશીઆ'—જુઓ-બદાંકના મ. દેવીપ્રસાદે " પહેલા સાસાનના પ્રેરિત પત્રો તથા પાંચમા સાસાનની તે પરની ટીકા " નો જે ઉર્દૂ તરજૂમો કર્યો છે તે

" મિહચર્ખના પ્રારંભમાં સૃષ્ટિને બનાવવાનું કાર્ય નવીન પ્રકારે શરૂ થાય છે. આ મિહચર્ખમાં જે રૂપ, ક્રિયા અને જ્ઞાનનો પ્રાદુર્ભાવ થાય છે, તે, તેની પૂર્વેનાં મિહચર્ખના જેવાં જ હોય છે. તેમાં જરાય ફેર હોતો નથી."

આ લેખ * ઉપર પાંચમા સાસાને નીચે મુજબની ટીકા કરી છેઃ—

" મિહચર્ખના પ્રારંભમાં તત્વોનું જોડાણ થવાનું કામ શરૂ થાય છે; અને એ સમયે જે વસ્તુ પેદા થાય છે, તે વચન તથા કર્મમાં, પૂર્વવર્તી ( previous ) મિહચર્ખના જેવી જ હોય છે; પરન્તુ રૂપ કે આકૃતિમાં તે પહેલાંના જેવી જ હોવી જોઇએ, એવો કાંઈ નિયમ નથી."

આની સાથે નીચે લખેલા ઋગ્વેદના મંત્રની તુલના કરી શકાય એવું છેઃ—

ऋतञ्च सत्यञ्चाभीद्धात्तपसोध्यजायत ततो राज्यजायत।
ततः समुद्रो अर्णवः। समुद्रादर्णवा दधि संवत्सरो अजायत।
अहो रात्राणि विदधद्द् विश्वस्य मिषतो वशी। सूर्य्याचन्द्रमसौ
धाता यथापूर्वमकल्पयत्। दिवंच पृथ्वीचान्तरिक्षमथो स्वः॥

ઋગ્વેદ, મંત્ર ૧૦; સૂક્ત ૧૯૦–૧.

## ( સૃષ્ટિવિકાસની પહેલાં )

અર્થ :—" પરમાત્માએ પોતાનાં જ્ઞાન અને પરાક્રમથી, પહેલાં અનાદિ ઉપાદાન કારણને પ્રગટ ( ઉત્પન્ન નહીં. ) કર્યું. એ સમયે દિવ્ય–બ્રહ્મરાત્રિ હતી. ઉપાદાન કારણ પ્રગટ થતાં, પ્રથમ આકાશ અને અન્તરિક્ષની સ્થાપના કરી; આકાશ સ્થાપ્યા પછી ( કાળ ) સંવત્સર માટેની ગતિ પેદા કરી; પછી સંસારને વશ કરવાવાળા પરમાત્માએ દૈનિક ગતિની ઉત્પત્તિ કરી; ( તેના વડે રાત્રિ અને દિવસ થાય છે. ) પછી

* સાસાન શ્લો—૧૧૫-૧૧૬.

સંસારને ધારણ કરવાવાળા ઇશ્વરે, પૂર્વકલ્પ ( Cosmos )માં જે પ્રમાણે રચના કરી હતી, તે જ પ્રમાણે, સૂર્ય, ચન્દ્ર, પૃથ્વી તથા વચ્ચે વચ્ચે જગ્યા રાખીને આકાશનાં અન્ય નક્ષત્રોની રચના કરી. ”

વૈદિક ગ્રન્થોમાં સૃષ્ટિ–ઉત્પત્તિ વિષે જેટલું વિસ્તારપૂર્વક લખવામાં આવ્યું છે, તેટલું પારસી ધર્મનાં પુસ્તકોમાં લખવામાં આવ્યું નથીઃ છતાં ઉપરોક્ત પ્રમાણથી સિદ્ધ થાય છે કે, પારસી ધર્મની શિક્ષા, વૈદિક ધર્મમાંથી ગ્રહણ કરવામાં આવી છે. આગળના ૪થા પ્રકરણના ચોથા ભાગમાં, અમે પહેલેથી જ સિદ્ધ કરી બતાવ્યું છે કે, આકાશ, પૃથ્વી, વનસ્પતિ, પશુ અને મનુષ્ય આદિ વિવિધ વસ્તુઓની રચનાનો જે ક્રમ ‘ યજુર્વેદ ’માં વર્ણવવામાં આવ્યો છે, તે જ ક્રમ ‘ ઝન્દાવસ્તા ’માં પણ આપવામાં આવ્યો છે. સૃષ્ટિઉત્પત્તિ વિષે, ( Genesis ) ‘ પેદાયશની કિતાબ ’ના ૧લા અધ્યાયમાં, હજરત મુસાએ જે લેખ લખ્યો છે, તે જરથુસ્તી સિદ્ધાન્તોની નકલ માત્ર છે. ‘ બાઇબલ ’ના લખનારાઓએ ‘ સૃષ્ટિ–ઉત્પત્તિ ’નો માત્ર આટલો જ અંશ ઉંચકી લીધો છે. તેમનાં લખાણ ઉપરથી જોઇ શકાય છે કે, તેઓએ, અત્યારની ‘ વર્તમાનસૃષ્ટિ ’ના કરતાં, પોતાના વિચારોને વધારે આગળ વધવા દીધા નથી; અને ‘ આ સૃષ્ટિની પહેલાં કોઇ સૃષ્ટિ હતી કે નહીં ? અને આ સૃષ્ટિનો નાશ થઇ ગયા પછી, બીજી કોઇ સૃષ્ટિ થશે કે નહીં ? ’ એ પ્રશ્નો પર વિચાર કરવાની તેઓએ તસ્દી જ લીધી નથી ! વળી, ‘ આ સંસાર અભાવમાંથી ઉત્પન્ન થયો, કે પહેલાં જે ઉપાદાન કારણ ઉપસ્થિત હતું, તેમાંથી થયો ? ’ એ સવાલ પણ તેઓનાં મનમાં ઊઠયો હોય એમ જણાતું નથીઃ કારણ કે સેમેટિક મત મુજબ, આ સૃષ્ટિ અભાવ–શૂન્યમાંથી પેદા થઇ, અને તે પહેલી ને છેલ્લી જ વાર પેદા થઇ છે, એમ સામાન્ય રીતે માનવામાં આવે છે; પણ ‘ બાઇબલ ’માં આ સિદ્ધાન્તનું કોઈ જાતનું સ્પષ્ટ વર્ણન કરવામાં આવ્યું હોય, એમ જોવામાં જ આવતું નથી. ઉપરાંત, આ વાત પણ ખાસ ધ્યાનમાં રાખવા જેવી છે કે, ‘ પેદાયશની કિતાબ ’

( બાઇબલ )ના પ્રારંભમાં જે "બારા" ( Bara ) શબ્દ વાપરવામાં આવ્યો છે, તે મૂળ 'હિબ્રુ' શબ્દ છે; અને તેનો અનુવાદ "ઉત્પન્ન થયું" એવો કરવામાં આવ્યો છે; પણ તેનો ખરેખરો શુદ્ધ અર્થ "**કાપ્યું, કોઈ વસ્તુમાંથી કાપીને બનાવ્યું.**" એવો થાય છે: આ ઉપરથી એમ માનવાને કારણ મળે છે કે, 'પેદાયશની કિતાબ'નો કર્તા, કદાચ, 'સૃષ્ટિ–ઉત્પત્તિ' પહેલાં, તેનું ઉપાદાન કારણ ( પ્રકૃતિ ) અસ્તિત્વમાં હતું', એવો વિશ્વાસ ધરાવતો હશે. પરન્તુ પાછળથી, વૈદિક શિક્ષાનાં મૂળતત્વો જેમ જેમ ભુલાતાં ગયાં, તેમ તેમ 'આ સૃષ્ટિ પહેલી અને છેલ્લી છે; તે અભાવ–શૂન્યમાંથી ઉત્પન્ન થઇ છે; અને પાછી શૂન્યવત્ થઇ જશે.' એવો જે સેમેટિક મત છે, તે સર્વત્ર ફેલાઇને દૃઢ થઇ ગયો હશે, એમ લાગે છે. પણ આવી માન્યતા કેવી અયુકત અને વિજ્ઞાન વિરૂદ્ધની છે, તે અમે પહેલાં જ બતાવી ચૂકયા છીએ.

હવે આ વાત સહેલાઇથી સિદ્ધ કરી શકાશે કે બૌદ્ધોના સિદ્ધાન્ત પણ વૈદિક ધર્મના શિક્ષણની સાથે સંબંધ રાખતા હતા. સૃષ્ટિ અનાદિ અને અનન્ત છે, એવો જે બૌદ્ધોનો સિદ્ધાન્ત છે, તે તો ઠીક છે, અને તે દેખીતી રીતે વૈદિક મતનું સમર્થન કરે છે; પણ બૌદ્ધો જ્યારે એમ કહે છે કે, અત્યારનો વર્તમાન સંસાર, કે જેમાં આપણે વસીએ છીએ, તે આદિ અને અન્ત વગરનો છે, ત્યારે તેઓ ગંભીર ભૂલ કરે છે. સેમેટિક સિદ્ધાન્ત આનાથી તદ્દન ઊલટો છે. એ મતમાં, સૃષ્ટિની આદિ છે, અને અંત પણ છે, એવો જે વિશ્વાસ રાખવામાં આવે છે, તે તો ઠીક છે; પરન્તુ એ ( સેમેટિક ) મત મુજબ, જ્યારે એવી માન્યતા આગળ કરવામાં આવે છે કે, આ વર્તમાન સંસાર પહેલાં બીજી કોઇ સૃષ્ટિ થઇ જ નથી, અને આ સૃષ્ટિના નાશ પછી, બીજો કોઇ સંસાર થવાનો જ નથી, ત્યારે મોટી ભૂલ કરવામાં આવે છે. બીજા શબ્દોમાં કહીએ તો, બૌદ્ધ અને સેમેટિક મતો, જે વાતો ( Affirms ) માને છે, તેમાં તો સાચા છે; પણ જે વાતો ( denies ) માનતા નથી, તેમાં ખોટા છે. એટલે

અંશે એ બન્ને મતો અપૂર્ણ છે. એક, એક વાતમાં ભૂલ કરે છે, તો બીજો, બીજી વાતમાં ભૂલ કરે છે. બન્નેને સાથે લઇએ તો તે એકબીજાની પૂર્તિ કરી શકે ખરા. વસ્તુતઃ વૈદિક શિક્ષા, **મૂળસિદ્ધાન્ત છે,** અને બૌદ્ધ તથા સેમેટિક મત તેમાંથી જ નીકળ્યા છે. આ બન્ને મતો વૈદિક ધર્મના પૃથક પૃથક અને અપૂર્ણ અંશ છે. એકે એક ભાગ ઉપાડી લીધો છે, તો બીજાએ બીજો ભાગ ઊંચકી લીધો છે.

## (૮) પુનર્જન્મ.

'હું કયાંથી આવ્યો છું ?' અને 'હું કયાં જવાનો છું ?' આ પ્રશ્નો દરેક સમયમાં અને પ્રત્યેક જમાનામાં પુછાતા રહ્યા છે. આગલા ભાગમાં બતાવ્યા પ્રમાણે, 'સૃષ્ટિ-ઉત્પત્તિ' વિષે જેમ અનેક પ્રશ્નો ઉપસ્થિત થાય છે, તેમ જીવનના સંબંધમાં પણ, ઉપર જણાવ્યા છે તેવા અનેરા પ્રશ્નો ઉદ્‌ભવ્યા વગર રહેતા નથી. સૃષ્ટિનો સંબંધ ઉપાદાન કારણ (પ્રકૃતિ)ની સાથે છે; અને જીવનનો સંબંધ આત્માની સાથે છે. પહેલાનો સંબંધ 'ભૌતિક વિજ્ઞાન'ની સાથે છે, અને બીજાનો સંબંધ 'આધ્યાત્મિક જ્ઞાન'ની સાથે છે. પરન્તુ, ધર્મના વિશાળ ક્ષેત્રની અંદર તો એ બન્નેનો સમાવેશ થઇ જાય છે; અને દરેક ધર્મે, એ બન્ને પ્રકારના (ભૌતિક અને આધ્યાત્મિક) પ્રશ્નોના યથાસ્થિત જવાબ દેવા જોઇએ.

સૃષ્ટિ વિષયક પ્રશ્નોની માફક, જીવન સંબંધી સવાલોની બાબતમાં પણ વૈદિક ધર્મના જવાબો સેમેટિક (યાહુદી, ખ્રિસ્તી, મુસલમાની) મતના કરતાં, તદ્દન ઊલટા અને વિપરિત જણાય છે. વસ્તુતઃ દરેક ધર્મે, સૃષ્ટિને લગતા પ્રશ્નોના જેવા જવાબો આપ્યા છે, તેવા જ જવાબો જીવનને લગતા સવાલોના પણ આપી દીધા છે.

આપણે જોઇ ગયા છીએ કે, વૈદિક મત મુજબ, વર્તમાન સૃષ્ટિ, એ એવા જ પ્રકારની અસંખ્ય સૃષ્ટિઓ માંહેની એક છે. એ જ પ્રમાણે, અમારું હાલનું જીવન, એ અનન્ત યોનિચક્રના ક્રમ માંહેનું એક છે, એમ

મણુ વૈદિક ધર્મ માને છે. અહીંયાં એમ માનવાની જરૂર નથી કે, પૂર્વનાં બધાં જીવનો પણ ' મનુષ્યજીવન 'જ હોવાં જોઇએ. ઉપાદાન કારણ ( પ્રકૃતિ )ની માફક આત્મા પણ અનાદિ અને અનન્ત છે; યોગ્ય શબ્દોમાં કહીએ તો તે અજર ( કદી જન્મતો નથી ) અને અમર ( કદી મરતો નથી ) છે.

' કઠોપનિષદ ' માં કહ્યું છે કેઃ—

न जायते म्रियते वा विपश्चिन्नायं कुतश्चिन्न बभूव कश्चित् ।
अजो नित्यः शाश्वतोऽयं पुराणो न हन्यते हन्यमाने शरीरे ॥

કઠ. અ. ૧, વલ્લી ૨, મંત્ર ૧૮.

અર્થઃ—" આ ચેતન આત્મા નથી પેદા થતો કે નથી મરતો. તે કોઇ વસ્તુમાંથી બનનો નથી, અને તેમાંથી કોઇ વસ્તુ બનાવી શકાતી નથી. એ અજ, અનાદિ, અનન્ત અને સનાતન છે; અને જ્યારે શરીરનો નાશ ( મૃત્યુ ) થાય છે, ત્યારે પણ એ અજર અમર આત્માનો તો નાશ થતો જ નથી."

આત્માનો કોઇ શરીરવિશેષની સાથે સંબંધ જોડાય, તેને 'જન્મ' કહે છે; અને એ શરીરના વિયોગને ' મૃત્યુ ' કહે છે. એક નાશવાન દેહ ( Mortal coil ) ને છોડીને, આત્મા પોતાનાં કર્મ પ્રમાણે, મનુષ્ય, પશુ કે વનસ્પતિની યોનિમાં પણ જઇ શકે છે. અત્રે અમે ' કઠોપનિષદ'માંથી બીજું અવતરણ રજૂ કરીએ છીએઃ—

हन्त त इदं प्रवक्ष्यामि गुह्यं ब्रह्म सनातनम् ।
यथा च मरणं प्राप्य आत्मा भवति गौतम ॥
योनिमन्ये प्रपद्यन्ते शरीरत्वाय देहिनः ।
स्थाणुमन्येऽनुसंयन्ति यथा कर्म यथा श्रुतम् ॥

કઠવલ્લી ૫–૬–૭.

અર્થઃ— હે ગૌતમ ! " મૃત્યુ પછી આત્મા કયાં જાય છે?" એ પ્રશ્નનું જે સનાતન અને દિવ્ય રહસ્ય છે, તે હું હવે તમને સમજાવું છું.

" કેટલાક આત્માઓ પોતાનાં કર્મ તથા જ્ઞાન પ્રમાણે બીજું શરીર ધારણ કરી લે છે, અને કેટલાક આત્માઓ વનસ્પતિ અવસ્થામાં ચાલ્યા જાય છે. "

જ્યાં સુધી આત્મા પોતાનાં બધાં પાપોથી મુકત થઇને, યોગ દ્વારા સત્ય અને પૂર્ણ જ્ઞાન પ્રાપ્ત કરી, મુકિત યા નિર્વાણ પદને પ્રાપ્ત કરે છે, અને પરમેશ્વરના સંયોગ વડે પૂર્ણાનન્દનો ઉપભોગ કરે છે, ત્યાં સુધી આ જન્મમરણનો, આવાગમનનો ક્રમ ચાલ્યા કરે છે.

પહેલાં કહેવામાં આવ્યું છે તેમ, સેમેટિક મતાનુસાર આ સંસાર, અત્યારે જેવો જોવામાં આવે છે, તેવા રંગઢંગનો સૌથી પહેલો તેમજ સૌથી છેલ્લો છે; અને એ મતો મુજબ, આપણું વર્તમાન જીવન પણ માત્ર એક જ વખત પ્રાપ્ત થાય છે. સેમેટીક મતો એમ માને છે કે, આત્મા, ભૌતિક દેહની સાથે પેદા થાય છે, પણ તે શરીરની સાથે નાશ પામશે નહીં, અને ફરીથી નવું શરીર ધારણ પણ કરશે નહીં.

મૃતોત્થાન-રોજે કયામત સુધી તે પોતાના ભાગ્યના નિર્ણયની રાહ જોયા કરશે; અને ન્યાયવ્યવસ્થા ( Day of Judgment )ને દિવસે ઇશ્વર પ્રત્યેક આત્માનો ઇન્સાફ કરી, પુણ્યાત્માઓને બેહેસ્તમાં અને પાપાત્માઓને દોજખમાં મોકલવાનો હોવાથી, તે પોતાના કર્માનુસાર સ્વર્ગ અથવા નર્કમાં જશે.

સૃષ્ટિ સંબંધી પ્રશ્નોની માફક, આત્મા વિષે આવો સિદ્ધાન્ત માનવાવાળાઓને પણ અનેક કઠિન પ્રશ્નોના જવાબ આપવા પડે એવું છે. પરમાત્માએ અભાવ ( Nothing ) માંથી (Something) આત્માઓને કેમ બનાવ્યા ? અને તેમાંના કેટલાકને સુખી અને કેટલાકને દુઃખી કેમ

બનાવ્યા ? કદાચ એમ માની લેવામાં આવે કે, ખુદાએ આત્માઓને બનાવ્યા, તો પછી સવાલ એ થાય છે કે, તેણે માત્ર અમુક અમુક આત્માઓને જ શારીરિક, માનસિક અને સદાચારિક ઉત્તમ ગુણોનું પ્રદાન કેમ કર્યું ? બધા આત્માઓમાં આવા ગુણો કેમ ના મૂકયા ? એણે કોઇને સારી અને કોઇને માઠી દશામાં કેમ મૂકયા ? સુખ, દુઃખ, જ્ઞાન અને આચારવિચારની વિષમતા અને વિવિધતા, એટલી તો સત્ય અને સચ્ચોટ છે કે, કોઇ તેનો ઇનકાર કરી શકે એવું છે જ નહીં; અને ગમે તેટલો તર્ક દોડાવવામાં આવે તોપણ, તેની યથાર્થતાને ચપટીમાં ઉડાવી દેવાય તેમ છે જ નહીં. જો આત્માનાં પૂર્વનાં શુભ કે અશુભ કર્મો ના હોય, તો પછી શું ખુદા એવો મનસ્વી અને અન્યાયી છે, કે કોઇને સજા કરે, અને કોઇની ઉપર મહેરબાની બતાવે ? પૂર્વનાં કર્મ વગર સારેમાઠે સ્થળે જન્મ કેમ થાય? અને માણસ સદાચારી કે દુરાચારી કેમ બને ? જ્યારે અમારા મિત્રોની સામે આવા જટિલ પ્રશ્નો ખડા થાય છે, ત્યારે તેઓ ( Mystery ) 'રહસ્ય' શબ્દનો આશ્રય શોધવાનાં ફાંફાં મારે છેઃ કારણ કે તેમને માટે, પોતાની બચાવ ના થઇ શકે એવી કઢંગી હાલતમાંથી છટકી જવાનો માત્ર એ જ એક માર્ગ રહે છે.

આ સિદ્ધાન્ત એવો છે કે, જેની શરૂઆત અન્યાયથી થાય છે, અને જેનો અંત પણ અન્યાયમાં જ આવે છે. મનુષ્યજીવન ભલે ગમે તેટલું દુષ્ટ અને પાપી હોય, છતાં ન્યાયની રૂએ, તે અનન્તકાળ પર્યન્ત નર્કની યંત્રણા ભોગવવાને માટે પાત્ર બનતું નથી. ન્યાયના સાથે દયાને ભેળવવામાં ના આવે, તોપણ સજાની માત્રા અપરાધના પ્રમાણમાં તો હોવી જોઇએ ને ? એક માણસ ભલે જીવનભર ૧૦૦ વર્ષ સુધી દુષ્ટ કર્મો કર્યા કરે, છતાં સો વર્ષના ગુન્હા માટે, તેને અનન્તકાળ પર્યન્ત નર્કાગ્નિની કઠોર યંત્રણા ભોગવવાની સજા કરવામાં આવે, એ કઇ જાતનો ન્યાય કહેવાય? સદાને માટે સજાનો વિચાર જ અત્યંત ભયંકર અને ઘૃણાસ્પદ છે; અને તેથી ઘણા વિચારશીલ ખ્રિસ્તીઓ તેનો વિરોધ કરે છે. તેઓ તેમ કરે તેમાં

નવાઇ પણ નથી; કારણ કે આવા અગડંબગડં સિદ્ધાન્તની ગોળી, બુદ્ધિવાદને ગળે ઊતરે એવી નથી!

લૉક (*Locke) જેવા વિદ્વાન વિચારકોએ, આ વાતને ઓળીટોળી નાખવા માટે, એવો જવાબ આપીને, છૂટકારાનો દમ ખેંચ્યો છે કે, "કેવળ પુણ્યશાળી આત્માઓને અનન્તકાળ પર્યન્ત સુખોપભોગ કરવાનું ફળ મળે છે; બાકી પાપાત્માઓનો તો નાશ થઇ જાય છે; એટલે કે તેમનાં તો અસ્તિત્વ જ ટળી જાય છે." કેવો સરસ જવાબ છે? અભાવમાંથી આત્માના ઉત્પન્ન થવાની વાત જેટલી અસંભવિત છે, તેટલી જ તેનાં અસ્તિત્વનો સર્વથા નાશ થઇ જવાની વાત પણ બેહૂદી અને અસંભવિત છે. આ જવાબ પ્રમાણે તો, નર્ક સંબંધી સિદ્ધાન્ત હવામાં ઊડી જાય છે; એટલું જ નહીં, પણ આત્માના અમરપણાની માન્યતા પણ કેવળ કાલ્પનિક જ થઇ પડે છે. આ તો પાયા વગરની ઇમારત ચણવા જેવી વાત છે!

જ્યાં આત્માનું સારું યે ભવિષ્ય–કહો કે અનન્તકાળનાં સુખદુઃખનો સવાલ સમાયેલો હોય, ત્યાં તેને માત્ર એક જ વખત તક આપવામાં આવે, એ ન્યાયયુક્ત છે? મનુષ્યજીવન, એ એક પ્રકારની સખત નૈતિક કસોટી છે, એ વાતનો કોઇ અસ્વીકાર કરી શકે એમ નથી. આપણા માર્ગમાં ડગલે ને પગલે જાતજાતનાં પ્રલોભનો અને લાલચો ખડકાયલાં જોવામાં આવે છે, અને ઘણાં માણસો સહેલાઇથી એની જાળમાં ફસાઇ જાય છે. ખ્રિસ્તી લોકો તો, સંસાર માંહેનાં આટલાં બધાં પાપોનું કારણ બતાવવા માટે, શયતાનના વ્યક્તિત્વમાં માને છે; અને આદમે પાપ કર્યું, તેથી મનુષ્યોના આત્મામાં પાપનું બીજ વવાયું, એ સિદ્ધાન્તમાં વિશ્વાસ રાખવાનું પણ આવશ્યક સમજે છે. આવા સંજોગોમાં આત્માને માત્ર એક જ વાર કસોટીની–પરીક્ષાની તક આપવામાં આવે છે; વધુ વાર નહીં. જો એ

* જુઓ—લૉકની "રીઝનેબલનેસ ઑફ ક્રિશ્ચિયાનિટી" અને થોમસ ફાઉલરનું "લૉકનું જીવનચરિત્ર" પા. ૧૫૫-૧૫૭.

પરીક્ષામાં તે સફળ થાય તો સારી વાત છે, નહીંતર નો તેને અનન્તકાળ પર્યન્ત દુ:ખ ભોગવવું પડે છે; કારણ કે 'મૃતોત્થાન'ને દિવસે તેને અનન્તકાળને માટે સજા કરવામા આવે છે, અને પછી તેની મુક્તિને માટે કોઇ આશા જ રહેતી નથી. સેમેટિક મતો મુજબ, આત્માને સુધરવાની તક જ મળતી નથી. બસ, એક જ વખત ન્યાય અપાય, અને સજા સદાને માટે થાય! પ્રિય વાચક! હવે તું આ મતની સાથે 'પુનર્જન્મના વૈદિક સિદ્ધાન્તને સરખાવી જો. વેદમતાનુસાર જૂનેના આત્માને ઊતરતા પ્રકારના પ્રાણીઓમાં જન્મ લેવો પડે છે, અને ત્યા તેના કુકર્મોનું ફળ પૂરેપૂરું મળી રહ્યા પછી, તેને ફરી પાછો મનુષ્યદેહ પ્રાપ્ત થાય છે. પછી તે સ્વતન્ત્રતાપૂર્વક, જ્ઞાન પ્રાપ્ત કરીને સારે કે નઠારે માર્ગે જઇ શકે છે, અને સારા કર્મો કરીને, મોક્ષ પ્રાપ્ત કરવાની તેને નવેસરથી તક મળે છે. એક જન્મના ગુન્હા માટે, તે સદાને માટે દુ:ખી થતો નથી.

અમે એમ પણ કહેવા માગીએ છીએ કે, સાધારણ રીતે તમામ આત્માઓને, ભલાઇ અને બુરાઇની બે શ્રેણીઓમા વિભક્ત કરીને, ભલા આત્માઓને સદાને માટે સ્વર્ગમા, અને બૂરા જીવોને હમેશને માટે નર્કમા મોકલવામા ન્યાયનો પુરેપુરો તરીકો જળવાતો નથી. મનુષ્યોના કર્મ ભિન્ન ભિન્ન પ્રકારના હોય છે, અને જેમ મનુષ્યો જાતજાતનાં હોય છે, તેમ ભલાંબૂરા કર્મોની પણ જુદી જુદી જાતની શ્રેણીઓ હોય છે. ન્યાયપૂર્ણ અને ઉચિત વ્યવહારને માટે તેથી જરૂરતું છે કે, સજા અને મહેરબાનીના પણ ભિન્ન ભિન્ન પ્રકાર હોવા જોઇએ. પણ જો 'પુનર્જન્મ' નો પ્રબંધ કરવામા આવે તો જ આ પ્રમાણે બની શકે; કારણ કે જો અનેક જન્મો થતા હોય તો જ ભલાબૂરા કર્મો પ્રમાણે સુખદુ:ખની અનેક કક્ષાઓની ગોઠવણ થઇ શકે પુનર્જન્મ વગર તેમ બની શકે નહી.

## પારસીઓ પુનર્જન્મમાં માને છે.

વૈદિક ધર્મની માફક પારસી ધર્મમા પણ 'આવાગમન'નું શિક્ષણ

આપવામાં આવ્યું છે. હોશંગ ( પા. ૧૪ )માં લખ્યું છે કે, " જરી-પુરાણું ( frame ) શરીર છોડીને નવો દેહ ધારણ કરવો અનિવાર્ય છે," વળી " નામા મિહાબાદ " ( પા. ૬૬-૬૭ )માં પણ લખ્યું છે કે, " પોતાનાં કર્મ અને જ્ઞાન પ્રમાણે પ્રત્યેક મનુષ્યને સ્વર્ગ અથવા નક્ષત્રોમાં સ્થાન મળે છે, અને ત્યાં તે હમેશને માટે રહે છે. જેણે સારાં કર્મો કર્યાં હોય, અને જેની સંસારમાં આવવાની ઇચ્છા થાય, તે રાજા, મંત્રી, સમ્રાટ કે ધનવાન પુરુષનો જન્મ ધારણ કરે છે, અને પોતાનાં કર્મોનું ફળ પ્રાપ્ત કરે છે. " બાદશાબાદ નબીના મત મુજબ, રાજા બાદશાહોના આનંદ અને ઉપભોગમાં, જે દુઃખ, શોક કે રોગ પીડા કરે છે, તે તેનાં પૂર્વજન્મમાં કરેલાં કુકર્મોનું પરિણામ હોય છે. "

ઉપરના લેખ પર ટીકા કરતાં **પાંચમો સાસાન** કહે છે કે, " અશુભ કર્મોનાં અશુભ, અને શુભ કર્મોનાં શુભ ફળ મળે છે; કારણ કે જો ઇશ્વર કુકર્મો માટે સજા ના કરે, અથવા તે મોટા ગુન્હા માટે નાની નજીવી સજા કરે, નો તેને ન્યાયકારી કહી શકાય નહીં. "

' નામા મિહાબાદ 'માંથી અમે બીજી વાર ઉતારો લઇએ છીએ. તેમાં લખ્યું છે કે, " જે માણસો કુકર્મી હોય છે, તેમને મનુષ્યશરીરમાં જ દુઃખ, દર્દ અને દંડની સજા કરવામાં આવે છે. દાખલા તરીકે, મંદવાડ, માતાના ગર્ભમાં થતી તથા બહાર નીકળ્યા પછી થતી પીડા, આત્મઘાત, ક્રૂર અને હાનિકારક જીવોથી થતું દુઃખ, મૃત્યુ, દરિદ્રતા અને ચિંતા વગેરે વગેરે, જન્મથી માંડીને મરણ પર્યન્ત, જે જે દુઃખો ભોગવવાં પડે છે, તે આગલા જન્મનાં કર્મોનું જ પરિણામ છે; અને દુઃખોની માફક, જે સુખો મળે છે, તે પણ આગલા જન્મનાં કર્મોનાં જ ફળ હોય છે, એ વાત પણ એટલી જ સત્ય છે. " ( મિહાબાદ પા. ૭૦ )

" સિંહ, ચિત્તા, વાઘ, વરુ વગેરે જે ક્રૂર પ્રાણીઓ છે, અને જે પશુ, પક્ષી, કીડા, મંકોડા વગેરેને હાનિ પહોંચાડે છે, તે પૂર્વ જન્મમાં પ્રતિષ્ઠિત

અને ઉચ્ચ પદ્દીવાળાં મનુષ્યો હતાં; અને જે પશુ * વગેરે તેનાં ભોગ બને છે, તે આગલા જન્મમાં તેમના મંત્રી, સેવક અથવા તો સહાયક હતાં. પ્રતિષ્ઠિત પુરુષો આવા સેવકોની મંત્રણા કે સહાયતાથી બૂરાં કર્મો કરતા, અને એ રીતે તેઓ ( સેવકો ) અનુપકારી તથા નિરપરાધી જીવોને દુઃખ-રૂપ બનતા, તેથી બીજા જન્મમાં તેઓ, એ શાસક અને સ્વામીઓને હાથે સજા ભોગવે છે." ( મિહાબાદ, ૭૧ )

"અન્તમાં આ જાનવરો, જે કોઇ સમયે ઉચ્ચ પદવીવાળાં હતાં, તે કોઇ દુઃખ, દર્દ કે જખમથી મરી જાય છે, અને એ રીતે પોતાનાં કર્મનું ફળ ભોગવે છે. આમ છતાં જો કાંઇ પાપ બાકી રહી જાય, તો એ જીવો તથા તેમના સહાયક જીવો ફરીથી જન્મ ધારણ કરીને, બાકી રહેલાં કર્મોનાં ફળ ભોગવે છે." ( મિહાબાદ, ૭૨ )

ઉપરના લેખ પર ટીકા કરતાં, **પાંચમો સાસાન** લખે છે કેઃ— "જ્યાં સુધી પાપની માત્રા પૂરી નહીં થાય, ત્યાં સુધી તેઓ દંડ ભોગવ્યા જ કરશે; પછી ચહાય તો એક જન્મમા પૂરી થાય, કે ચહાય તો ૧૦ કે ૧૦૦ કે તેથી વધુ જન્મમાં પૂરી થાય."

**'નામા મિહાબાદ'**માં લખ્યું છે કેઃ—"તમે **'જન્દબાર'** જાનવરોને મારશો નહીં. એટલે કે જે જાનવરો બીજાં જાનવરોને મારતાં ના હોય, કે તેને હાનિ પહોંચાડતાં ના હોય, તેને તમારે મારવાં નહીં: જેમ કે, ઘોડા, ગાય, ઊંટ, ખચ્ચર, ગધેડાં અને એવા પ્રકારનાં બીજાં નિર્દોષ પ્રાણીઓને મારવાં નહીં. આવાં જાનવરોનો તમે ઘાત કરશો નહીં.; કારણ કે સર્વજ્ઞ

---

* આ માત્ર પોકળ કલ્પના લાગે છે. કેટલાંક સંસ્કૃત પુસ્તકોમાં ખાસ કરીને પુરાણોમાં આવી, અને આના કરતાં યે વધારે ગપગોળા જેવી ઘણીયે કલ્પિત વાતો લખવામાં આવી છે; પણ વાસ્તવમાં 'પુનર્જન્મ'ના સિદ્ધાન્તનું આ આવશ્યક અંગ નથી. આવી વાતોથી, જે સિદ્ધાન્ત, ઇશ્વરી ન્યાયને યુક્ત અને તાત્વિક રીતે સિદ્ધ કરે છે, અને સંસારના સુખદુઃખના વિષય વિભાગનું કારણ બતાવે છે, તેનું મહત્વ ઓછું થવું જોઇએ નહીં.

પરમેશ્વરે, તેમને સજા કરવાની બીજી રીતો અખત્યાર કરી છે. જેમ કે ઘોડા પાસેથી સવારીનું કામ લેવામાં આવે છે, અને બેલ, ઊંટ, ખચ્ચર અને ગધેડાં પાસે બોજો ઊંચકાવવામાં આવે છે." (મિહાબાદ. ૭૪)

"જો કોઇ સમજદાર આદમી 'જન્દવાર' જાનવરોને મારે છે, અને જો તેને આ જીવનમાં પરમેશ્વર કે રાજા તરફથી એને માટે સજા થતી નથી, તો બીજા જન્મમાં તેને એ પાપકર્મનું ફળ ભોગવવું પડે છે." (મિહા.,૭૫)

"મૂર્ખ અને નિરપરાધી મનુષ્યને મારવું જેટલું ખરાબ છે, તેટલું જ 'જન્દવાર' જાનવરોની હત્યા કરવી, એ બૂરું છે." (મિ. ૭૬)

"કારણ કે મૂર્ખ મનુષ્યોની માફક જન્દવાર જાનવરોને બોજો ઊચકવો પડે છે, અને ઇશ્વરના કોપને લીધે જ તેઓ એવી દશાને પામે છે." (મિહા. ૭૭) *

જો 'તુન્દવાર' એટલે કે બીજાં જાનવરોને મારવાવાળાં અને કષ્ટ પહોંચાડવાવાળાં જાનવરો, 'જન્દવાર' જાનવરોને મારે, તો તેથી આર્યાં

* સિંહ આદિ 'તુન્દવાર' જાનવરો વિચારહીન હોવાને કારણે પોતાનાં કર્મોનાં ઉત્તરદાતા નથી. એ તો પરમેશ્વરના હાથનાં, દંડ દેવાનાં અસ્રશસ્ત્ર સમાન છે, એટલે તુન્દવાર જાનવર જન્દવાર જાનવરને મારે, તો જન્દવારને ઇશ્વર તરફથી સજા થયેલી સમજવી જોઇએ. પણ જો કોઇ માણસ જન્દવારને મારે તો તેવી કલ્પના કરી શકાય નહીં; કારણ કે મનુષ્ય વિચારવાન પ્રાણી હોવાથી, પોતાનાં કર્મનો ઉત્તર દાતા છે. એટલે તે જો જન્દવારને મારે તો પાપ કરે છે. વસ્તુતઃ આ સિદ્ધાન્ત વૈદિક ધર્મમાં આપેલા બોધ જેવો જ છે. વેદોમાં મનુષ્યથી નીચી શ્રેણીના જીવોને 'ભોગયોનિ' કહ્યા છે, એ યોનિમાં જીવોને બૂરાં કર્મોની સજા કરવામાં આવે છે. પણ મનુષ્યોને તો 'કર્મયોનિ' કહે છે. મનુષ્ય આગલા જન્મનાં સારાંનરસાં કર્મોનાં ફળ ભોગવે છે, એટલું જ નહીં, પણ આ જન્મનાં કર્મો માટે પણ તે ઉત્તરદાતા છે. પહેલા સાસાનનાં વચન ૮૩મા આ વાતનું સ્પષ્ટ રીતે વર્ણન કરવામાં આવ્યું છે.

ગયેલાં પ્રાણીને સજા થઇ, એમ સમજવાનું છે. જેનું લોહી રેડાય છે, તેનાં કર્મનું એ ફળ છે. જેના પ્રાણ જાય છે, તેનાં પાપનું એ પરિણામ છે: કારણ કે પરમેશ્વરે, 'તુન્દવાર': જાનવરોને, સજા કરવાનાં હથિયાર રૂપ બનવા માટે જ સરજેલાં છે." (મિહાબાદ–૭૯)

"તુન્દવાર જાનવરોને મારવાં એ વાજબી અને ઇચ્છવા યોગ્ય છે; કારણ કે તે તેમના આગલા જન્મમાં ક્રૂર અને ઘાતકી (મનુષ્ય) હતાં અને નિરપરાધી જીવોની હત્યા કરતાં હતાં. મનુષ્યોમાં જે લોકો મૂર્ખ, અજ્ઞાની અને દુરાચારી હોય છે, તે પોતાની મૂર્ખતા, અજ્ઞાનતા અને દુરાચારીતાની સજા ભોગવવા માટે વનસ્પતિરૂપે અવતરે છે." (મિહાબાદ ૮૦–૮૧)

"જે લોકોના આચારવિચાર બૂરા હોય, તે (minerals) ધાતુ * બને છે; અને જ્યાં સુધી તેમનાં પાપોની પૂરેપૂરી સજા નથી થતી કે તેમનાં પાપોની જરા પણ માત્રા બાકી નથી રહેતી, ત્યાં સુધી તે ધાતુના રૂપમાં જ રહે છે; અને ત્યાં ખૂબ કલેશ અને દુઃખમય અધઃપતનની દશા ભોગવે છે. પછી પાપ પૂરાં થયે, તે પુનઃ મનુષ્યદેહ પ્રાપ્ત કરે છે; અને મનુષ્ય યોનિમાં કરેલાં કર્મોનાં ફળ ભોગવે છે." (મિહાબાદ ૮૩)

આ પુસ્તકના ચોથા પ્રકરણના ૫મા અને ૬ઠ્ઠા ભાગમાં અમે કહી ગયા છીએ કે, 'બાઇબલ' અને 'કુરાન'માં સ્વર્ગ અને નર્ક સંબંધી જે વિચારો છે, તે 'ઝન્દાવસ્તા'માંથી લેવામાં આવ્યા છે. આ વાત ખરી છે; પરન્તુ, આપણે તો માત્ર એટલું જ યાદ રાખવાની જરૂર છે કે, પારસીઓના સાતમા અથવા તો સર્વથી ઊંચા સ્વર્ગધામને 'ગરત્માન' યાને 'પ્રકાશગૃહ' કહે છે. + અને એ ગૃહમાં અહુર મજદ, અમેશસ્પન્દ

---

* આત્મા, ધાતુનું રૂપ ધારણ કરે છે, એ વિચાર વૈદિક સિદ્ધાન્તથી બિલકુલ પ્રતિકૂળ છે.

\+ વેદોમાં પણ મુક્તિ અથવા સ્વર્ગને સ્વઃ દ્યૌઃ વગેરે પ્રકાશ બોધક નામોથી ઓળખાવ્યાં છે.

અને પવિત્ર લોકોના આત્મા રહે છે, એમ તેઓ માને છે. વેદના 'મુક્તિ' ના સિદ્ધાન્તને આ વાત મળતી આવે છે; કારણ કે મુક્તિની દશામાં જીવાત્મા, પરમેશ્વર સંયોગમાં રહીને સંપૂર્ણ આનંદનો ઉપભોગ કરે છે. મોક્ષદ્વારે પહોંચતા પહેલાં જીવાત્માને જે દશાઓમાંથી પસાર થવું પડે છે, તે દશાઓ, જરથોસ્તીઓનાં સ્વર્ગનાં બીજાં ધામોની સાથે મળતી આવે છે; અને નર્કના જે દરજ્જા બતાવ્યા છે, તે આવાગમનના ચક્રમાં પડીને મનુષ્યને જે નીચ યોનિમાં જવું પડે છે, તેનો નિર્દેશ કરે છે. 'દાસાતીર' માં આ વાતની પુષ્ટિમાં સારી રીતે વર્ણન કરવામાં આવ્યું છે.

**પહેલો સાસાન** કહે છે કે:-" આત્મા એક શરીરમાંથી બીજામાં જાય છે. જે લોકો સર્વ પ્રકારનાં બૂરાં કર્મોથી મુક્ત હોય છે, તે ઇશ્વરનાં દર્શન કરે છે. જેમનાં શુભ કર્મો કાંઇક ઓછાં હોય, તેઓ સ્વર્ગમાં નિવાસ કરે છે. જેમનાં શુભ કર્મો એથી પણ ઓછાં હોય, તે એક ભૌતિક શરીર છોડ્યા પછી બીજા ભૌતિક શરીરમાં જાય છે " *

**પાંચમો સાસાન** આની ઉપર એવી ટીકા કરે છે કે:-"જે સૌથી પ્રથમ અને ઉચ્ચ શ્રેણીના અચ્છા આદમી હોય છે, અને જે વચન અને કર્મ વડે પૂર્ણતાને પ્રાપ્ત કરી ચૂક્યા હોય છે, તે પ્રકાશમય +જગતમાં જાય છે. જે લોકોએ પોતાને ભૌતિક સંબંધથી મુક્ત કરી દીધા છે, તે લોકો, એ ખાસ સ્વર્ગમાં જાય છે, કે જ્યાં જવાની લાયકાત તેઓએ મેળવી લીધી હોય છે, અને જ્યાં જઇને તેઓ ખૂબ જ્ઞાનાનંદ પ્રાપ્ત કરે છે. કદાચ જીવાત્મા ભૌતિક સંબંધથી મુક્ત થયો ના હોય, છતાં પણ જો તેનાં ભલાં કર્મો અને ધર્મ વિશેષ હોય, તો મુક્તિ મળતાં સુધી, તે એક મનુષ્યજન્મમાંથી બીજા મનુષ્યજન્મમાં જાય છે. આવાં ચક્રને " ફરહંગસાર " કહે છે.

---

* સાસાન ૧-૧૯

+ વૈદિક મુક્તિની સાથે આ વાત મળતી આવે છે, અને પારસીઓનું સાતમું આસ્માન ' ગરત્માન ' એટલે કે પ્રકાશગૃહ જ છે.

બૂરાં કર્મો કરવાથી મનુષ્ય, જાનવરોની યોનિમાં જઇ પડે છે; અને તેને 'નંગસાર' કહે છે. કોઇ કોઇ વાર તે વનસ્પતિરૂપે જન્મે છે, જેને 'તંગસાર' કહે છે. કોઇ કોઇ વાર તે ધાતુ બની જાય છે, અને તેને 'સંગસાર' કહેવામાં આવે છે. નર્કના આ પ્રમાણે દરજ્જા અથવા વિભાગ પાડવામાં આવ્યા છે."

આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે, સુપ્રસિદ્ધ પારસી દસ્તુરોએ તો, જરથોસ્તી ધર્મના સ્વર્ગ અને નર્કના વિચારો તેના ભૌતિક અર્થોમાં સમજવાના નથી, એમ સાફ શબ્દોમાં જણાવ્યું છે; અને તેઓ 'આવાગમન-પુનર્જન્મ'ના સિદ્ધાન્તનો વિરોધ કરતા નથી.

યાહુદી, ખ્રિસ્તી અને મુસલમાની મતોમાં આ શિક્ષણ ઓર બી વધારે ભુલાઇ ગયેલું જણાય છે. તેઓ પુનર્જન્મના સિદ્ધાન્તને ભૂલી ગયા છે; અને સ્વર્ગ તથા નર્કને આત્માની જુદી જુદી દશા માનવાને બદલે, બેહેરત અને દોજખ કોઇ ખાસ સ્થાનો છે, એમ સમજવા લાગી ગયા છે. આ માન્યતા તદ્દન ખોટી છે.

## (૯) માંસભોજન નિષેધ.

"આવાગમન-પુનર્જન્મ"ના સિદ્ધાન્તમાં વિશ્વાસ રાખવાથી, કુદરતી રીતે જ પશુજીવનને માટે આપણા મનમાં માન અને પ્રતિષ્ઠા પેદા થાય છે, અને પ્રત્યેક જીવના પ્રાણને આપણે પવિત્ર માનવા લાગીએ છીએ. આની પહેલાંના ૮મા ભાગમાં, 'નામા મિહાબાદ'ના ૭૪ થી ૭૭ સુધીનાં જે વચનો ટાંકી બતાવ્યાં છે, તે ધ્યાનમાં લેવાથી આવું પરિણામ આવે છે કે નહીં, તે વાંચકવર્ગ સહેલાઇથી સમજી શકશે. વૈદિક ધર્મ તથા પારસી મત, બન્ને માંસભક્ષણની અને જીભના સ્વાદની ખાતર નિરપરાધી પશુઓની હિંસા કરવાની મના કરે છે, તેમાં આશ્ચર્ય પામવા જેવું કાંઇ નથી. વૈદિક ધર્મમાં માંસ ખાવાની આજ્ઞા નથી,

એ વાત સૌ કોઇ જાણે છે; અને પારસી ધર્મના ગ્રન્થો પણ માંસાહારનું ખંડન કરે છે. અમે મિહાબાદનાં ૭૨ થી ૭૬ સુધીનાં વચનો ટાંકી બતાવ્યાં તે પહેલાં જ વાંચકવર્ગ આ વાત સમજી ગયા હશે. 'નામા મિહાબાદ'ના ૧૩૧માં વચનમાં લખવામાં આવ્યું છે કેઃ—

"ઇશ્વરે ઘણાં વિચારશીલ મનુષ્યો પેદા કર્યાં છે; છતાં તેઓ ખૂરાં કર્મો કરે છે. જેમ કે આવાં જ્ઞાની માણસો પણ પોતાનાં પેટ ભરવાની ખાતર નિરપરાધી પશુઓનો વધ કરીને, તેનું માંસ ખાય છે."

'જવાંશેર'માં એક કૉન્ફરન્સ-સંમેલનની વાત આવે છે. એમાં મનુષ્યો અને જાનવરોના પ્રતિનિધિઓ સાથે મળીને વાદવિવાદ ચલાવે છેઃ—એમાં—

શિયાળ ( fox ) મનુષ્યને કહે છે કે, "ક્રૂર પ્રાણીઓ બીજા જીવોની હિંસા કરે, એ તો વાજબી છે, કેમ કે તેમનો કુદરતી ખોરાક માંસ છે. પણ મનુષ્યોને કાંઇ માંસાહાર કરવાની જરૂર નથી; છતાં તેઓ પશુવધ શા માટે કરે છે ? તમે આવાં કર્મો કરવાથી પાપી બની ગયા છો, એટલે ઇશ્વર અને ધર્માત્મા પુરુષો તમારાથી દૂર ભાગે છે."

મનુષ્યોનો પ્રતિનિધિ, તેના જવાબમાં કાંઇ પણ કહી શકતો નથી. તે નિરુત્તર બની જાય છે.

માંસાહારનો નિષેધ કરવામાં આવ્યો છે, છતાં વૈદિક તેમ જ પારસી ધર્મ, હાનિકારક અને ભયંકર જીવોને મારવાની આજ્ઞા આપે છે. (આગલા ભાગમાં, મિહાબાદનું ૮૦મું વચન વાંચો.)

## (૧૦) ગોપૂજા.

ખેતી તેમજ ગૃહસ્થાશ્રમનાં કાર્યો માટે અતિઉપયોગી હોવાને કારણે, હિન્દુઓ તેમજ પારસીઓ ગાયને માટે ઘણો પૂજ્યભાવ ધરાવે છે, તેમાં

તો કાંઇ શક જ નથી. આને માટે 'ઝન્દાવસ્તા'નાં નીચેનાં વાકયોના કરતાં, વધારે સરસ અને સુંદર પ્રમાણ, બીજે કયાંથી મળી શકશે ?

'ઝન્દાવસ્તા' (બહેરામ, યાસ્ત, ૬૬)માં લખ્યું છે કે:-"બળદમાં અમારી આવશ્યકતા છે, બળદમાં અમારી (વાક્) બોલવાની શક્તિ છે, બેલમાં અમારો વિજય છે, બેલમાં અમારું ભોજન + છે, બળદમાં અમારું કૃષિકર્મ છે, કારણ કે તેથી અમારે માટે અન્ન પેદા થાય છે."

ગાયોની પવિત્રતાની ભાવના વૈદિક ધર્મના કરતાં પણ પારસી ધર્મમાં વધારે મજબૂત છે; કારણ કે પારસીઓનાં ઇશ્વરીય જ્ઞાન (Revelation) અને જરથુસ્તનાં મિશનની સાથે, તેનો ઘાડો સંબંધ છે. રેવરંડ એલ. એચ. મિલ્સે, ભારત ૨૧નો ભાવાર્થ લખતાં, લખ્યું છે કે: "પારસી લોકોની ઉત્તમ આજીવિકાનું એકમાત્ર સાધન ગાય હોવાથી, પવિત્ર ધરાની લોકસમૂહના પ્રતિનિધિરૂપે ગાયોનો આત્મા ઉચ્ચ સ્વરે પોકાર કરે છે; અને અહુર તથા તેના દિવ્ય સેવક અશાને, સંકટમાં સપડાયેલાં મનુષ્યોની મહાન આવશ્યકતાઓ આજીજીપૂર્વક કહી સંભળાવે છે."×

ગાયોનો આત્મા કહે છે કે-"હે અહુર અને અશા! તમારી સમક્ષ ગાયો=(અમારાં પવિત્ર પશુ અને જનસમૂહના પ્રતિનિધિ)નો આત્મા પોકાર કરે છે કે, તમે અમને શા માટે પેદા કર્યાં છે? કોને માટે પેદા કર્યાં છે? શાથી બનાવ્યાં છે? અમારી ઉપર દુષ્ટ શકિતનો કોપ અને આક્રમણ થાય છે. ક્રૂર, ઝનૂની અને ઘોર લોકો અમારી પર હલ્લા કરે છે.

---

+આ ઉપરથી, પ્રાચીન પારસીઓ ગોમાસ ખાતા હતા, એવું અનુમાન કરવાનું નથી, કારણ કે તેની પછીનું વાકય એ વાત સ્પષ્ટ કરે છે. તેમાં ચોખ્ખું લખ્યું છે કે, "બેલમાં અમારી કૃષિ છે, જે અમારે માટે અન્ન-ભોજન ઉત્પન્ન કરે છે.

× જુઓ-ઝન્દાવસ્તા. ભાગ ૩જો, પા. ૩.

= ડૉ. હૉગ આનો અર્થ 'પૃથ્વીનો આત્મા' કરે છે. 'ગો' નો અર્થ પૃથ્વી અને ગાય બન્ને થાય છે, જુઓ આ પ્રકરણનો ભાગ ૧૧મો.

આપના સિવાય અમને કોઇ ઉગારી શકે તેમ નથી, માટે તમે અમને એવું જ્ઞાન આપો, કે જેથી કરીને અમે સારી ખેતી કરી શકીએ. અમારા ભલાની અને અમારા બચાવની એ જ એક આશા છે."

આ સમયે જરથુસ્ત પણ ગાયોના આત્માની સાથે જોડાય છે; અને તેના જેવી જ વિનંતિ અને પ્રાર્થના કરે છે. અહુર તેથી પ્રસન્ન થઇને એ પ્રાર્થનાનો સ્વીકાર કરે છે; અને જરથુસ્તને ઋષિ–પયગમ્બર અને (Law-giver) સ્મૃતિકારની પદવીનું પ્રદાન કરે છે.

પારસી લોકો ગાય તરફ કેટલો પૂજ્યભાવ ધરાવે છે, તે તેમની ધાર્મિક ક્રિયાઓમાં ગૌમૂત્ર, જેને ઝંદાવસ્તામાં 'ગોમેઝ' (સંસ્કૃત–ગોમેહ) કહે છે, તે જે અગત્યનો ભાગ ભજવે છે, તે ઉપરથી જોઇ શકાય છે. "નવરાત્રિના બારાશોમ"ની શુદ્ધિની મહાન ક્રિયા કરવામાં આવે છે, અને જેને નવ દિવસ (અથવા નવરાત્રિ) કહે છે, તેને વિષે લખતાં ડૉ. હૌગ કહે છે કે, "એ ક્રિયામાં તે કરનારને ગૌમૂત્ર પીવું પડે છે." આગળ ચાલતાં ડૉક્ટર લખે છે કેઃ–"આ રિવાજ ઘણા જ જૂના કાળથી ચાલ્યો આવે છે. પૂર્વ કાળથી જ આર્ય પ્રજા ગાયને ઘણું પવિત્ર જાનવર માને છે, અને તેના મૂત્રમાં રોગનિવારણની અને શુદ્ધ કરવાની શક્તિ છે, એમ માનવામાં આવે છે. આ બાબતમાં પારસીઓ અને આર્યોનો મત એકસરખો છે."× હિન્દુઓની "પંચગવ્ય" ની ધાર્મિક ક્રિયામાં ગૌમૂત્રનો ઉપયોગ કરવામાં આવે છે; અને અન્ય સ્થળે એ બાબત પર લખતાં, ડૉ. હૌગ કહે છે કેઃ–"આ રિવાજ ઘણા જૂના જમાનાથી ચાલ્યો આવે છે. એ સમયે શારીરિક દોષોના નિવારણ માટે ગૌમૂત્રને ઘણી અકસીર દવા ગણવામાં આવતી હતી. યુરોપના ગામડિયા વૈદો પણ આજ સુધી ગાયનાં મૂત્ર અને છાણનો દવા તરીકે ઉપયોગ કરતા જોવામાં આવે છે." *

×હૌગના નિબંધો પા. ૨૪૧–૨૪૨.

* ઉપરોક્ત પુસ્તક પા. ૨૮૫.

'ગોમેઝ' અથવા ગોમૂત્રનો પારસીઓની 'નવજોત' (યજ્ઞોપવિત સંસ્કાર)ની અને લગ્નની ક્રિયામાં પણ ઉપયોગ કરવામાં આવે છે.

## (૧૧) યજ્ઞક્રિયા.

જ્ઞાનકાંડ અથવા ધાર્મિક સિદ્ધાન્તોની ચર્ચા કર્યા પછી, હવે અમે કર્મકાંડ યાને યજ્ઞક્રિયાના વિષય પર આવીએ છીએ. આ બાબતમાં પારસી અને વૈદિક ધર્મની વચ્ચે જે સમાનતા જોવામાં આવે છે, તે અત્યંત આશ્ચર્યજનક છે.

ચોથા પ્રકરણના ૭મા ભાગમાં, અમે પહેલેથી જ કહી ચૂકયા છીએ કે, વૈદિક કર્મકાંડમાં 'અગ્નિહોત્ર'ને ખૂબ મહત્વ આપવામા આવ્યું છે. આર્યોનાં પાંચ નિત્ય કર્મોમાંહેનું તે એક આવશ્યક કર્મ છે. મનુષ્યજીવનમાં જન્મથી મરણપર્યન્ત જે ૧૬ સંસ્કાર કરવા પડે છે, તે દરેકમાં તેનું વિધાન કરવામાં આવ્યું છે. આ કર્મ કરવામાં પારસી લોકો કેટલા બધા નિયમિત છે, તે અમે અગાઉ બતાવી ગયા છીએ. 'અગ્નિહોત્ર' માટેના તેમના દૃઢ આગ્રહને કારણે તો તેઓ 'અગ્નિ પૂજક' તરીકે ઓળખાવા લાગ્યા છે.

બન્ને ધર્મોની આ કર્મો માટેની સમાનતા, તેને માટે જે નામો વાપરવામાં આવે છે, તેમાં પણ જોવામાં આવે છે. ડૉ. હૌગ કહે છે કેઃ—" વેદ અને ઝન્દાવસ્તા વાંચવાવાળા લોકોની શરૂઆતથી જ ખાત્રી થઇ જશે કે, પુરોહિતનાં કર્મો સાથે સંબંધ રાખવાવાળા શબ્દો બન્નેમાં એકસરખા જ છે. ઝન્દાવસ્તામાં પુરોહિતને માટે 'અથ્રૂવ' શબ્દ આવે છે, જે વેદના 'અથર્વણ' શબ્દની સાથે મળતો આવે છે. એનો અર્થ 'અગ્નિ' અથવા 'સોમ'નો પુરોહિત થાય છે. વેદના 'ઇષ્ટ' અને 'આહુતિ' શબ્દ, ઝન્દાવસ્તાના 'ઇશ્તિ' અને 'આઝુતિ'ની સાથે મળતા આવે

છે. કોઇ મોટો યજ્ઞ કરતી વખતે, જુદા જુદા પુરોહિતોને જે નામો આપ-વામાં આવે છે, તે પણ બન્ને ધર્મોમાં એકસરખાં છે. ઋગ્વેદનું ઉચ્ચારણ કરવાવાળા પુરોહિતને "હોતા" કહેવામાં આવે છે; અને પારસી ધર્મમાં તેને મળતો 'જોતા' શબ્દ છે. 'હોતા'ને માટે બધી સામગ્રી તૈયાર કરવાવાળા પ્રબન્ધકર્તા પુરોહિતને 'અધ્વર્યુ' કહેવામાં આવે છે; અને પ્રધાન પુરોહિત 'જોતા'ના સેવક તરીકે કામ કરનારા પુરોહિતને પણ 'રથ્વી' (હવે રસ્વી) કહેવામાં આવે છે." *

'યસ્ન' શબ્દ, સંસ્કૃત 'યજ્ઞ' શબ્દની સાથે પૂરેપૂરી રીતે મળતો આવે છે. ÷

આટલેથી જ સમાનતાની ઇતિશ્રી થઇ જતી નથી. ડૉ. હૌગ, પારસીઓ અને આ દેશના પ્રાચીન આર્યોના કેટલાક મુખ્ય મુખ્ય યજ્ઞો વચ્ચેની સમાનતા બતાવતાં, લખે છે કેઃ—

"જ્યોતિષ્ટોમ" અથવા "ઇજશ્ને" યજ્ઞમાં સોમલતાના રસની આહુતિ આપવી, એ સૌથી મહત્ત્વની બાબત ગણાય છે. આ યજ્ઞ વખતે હિન્દુઓ તેમજ પારસીઓ સોમવલ્લીનાં પાનને પવિત્ર યજ્ઞ-સ્થાને લાવે છે, અને ત્યાં પ્રાર્થનાના મંત્રોચ્ચારણ સાથે, તેનો રસ કાઢવામાં આવે છે. રસ કાઢવાની રીત, તથા તે વખતે વપરાતાં પાત્રોમાં કાંઇક ભેદ દેખાય છે; પણ જો વધારે ઊંડા ઊતરીને જોવામાં આવે, તો એ બે વાતોમાં પણ ઘણી સમાનતા જોવામાં આવે છે."

"દર્શ પૌર્ણિમા ઇષ્ટ" (પૂનમ–અમાસના યજ્ઞ) પારસીઓની "દરૂન"ની ક્રિયાની સાથે મળતાપણું બતાવે છે. આ બન્ને ક્રિયાઓ સાધારણ છે. બ્રાહ્મણલોકો આ યજ્ઞમાં 'પુરોડાશ' (રોટલી કે પૂરી)

* હૌગના નિબંધો. પા. ૨૮૦
÷ હૌગના નિબંધો. પા. ૧૩૯.

નો ઉપયોગ કરે છે, અને પારસીઓ 'દારુન' (રોટી) નો ઉપયોગ કરે છે. આ બન્ને વસ્તુઓ એકબીજાને મળતી અને એક સરખી જ છે."

"ચાતુર્માસ્યેષ્ટિ યજ્ઞ" કે જે દર ચાર માસે કે બે ઋતુઓ પૂરી થયા બાદ કરવામાં આવે છે, તે પારસીઓના 'ગહનબાર' (ઘંબાર)ની સાથે મળતો આવે છે. પારસીઓ વરસમાં ૭ વાર (દરેક ઋતુને અંતે ?) ઘંબાર કરે છે."*

ઘણા વિદ્વાનોનો એવો મત છે કે, વેદોમાં પશુવધની આજ્ઞા છે. એ વિદ્વાનો તો એટલે સુધી કહે છે કે, યજ્ઞને માટે ગૌવધ સુદ્ધાંનું વિધાન છે. આ પ્રશ્ન એટલો તો વિવાદાસ્પદ અને ચર્ચાસ્પદ છે કે, આ પુસ્તકમાં તેનું લંબાણ વિવેચન કરી શકાય તેવું નથી. આમ છતાં અમે 'ગોમેધ યજ્ઞ' ના સંબંધમાં થોડુંક વિવેચન કરવાનું ઉચિત સમજીએ છીએઃ કારણ કે 'ગોમેધ' નો ખોટો અર્થ કરીને, તેમાં 'ગૌવધ'ની આજ્ઞા છે, એમ કહેવામાં આવે છે. 'ઝન્દાવસ્તા'માં પણ આ યજ્ઞને માટે કહેવામાં આવ્યું છે. એમાં એ યજ્ઞને 'ગોમેજ' નું નામ આપવામાં આવ્યું છે. **સ્વામી દયાનંદ સરસ્વતી**, પોતાના 'સત્યાર્થપ્રકાશ'×માં લખે છે કેઃ-" સંસ્કૃત ભાષામાં 'ગો' નો અર્થ કેવળ 'ગાય' જ થતો નથીઃ પણ તેનો અર્થ 'પૃથ્વી' અને 'ઇન્દ્રિયો' પણ થાય છે. 'ગોમેધ' નો 'આધિભૌતિક' અર્થ, ખેતી માટે જમીન ખેડવાનો થાય છે; અને 'આધ્યાત્મિક' અર્થ ઇન્દ્રિયોનું દમન કરવાનો થાય છે." કેટલાક લોકો આ સમજૂતીની મજાક ઉડાવીને કહે છે કે, આમાં તો અર્થની ખેંચતાણ કરવામાં આવી છે. તેઓ એમ પણ કહે છે કે, આવી રીતે તાણીતોડીને વેદોના અર્થ કરવા, એ અન્યાય છે. ઝન્દાવસ્તામાં બળિદાન (Sacrifice) ને માટે પશુવધ કરવાની આજ્ઞા છે કે નહીં, તેના સંબંધમાં પણ

* હોગના નિબંધો. પા. ૨૮૫.
× સત્યાર્થપ્રકાશ, સમુલ્લાસ ૧૧, પા-૩૦૪..

વિદ્વાનો વચ્ચે મતભેદ જોવામાં આવે છે. પણ સત્તા સમાન ગણાતા ડૉ. હૌગ જેવા પ્રામાણિક અને વિશ્વાસપાત્ર પુરુષ, પારસીઓના "ગોમેજ" ના સંબંધમાં એવો અભિપ્રાય આપે છે કે:-"ગેઉશઉર્વ" નો અર્થ પૃથ્વીનો ( Universal) સાર્વભૌમિક આત્મા થાય છે. એ આત્મા જ સર્વ પ્રકારનાં જીવન અને વૃદ્ધિનું કારણ છે. 'ગેઉશઉર્વ'નો અક્ષરાર્થ 'ગાયનો આત્મા' થાય છે. આ એક ઉપમાલંકાર છે, જેમાં પૃથ્વીની ગાયની સાથે તુલના કરવામાં આવી છે. તેને (ગાય-પૃથ્વીને) કાપવા અને ભાગ પાડવાનો અર્થ, હળ ચલાવીને પૃથ્વીને ખેડવા જેવો થાય છે. અહુરમજ્દ અને સ્વર્ગીય સભાએ જે ચ[illegible] સ્થાન કર્યું છે, એની મતલબ ધરતીને ખેડવાની છે; અને કામ એ એક ધાર્મિક કર્મ છે, એમ બતાવ્યું છે."

મનુષ્યોના અત્યાચારોથી દુઃખી થઇને છેક સ્વર્ગ સુધી પોતાનો કરુણ અવાજ કેવી રીતે પહોંચાડે છે, અને એ કલ્પાંત સાંભળીને અહુરમજ્દ પોતાના દૂત જરથુસ્ત નબીને મનુષ્યોના ઉપદેશક તરીકે કેવી રીતે મોકલે છે, તેનું વર્ણન આપવામાં આવ્યું છે. આ કથાની, 'ભાગવત્'માં આવતી એવી જ કથાની સાથે તુલના કરી શકાય તેવું છે. શ્રીમદ્ ભાગવત્ માં લખ્યું છે કેઃ—" કળિયુગના આરંભમાં પૃથ્વી ગાયનું રૂપ ધારણ કરીને વિષ્ણુ ભગવાનની પાસે ગઇ, અને તેણે દયા માટે પ્રાર્થના કરી. આ ઉપરથી વિષ્ણુ ભગવાને, મનુષ્યદેહ ધારણ કરીને મર્ત્યલોકમાં જન્મી, તેનાં દુઃખો દૂર કરવાનો પ્રતિજ્ઞા કરી." આ બે કથાઓમાં 'ઝન્દાવસ્તા'ની કથા વધારે જૂની–પુરાણી છે, તેમાં તો કાંઇ શક જ નથી. પરન્તુ, અમે વાંચકવર્ગનાં મન પર જે વાત ઠસાવવા માગીએ છીએ તે એ છે કે, સંસ્કૃત અને ઝન્દ બન્ને ભાષાઓમાં, 'ગાય' અને 'પૃથ્વી' બન્નેને 'ગો' નામ આપવામાં આવ્યું છે, તેમાં કેવળ ભાષાનો જ નહીં, પણ સાથે સાથે વિચારોનો પણ સંબંધ છે. ભાષા અને અર્થના આવા જોડાણનું મુખ્ય કારણ 'કૃષિકર્મ' (ખેતી) છે. કારણ કે તેમાં પૃથ્વી અને ગાય બન્નેની જરૂર પડે છે. ઝન્દાવસ્તામાં ગાયના આત્માએ જે છેલ્લી પ્રાર્થના કરી છે, તે વાંચકોને યાદ હશે. તેમાં તેણે એવી માગણી કરી છે કે, "હે પ્રભુ ! તું મને ખેતરો ખેડવાનું સરસ જ્ઞાન આપ; કારણ કે મારા કલ્યાણ અને બચાવની એ જ એક આશા છે" ડૉ. હૉગ લખે છે કેઃ—" પારસી ધર્મમાં ખેતીને એક ધાર્મિક ફરજ ગણવામાં આવી છે." 'ગોમેજ'નો તેથી, એ એવો જ અર્થ કરે છે. જો વાંચકવર્ગ વેદમાં નજર કરશે, તો તેમને માલૂમ પડશે કે, તેમાં પણ 'કૃષિકર્મ'ને એવું જ પવિત્ર માનવાનો બોધ આપવામાં આવ્યો છે. * આમાં પાશ્ચાત્ય વિદ્વાનોને કાંઇ આશ્ચર્ય પામવા જેવું જણાશે નહીં; કારણ કે એમના મત મુજબ, 'આર્ય' શબ્દ, (પારસીઓ તથા હિન્દુઓના પૂર્વજો, પોતાને 'આર્ય' કહેતા હતા.)

* જુઓઃ—ઋગ્વેદ મંત્ર ૧૦, સૂક્ત ૧૦૧, મં. ૩-૭.

વિદ્વાનો વચ્ચે મતભેદ જોવામાં આવે છે, પણ સત્તા સમાન ગણાતા ડૉ. હૌગ જેવા પ્રામાણિક અને વિશ્વાસપાત્ર પુરુષ, પારસીઓના "ગોમેજ" ના સંબંધમાં એવો અભિપ્રાય આપે છે કેઃ-"ગૌશઉર્વ" નો અર્થ પૃથ્વીનો (Universal) સાર્વભૌમિક આત્મા થાય છે. એ આત્મા જ સર્વ પ્રકારના જીવન અને વૃદ્ધિનું કારણ છે. 'ગૌશઉર્વ'નો અક્ષરાર્થ 'ગાયનો આત્મા' થાય છે. આ એક ઉપમાલંકાર છે, જેમાં પૃથ્વીની ગાયની સાથે તુલના કરવામાં આવી છે. **તેને (ગાય-પૃથ્વીને) કાપવા અને ભાગ પાડવાનો અર્થ, હળ ચલાવીને પૃથ્વીને ખેડવા જેવો થાય છે.** અહુરમજ્દ અને સ્વર્ગીય સભાએ જે આદેશ-ફરમાન કર્યું છે, એની મતલબ ધરતીને ખેડવાની છે; અને એ રીતે **ખેતીનું કામ એ એક ધાર્મિક કર્મ છે, એમ બતાવ્યું છે.**" *

જે વાકય જાડા કાળા અક્ષરે લખવામાં આવેલ છે, તેની તરફ વાંચકવર્ગનું અમે ખાસ કરીને વધારે ધ્યાન ખેંચીએ છીએ. **મહર્ષિ દયાનંદે** 'ગોમેધ'નો જે અર્થ કર્યો છે, તેને એ અર્થ બરોબર મળતો નથી આવતો શું ?

એક ફૂટનોટ-ટિપ્પણીમાં ડૉ. હૌગ લખે છે કેઃ- "સંસ્કૃતમાં 'ગો' ના બે અર્થ થાય છે. **(૧) ગાય અને (૨) ધરતી.** ગ્રીક-યુનાની શબ્દ 'Ge=ગે (આ શબ્દ ઉપરથી Geography ભૂગોળ શબ્દ બન્યો છે.) નો અર્થ પૃથ્વી થાય છે, અને તે 'ગો' શબ્દનું રૂપાન્તર માત્ર છે." આ ઘણી જ મહત્વની વાત છે કે, સંસ્કૃત તેમજ ઝન્દ ભાષામાં 'ગો' શબ્દના **'ગાય'** અને **'ધરતી'** એવા બે અર્થ થાય છે. આ પ્રકરણના ૧૦મા ભાગમાં ઇશ્વરે જરથુસ્તને અમુક પવિત્ર મિશન માટે મોકલ્યા હતા, એવી પારસીઓની જે પ્રાચીન કથા છે, તેનો અમે ઉલ્લેખ કરી ગયા છીએ. એ કથામાં, ગાયનો આત્મા (ડૉ. હૌગના મત મુજબ પૃથ્વીનો આત્મા)

* હૌગના નિબંધો પા. ૧૪૮.

મનુષ્યોના અત્યાચારોથી દુઃખી થઇને છેક સ્વર્ગ સુધી પોતાનો કરુણ અવાજ કેવી રીતે પહોંચાડે છે, અને એ કલ્પાંત સાંભળીને અહુરમજદ પોતાના દૂત જરથુસ્ત નબીને મનુષ્યોના ઉપદેશક તરીકે કેવી રીતે મોકલે છે, તેનું વર્ણન આપવામાં આવ્યું છે. આ કથાની, 'ભાગવત'માં આવતી એવી જ કથાની સાથે તુલના કરી શકાય તેવું છે. શ્રીમદ્ ભાગવત માં લખ્યું છે કેઃ—" કળિયુગના આરંભમાં પૃથ્વી ગાયનું રૂપ ધારણ કરીને વિષ્ણુ ભગવાનની પાસે ગઇ, અને તેણે દયા માટે પ્રાર્થના કરી. આ ઉપરથી વિષ્ણુ ભગવાને, મનુષ્યદેહ ધારણ કરીને મર્ત્યલોકમાં જન્મી, તેનાં દુઃખો દૂર કરવાની પ્રતિજ્ઞા કરી." આ બે કથાઓમાં 'ઝન્દાવસ્તા'ની કથા વધારે જૂની–પુરાણી છે, તેમાં તો કાંઇ શક જ નથી. પરન્તુ, અમે વાંચકવર્ગનાં મન પર જે વાત ઠસાવવા માગીએ છીએ તે એ છે કે, સંસ્કૃત અને ઝન્દ બન્ને ભાષાઓમાં, 'ગાય' અને 'પૃથ્વી' બન્નેને 'ગૌ' નામ આપવામાં આવ્યું છે, તેમાં કેવળ ભાષાનો જ નહીં, પણ સાથે સાથે વિચારોનો પણ સંબંધ છે. ભાષા અને અર્થના આવા જોડાણનું મુખ્ય કારણ 'કૃષિકર્મ' (ખેતી) છે. કારણ કે તેમાં પૃથ્વી અને ગાય બન્નેની જરૂર પડે છે. ઝન્દાવસ્તામાં ગાયના આત્માએ જે છેલ્લી પ્રાર્થના કરી છે, તે વાંચકોને યાદ હશે. તેમાં તેણે એવી માગણી કરી છે કે, "હે પ્રભુ ! તું મને ખેતરો ખેડવાનું સરસ જ્ઞાન આપ; કારણ કે મારા કલ્યાણ અને બચાવની એ જ એક આશા છે " ડૉ. હૌગ લખે છે કેઃ—" પારસી ધર્મમાં ખેતીને એક ધાર્મિક ફરજ ગણવામાં આવી છે. " 'ગોમેજ'નો તેથી, એ એવો જ અર્થ કરે છે. જો વાંચકવર્ગ વેદમાં નજર કરશે, તો તેમને માલૂમ પડશે કે, તેમાં પણ 'કૃષિકર્મ'ને એવું જ પવિત્ર માનવાનો બોધ આપવામાં આવ્યો છે. * આમાં પાશ્ચાત્ય વિદ્વાનોને કાંઇ આશ્ચર્ય પામવા જેવું જણાશે નહીં; કારણ કે એમના મત મુજબ, 'આર્ય' શબ્દ, (પારસીઓ તથા હિન્દુઓના પૂર્વજો, પોતાને 'આર્ય' કહેતા હતા.)

* જુઓઃ—ઋગ્વેદ મંત્ર ૧૦, સૂક્ત ૧૦૧, મં. ૩-૭.

Earth-અર્થ = પૃથ્વીની સાથે સંબંધ રાખે છે. આર્યપ્રજા સભ્ય હતી તેથી ખેતી કરતી હતી, અને તેનો જીવનનિર્વાહ ખેતી ઉપર ચાલતો હતો; જ્યારે બીજી પ્રાચીન જાતિઓ સામાન્ય રીતે (Uncivilized) અસભ્ય હોવાને કારણે, ઘર વગરની ભટકતી દશામાં (Nomadic) રહેતી હતી; અને પોતાનો નિર્વાહ મોટેભાગે શિકાર કરીને કરતી હતી.

હિન્દુઓનો ગાયો માટેનો પૂજ્યભાવ સુપ્રસિદ્ધ છે; અને પ્રાચીન કાળમાં (આજે પણ) પારસી લોકો ગાયોનો બહુ જ આદરસત્કાર કરતા હતા. ભાષા અને ભાવ, બન્નેનો જો પુખ્ત અને સમુચિત વિચાર કરવામાં આવે, તો "ગોમેધ"નો અર્થ 'ધરતીને ખેડવી' એવો કરી શકાય તેમ છે; એટલે આ પ્રમાણેની વસ્તુસ્થિતિ હોવા છતાં, 'ગોમેધ'નો અર્થ 'ગૌવધ' જેવો કરવામાં આવે, એ શું અયુક્ત અને ગેરવાજબી નથી ? પણ સૌથી વધારે નવાઇની વાત તો એ છે કે, ડૉ. હૌગે 'ગોમેજ' નો જે ઉપર જણાવેલો અર્થ કર્યો છે, તેની વિરુદ્ધ પાશ્ચાત્ય વિદ્વાનો કાંઇ કહેતા નથીઃ પણ '**સ્વામી દયાનન્દ**' 'ગોમેધ'ની બરોબર એવી જ વ્યાખ્યા કરી છે, તેને માટે ઘણા લોકો તેમનો ઉપહાસ કરીને ઠઠ્ઠા-મશ્કરી કરે છે ! કેવો પક્ષપાત ?

## (૧૨) કેટલીક નાની નાની સમાનતાઓ.

હવે અમે, પારસી. તેમ જ વૈદિક ધર્મમાં જે નાની નાની સમાનતાઓ જોવામાં આવે છે, તેનું વર્ણન કરીશું.

(૧) વૈદિક અને જરથોસ્તી તત્ત્વજ્ઞાનમાં કર્મ ત્રણ પ્રકારનાં માનવામાં આવે છે. (૧) માનસિક, (૨) વાચિક, અને (૩) કાયિક. યજુર્વેદના બ્રાહ્મણ ભાગમાં લખ્યું છે કેઃ-

**यन्मनसा ध्यायति तद्‌ वाचा वदति यद्‌ वाचा वदति तद्‌ कर्मणा करोति ।**

અર્થ:—" મનુષ્ય જે વિચાર કરે છે, તે વાણીથી કહે છે; અને જે વાણીથી કહે છે, તે કર્મથી (કાયાથી) કરે છે."

મનુસ્મૃતિના ૧૨મા અધ્યાયના ૩ થી ૯ મંત્રોમાં પણ કર્મના માનસિક, વાચિક અને કાયિક એવા ત્રણ વિભાગ કરવામાં આવ્યા છે.

જરથુસ્તના તત્વજ્ઞાન વિષે લખતાં, ડૉ. હૌગ કહે છે કે:—" એમના તત્વજ્ઞાનને લગતા વિચારો, મન, વચન અને કર્મના ત્રિકોણમાં ઘૂમ્યા કરે છે." *

' હુમતમ્ '=સારી રીતે સોચેલા, ' હૃખ્ત્ '=સારી રીતે કહેલા, ' હ્વર્શતમ્ ' = સારી રીતે કરેલા, એ શબ્દો જરથોસ્તી સદાચારના મૂળ સિદ્ધાન્ત છે; અને અનેક સ્થાન પર એનું વારંવાર વર્ણન આવે છે.* અમે અહીંયાં 'ઝન્દાવસ્તા 'ના એકબે ઉતારા આપીને આ વાતને સિદ્ધ કરીશું:—

" સારી રીતે સોચેલા, સારી રીતે કહેલા અને સારી રીતે કરેલા " એ શબ્દો દ્વારા. ×

" સારી રીતે સોચેલા, એટલે શું ? શુદ્ધ મન (વિચાર). સારી રીતે કહેલા એટલે શું ? ઉત્તમ વચન. સારી રીતે કરેલા, એટલે શું ? ઉત્તમ

---

* હૌગના નિબંધો, પા. ૩૦૭.

| ઝન્દ. | | સંસ્કૃત. |
|---|---|---|
| હુમતમ્ | = | સુમતમ્ |
| હૃખ્ત્ | = | સૂક્તમ્ |
| હ્વર્શતમ્ | = | સુકૃતમ્ |

સંસ્કૃત ગ્રન્થોમાં પણ ' મનસા-વાચા-કર્મણા ' શબ્દોનો પ્રયોગ અનેક સ્થાનો પર કરવામાં આવ્યો છે.

× યાસ્ન. ૧૯–૧૬.

કોર્ટિના પવિત્ર મનુષ્યો જે (કર્મો) કરેછે તે. " *

(૨) વેદાભ્યાસ કરવાવાળાઓએ 'સોમલતા'નુ નામ તો અવશ્ય સાભળ્યુ હશે આ લતાનુ વેદો તથા પ્રાચીન વૈદિક સાહિત્યમા ઘણુ મહાત્મ્ય વર્ણવવામા આવ્યુ છે 'સોમ' શબ્દ જડીબુટ્ટીઓના સમૂહને માટે વપરાતો, કે કોઇ ખાસ લતાને માટે વપરાતો, તેનો હજુ કોઇ ચોકસ નિર્ણય કરી શકયુ નથી. જો તે કોઇ લતા કે બુટ્ટીને માટે વપરાયો હોય તો હજુ સુધી એવી જડીબુટ્ટીનો કોઇ પત્તો મેળવી શકયુ નથી, અને અત્યારે જે વર્તમાન જડીબુટ્ટીઓ જોવામા આવે છે, તેમાં આ 'સોમ' છે, એમ કોઇ કહી શકતુ નથી. આજે 'સોમ' શબ્દથી કોઇ જડીબુટ્ટી ઓળખાતી નથી તા ૨૫-૧૦-૧૮૮૪ના 'એકેડેમી' (Academy) પત્રમા પ્રો મેક્સમુલર લખે છે કે —

" ધર્મ સંબધી ક્રિયાઓના અતિપ્રાચીન પુસ્તકો, જેવા કે સૂત્ર તથા બ્રાહ્મણગ્રન્થોમાં પણ એ વાતનો સ્વીકાર કરવામા આવ્યો છે કે, અસલ સોમ (True Soma) મળવો ઘણો મુશ્કેલ છે, એટલે તેને બદલે બીજી વનસ્પતિયોથી કામ ચલાવી શકાશે. એમ કહેવાય છે કે, જ્યારે 'સોમવલ્લી' મળતી હતી, ત્યારે જગલી લોકો, તે ઉત્તરખડમાથી લાવતા હતા એ વખતે પણ તે ઘણી મહેનતે મળી શકતી હતી." × આગળ ચાલતા તેઓ લખે છે કે —"ન્યુટ્રલ ઝોન-નિરપેક્ષ ભૂમિભાગમા ઉત્તર દેશોમા ફરતા રશિયન અને અગ્રેજ દૂતો, જો પોતાના ભ્રમણ દરમ્યાન સોમલતાને મળતી આવે એવી લતાની તલાશ કરતા રહશે, તો તે ઘણુ ઉત્તમ કાર્ય ગણાશે. " અતમા પ્રોફેસર સાહેબ લખે છે કે —" જે

* યાસ્ન ૧૯-૧૮

× 'ઝોરોસ્ટ્રિયાનિઝમ ઇન ધી લાઇટ ઑફ થીયૉસોફી' પા ૯૮-૯૯ પર મિ નસરવાનજી એફ બિલિમોરિયાનુ 'પવિત્ર હોમ (સોમ)લતા' પરનુ વ્યાખ્યાન વાચો

સ્થલે આ સોમલતા પોતાની મેળે ઊગતી માલૂમ પડશે, તે સ્થળ આર્ય જાતિનું અથવા કમમાં કમ જે લોકો દક્ષિણ પ્રદેશમાં ઊતરી આવીને સંસ્કૃત અથવા તો ઝન્દ ભાષા બોલતા હતા, તેમના પૂર્વજોનું નિવાસ-સ્થાન કે ઉત્પત્તિસ્થાન હતું, એમ નિર્ભયતાપૂર્વક કહી શકાશે." +

અસલ 'સોમલતા' ગમે તે હોય, પરન્તુ અહીં તો અમારાં કથનને ઉદ્દેશ માત્ર એટલો જ છે કે, 'ઝન્દાવસ્તા'માં 'હોમ'ની 'સોમ'ના જેટલી જ પ્રશંસા કરવામાં આવી છે. +

હવે અમે 'ઝન્દાવસ્તા' માંહેનાં કેટલાંક વચનો ઉદ્ધૃત કરીને બતાવીશું કે, તેમાં 'સોમલતા' માટે જે ભાવ બતાવવામાં આવ્યો છે, તે, તેને મારેનાં વૈદિક વર્ણનની સાથે બહુ જ મળતો આવે છે. તેમાં લખ્યું છે કેઃ

"હે હોમ, તું મૃત્યુને દૂર નમાડી મૂકે છે; માટે હું તારી પાસે, મારા શરીરને નિરોગી બનાવવાનો બીજો આશિર્વાદ માગું છું. આનંદમય જીવન પ્રાપ્ત કરતા પહેલા, નિરોગી શરીર આવશ્યક છે. હે હોમ, તું મૃત્યુને દૂર ભગાડે છે, માટે હું તારી પાસે મારા જીવનને દીર્ઘ બનાવવાનો ત્રીજો આશિર્વાદ માગું છું." *

"હે પીત વર્ણ—પીળા રંગના હોમ, હું મારા વચનોથી, તારામાં તાપ, સામર્થ્ય, વિજય, સ્વાસ્થ્ય, આરોગ્ય, ઉન્નતિ, વૃદ્ધિ, શરીરનું તેજ અને સર્વ પ્રકારના વિષયો સમજવાની બુદ્ધિ છે, એમ વિશ્વાસપુર્વક કહું છું; અને હે હોમ, હું સંસારભરમાં સ્વેચ્છાપૂર્વક વિચરી શકું, અને

+ 'ઝોરોસ્ટ્રિયાનિઝમ ઇન ધી લાઇટ આફ થીયૅાસૅાફી' થીયૅાસૅાફીની દ્રષ્ટિએ પારસી ધર્મનાં પાન ૧૯મે મિ નસરવાનજી એફ. બિલિમોરિયાનું 'પવિત્ર હોમ (સોમ)લતા'નું વ્યાખ્યાન વાચો. જુઓ ૧૯ મા પાનપરની ફૂટ નોટ-ટિપ્પણી.

+ જુઓ હોમયશ્ત-યાસ્ન, ૯.

* હોમ યશ્ત યાસ્ન ૯.

દુઃખો દૂર કરીને, સારા યે સંસારના શત્રુઓની વિનાશક શક્તિઓને નષ્ટ કરી શકું, એવી તાકાત તું મને આપી શકે તેમ છે, એમ મારાં વચનોથી હું જાહેર કરું છું. "+

ઝન્દાવસ્તાનાં આ વચનોની સરખામણી કરવા માટે, હવે અમે થોડાક ઋગ્વેદના મંત્રો ઉદ્ધૃત કરીએ છીએઃ—

सना च सोम जेषिच पवमान महिश्रवः ।
अथानो वस्यसस्कृधि ॥
सना ज्योतिः सनास्वर्विश्वा च सोम सौभगा ।
अथानो वस्यसस्कृधि ॥
सना दक्षमुतक्रतुमप सोममृधो जहि ।
अथानो वस्यसस्कृधि ॥

ઋ. મં. ૬, સૂ. ૪ મં. ૧, ૨, ૩.

અર્થઃ—" હે પવિત્ર સોમ ! તું સરસ પુષ્ટિકારક ભોજન છો, તું કૃપા કરીને અમને નીચે લખેલી વસ્તુઓનું પ્રદાન કર. તું અમને વિજયી અને હર્ષિત કર. " (૧)

" હે સોમ ! તું અમને પ્રકાશ–દેદિપ્યમાન બુદ્ધિ દે. અમને આનંદ દે. અમને બધી ઉત્તમ વસ્તુઓ આપીને હર્ષિત કર. " (૨)

" હે સોમ ! અમને બળ અને બુદ્ધિ આપ. અમારા શત્રુઓને દૂર નસાડી મૂક, અને અમને સર્વ પ્રકારે આનંદિત બનાવ. " (૩)

આર્ય લોકો માંસમદિરાનું સેવન કરવામાં ઘૃણા કરતા નહોતા, એમ સિદ્ધ કરવાને મથી રહેલા કેટલાક પાશ્ચાત્ય વિદ્વાનો એમ કહેવા માગે છે કે, 'સોમ' એક જાતનો નિશો પેદા કરનારો માદક છોડવો હતો; અને તેમાંથી એક પ્રકારના દારૂ જેવો માદક રસ કાઢવામાં આવતો હતો; અને

+ હોમ યશ્ત યાસ્ન ૧૭.

આર્ય લોકો તેનું પાન કરતા હતા. પરન્તુ 'વેદ' અને 'ઝન્દાવસ્તા'માં 'સોમ યા હોમ'ને માટે જે કાંઇ કહેવામાં આવ્યું છે, તેથી પાશ્ચાત્ય વિદ્વાનોનો વિચાર મિથ્યા અને નાપાયાદાર બની જાય છે. 'ઝન્દાવસ્તા'ના વિદ્વાન અનુવાદક ડારમેસ્ટેટરે વાજબી રીતે લખ્યું છે કેઃ—'સોમ યા હોમ'ની અંદર સર્વ પ્રકારની વનસ્પતિઓની જીવનશક્તિનો સમાવેશ થઇ જાય છે. * ઝન્દાવસ્તામાં હોમને 'વનસ્પતિઓનો રાજા' કહ્યો છે, અને વેદોમાં પણ તેને એ જ નામ આપવામાં આવ્યું છે." ×

'સોમ' એ આયુર્વેદની સાથે સંબંધ રાખનારી કોઇ જડીબુટ્ટી છે, તેમાં જરા પણ શક નથી. પ્રો. મેકસમુલરનાં કથનાનુસાર 'સોમ' ભારતવર્ષમાં પેદા થતો ના હોય, અને એ ઔષધિ, ઉત્તર દિશાના કોઇ અજ્ઞાત પ્રદેશમાંથી લાવવામાં આવતી હોય, એ સંભવિત છે. એ વનસ્પતિને ઓળખવાનું ભૂલી જવાને કારણે, તથા તેના ખરા ગુણદોષનું જ્ઞાન લોપ થવાને કારણે, તેનું અમલ રૂપ વિસારે પડી ગયું હોય, અને વખતના વહેવાની સાથે, તે એક ઘણી પવિત્ર વસ્તુ હતી, એવી માન્યતા ફેલાઇ ગઇ હોય, એ તદ્દન બનવાજોગ છે. 'સાપ જાય અને લીસોટા રહે' તેની માફક, હવે તેને પવિત્ર વસ્તુ ગણીને, તેના નામનું પૂજન માત્ર રહી ગયું હોય, એમ જણાય છે. 'ઝન્દાવસ્તા'માં તેને '**અમરત્વ**' આપવાવાળી વસ્તુ કહી છે; અને જ્યારે જરથોસ્તીઓએ 'મૃતોત્થાન' (Resurrection રોજે કયામત)નો સિદ્ધાન્ત ગ્રહણ કર્યો, ત્યારે આ હોમ યા સોમથી મુડદાંઓને ફરી જીવતાં કરવામાં આવશે, એમ માની લીધું. આગળ વધીને તેઓએ આ સોમના બે ભેદ પાડયા છે. (૧) સફેદ હોમ, અને (૨) દુઃખ રહિત વૃક્ષ (Painless Tree). બાઇબલમાં આનું "જ્ઞાનતરુ અને જીવનતરુ" તરીકે વર્ણન કરવામાં

---

* ઝન્દાવસ્તા ભા. ૧લો, ભૂમિકા પા. ૬૯.

× ઋગ્વેદ ૧૦, ૯૭, ૭૧૮-૨૨.

આવ્યું છે; અને આ બન્ને વૃક્ષો સ્વર્ગના બાગમાં છે, એવી કલ્પના કરવામાં આવી છે. ચોથા પ્રકરણના ૮મા ભાગમાં, આ બાબતમાં ડૉ. સ્પિગલનો શું મત છે, તે અમે બતાવી ચૂકયા છીએ; અને પ્રો. મેક્સમુલરનાં વચનો ટાંકીને, અમે એમ પણ બતાવી ગયા છીએ કે, તેઓ 'સોમ વા હોમ' અને બાઇબલનાં 'જીવનતરુ'ને એકસરખાં જ ગણે છે. હવે આ બાબતમાં મેડમ બ્લેવટસ્કી શું કહે છે, તે જુઓઃ—

"સામાન્ય શબ્દોમાં, 'સોમ' એ 'જ્ઞાનવૃક્ષ'ના ફળનું નામ છે. ધર્માખોર એલોહિમે, આદમ અને હવાં અથવા યહુવીને એ ફળ ખાવાની મના કરી હતીઃ કારણ કે એને ભય હતો કે, એ ફળ ખાવાથી, આદમી કદાચ એના જેવો બની જશે." *

## (૧૩) Summary સારાંશ

વૈદિક સિદ્ધાન્તો તથા કર્મો અને પારસી સિદ્ધાન્તો તથા ક્રિયાઓમાં આશ્ચર્યજનક મળતાપણું જોવામાં આવે છે, એ અમે બતાવી ચૂકયા છીએ. અમે એ પણ બતાવી આપ્યું છે કે, વૈદિક ભાષા અને છંદોનો ઝન્દાવસ્તાની ભાષા અને છંદો સાથે ઘનિષ્ટ સંબંધ છે. પ્રાચીન કાળથી બન્ને ધર્મના અનુયાયીઓ પોતાને 'આર્ય' નામથી ઓળખાવતા હતા, એ પણ કહી દેવામાં આવ્યું છે. આટલી હદ સુધીની સમાનતા અને સાદૃશ્યતા, કેવળ આકસ્મિક (Accidental) છે, એમ પળભરને માટે પણ કોઇ કહી શકશે ખરું ? આવા પ્રકારનો વિચાર આજ સુધીમાં કોઇએ કર્યો નથી; અને તેમ કરી શકાય તેવું છે પણ નહીં. બન્ને ધર્મોની અસાધારણ સમાનતાનું કારણ બતાવવા માટે, નીચે લખેલી ત્રણ વાતોમાંથી એકાદને તો આપણે અવશ્ય માનવી પડશેઃ—

**(૧) વેદોનાં ધર્મ અને ભાષા ઝન્દાવસ્તાનાં ધર્મ અને ભાષામાંથી લેવામાં આવ્યાં છે.**

---

* જુઓ-'સિક્રેટ ડૉક્ટ્રિન' (ગુપ્ત મત) ભાગ રજો; પાનાં ૪૯૮-૪૯૯.

**(૨) વેદ અને ઝન્દાવસ્તાની ભાષા અને ધર્મનું મૂળસ્રોત ( source ) એક જ છે. બન્ને કોઇ અતિપ્રાચીન લુપ્તપ્રાય ભાષા અને ધર્મમાંથી નીકળ્યાં છે.**

**(૩) ઝન્દાવસ્તાનાં ભાષા અને ધર્મ, વેદનાં ભાષા અને ધર્મમાંથી નીકળ્યાં છે.**

આમાની પહેલી વાત અત્યાર સુધીમા કોઇએ કહી નથી. જેમનો મત આધારભૂત અને વિશ્વાસપાત્ર ગણાય, એવા સમસ્ત વિદ્વાનોએ, વેદોને ઝન્દાવસ્તાના કરતા, વધારે જૂના અને પુરાણાં પુસ્તકો માન્યાં છે. આ ઉપરથી એ નક્કી થાય છે કે, હવે આપણે ઉપરની બીજી અથવા તો ત્રીજીમાંથી એક વાતનો સ્વીકાર કરવો પડશે. **અમે આમાંની ત્રીજી વાતને માનીએ છીએ**, અને તેને યુક્તિથી સિદ્ધ કરતા પહેલા, અમારા મતને પુષ્ટિ આપનારા થોડાક પ્રમાણો રજૂ કરવા માગીએ છીએ.

'વેદ' અને 'ઝન્દાવસ્તા'મા આશ્ચર્યજનક સમાનતા જોવામા આવે છે, એ વાતને સિદ્ધ કરનારા સર વિલિયમ જોન્સના લખાણના કેટલાક અવતરણો અમે અગાઉ રજૂ કરી ચૂકયા છીએ.

સર વિલિયમ જોન્સ વિશેષમા લખે છે કે—"કમમા કમ ઝન્દ ભાષા, સંસ્કૃત ભાષાની એક શાખા ( Dialect ) હતી. પ્રાકૃત ભાષાના જેટલી જ, અથવા તો બે હજાર વર્ષ પહેલા ભારતવર્ષમા જે ભાષા કે ઉપભાષા ( Idioms ) બોલાતી હતી તેના જેટલી જ તે સંસ્કૃત ભાષાને મળતી આવે છે." +

ડારમેસ્ટેટર, પોતાના 'ઝન્દાવસ્તા'ના અનુવાદ ( સૅક્રેડ બુક્સ ઑફ ધી ઇસ્ટ સિરિઝ )મા, આ વિચારની પુષ્ટિમા બીજા ઘણા પ્રમાણો રજૂ કરે છે. જો કે તે પોતે તો ઉપર જણાવેલી નબર ૨વાળી વાતને માને છે.

+ જુઓ—"એશિયાટિક રિસર્ચિઝ" ભા ૨જો, પા ૩.

તેના મત મુજબ કોઇ લુપ્તપ્રાય ધર્મ અને ભાષામાંથી વેદ અને ઝન્દાવસ્તા નીકળ્યાં છે. આ સ્થળે, આ વાત ખાસ ધ્યાનમાં રાખવા જેવી છે કે, સર વિલિયમ જોન્સ આદિ વિદ્વાનોના જે મત છે, તે બન્ને ધર્મોના કરતાં, બન્ને ભાષાઓની સમાનતાને વધારે પુષ્ટિ આપનારા છે. ફાધર પોલો ડિ સેન્ટ બારથેમી ( Father Paulo de Saint Barthelmy ) નો ઉલ્લેખ કરતાં તે કહે છે કે, " તેઓ એવા નિર્ણય ઉપર આવ્યા છે કે, અતિપ્રાચીન સમયમાં ઇરાન અને હિન્દુસ્થાનમાં સંસ્કૃત ભાષા બોલાતી હતી; અને ઝન્દ ભાષાનો તેમાંથી જ જન્મ થયો છે. " * આગળ જતાં ડારમેસ્ટેટર કહે છે કેઃ—" અને ૧૮૦૮માં જોન લીડન (John Lydon) એમ માનતો હતો કે, ઝન્દ ભાષા, એ પાલી ભાષાના જેવી એક પ્રાકૃતની શાખા છે. " અરસ્કિનના મત મુજબ " ઝન્દ ભાષા, એ સંસ્કૃતની એક શાખા છે; અને પારસી ધર્મના સંસ્થાપકે, ભારતવર્ષમાંથી તેને ઇરાનમાં આણી છે, પણ ઇરાનમાં એ બોલીનો કદી યે પ્રચાર થયો નથી. " પિટર વૉન બોહલેન ( Peter Von Bohlen )ના સંબંધમાં તે કહે છે કેઃ— " તેના મત મુજબ, ઝન્દ ભાષા, એ પ્રાકૃત ભાષાની શાખા છે; અને જોન લિડન અને અરસ્કિનનો પણ આવો જ મત છે. "×

હવે અમો નીચે લખેલી યુક્તિઓ ( Reasons )થી જરથોસ્તી મત, વૈદિક ધર્મમાંથી નીકળ્યો છે, એમ સંપૂર્ણ રીતે સિદ્ધ કરી બતાવીશું. અમારા મત મુજબ, નં. ૩વાળી વાત માનવામાં અમારો મત પુરેપુરો વાજબી છે, અને એમ માનવાને પૂરતાં કારણો મળી રહે છે.

(૧) ઝન્દાવસ્તામાં, એક સ્થળે જરથુસ્ત, ' પુરાણા ઇશ્વરીય જ્ઞાન ' (Older Revelation)નું વર્ણન કરે છે, અને તે વેદ સિવાય બીજું કોઇ પણ હોઇ શકે નહીં. ( સૌથી પહેલું વેદોમાં જ એવું જ્ઞાન જોવામાં આવે છે. )

---

* ઝન્દાવસ્તા. ભા. ૧લો. પ્રસ્તાવના. પા. ૨૧.

× ઝન્દાવસ્તા, ભાગ ૧લો, ભૂમિકા. પા ૨૧.

અમે અત્રે ડૉ. હૌગનો મત ઉદ્ધૃત કરીએ છીએ. તેઓ કહે છે કે:– "અમે જોઇએ છીએ કે, 'ઝન્દાવસ્તા'ના સૌથી પુરાણા ભાગ–ગાથાઓમાં, એક 'પ્રાચીન ઇશ્વરીય જ્ઞાન'નો સંકેત કરવામાં આવ્યો છે; (જુઓ યાશ્ન, ૪૦–૬–૬) અને અગ્નિના પુરોહિતો–સોશ્યન્ત અને અથર્વની બુદ્ધિનાં વખાણ કરવામાં આવ્યાં છે. અહીંયાં જરથુસ્ત, પોતાની મંડળીને 'અંગિરા'ની પ્રતિષ્ઠા અને સન્માન કરવાની પ્રેરણા કરે છે. (જુઓ–યાશ્ન ૪૬–૩૦ અને ૪૮–૧૨.) વૈદિક મંત્રોના અંગિરા, કે જે પ્રાચીન આર્ય લોકોના પૂર્વજ હતા, અને જે પાછળના બ્રાહ્મણ પરિવારો (Families)ના કરતાં, જરથુસ્તના આગમનની પહેલાંના પારસી ધર્મની સાથે, નિકટનો સંબંધ ધરાવતા હતા, તે 'અંગિરાઓ'નું વર્ણન, 'અથર્વણ' યાને અગ્નિપુરોહિતો (Fire-Priests)ની સાથે ઘણે સ્થળે કરવામાં આવેલું છે; અને એ બન્નેને વૈદિક સાહિત્યમાં 'અથર્વવેદ'ના કર્તા માનવામાં આવે છે. (અમે એને એ વેદના 'ઋષિ' કહીએ છીએ.) આ વેદને, 'અથર્વાંગિરા' અથવા તો અથર્વ–અંગિરાઓનો વેદ કહેવામાં આવે છે." =

ડૉ. હૌગ વધુમાં કહે છે કે:–"સ્વયમ્ પોતાના પુસ્તકમાં જ જરથુસ્ત, પોતાને અહુર મજદનો પ્રેરિત કરેલો "મથ્રન" અર્થાત્ "મંત્રદ્રષ્ટા દૂત" કહે છે." × (આનો સ્પષ્ટ અર્થ એ જ થાય કે, ઇશ્વરની પ્રેરણાથી મંત્રો ઝીલનારા ઋષિઓના જેવો પોતે પણ એક ઋષિ–ઇશ્વરીય જ્ઞાન ઝીલનારો દૂત હતો, એમ જરથુસ્ત માનતો હતો.)

(૨) "હોમયશ્ત" (ઝન્દાવસ્તાના એક અધ્યાય)માં 'સોમયજ્ઞ' (સોમયાગ) કરવાવાળા ચાર મનુષ્યોની ગણના કરવામાં આવી છે, જેઓ જરથુસ્તના સમયની પહેલાં, વૈદિક કૃત્ય સોમેષ્ટિ યા સોમયાગ કરતા

= ડૉ. હૌગના નિબંધો, પા. ૧૯૪.

× " " પા. ૨૯૭.

હતા. જરથુસ્તના પિતા પૌરુષાસ્પ ( આ નામનું પણ સંસ્કૃત 'પૌરુષભ્ર' સહેલાઇથી બનાવી શકાય તેમ છે. ) સિવાયના બાકીના બધાં નામો વૈદિક સાહિત્યમા આવે છે.

સૌથી પહેલાં જે પુરુષે ' સોમયજ્ઞ ' રચ્યો તેનું નામ ' વૈવંહવત ' હતું. તેને એક યમ નામનો દીકરો થયો, જે મહાતેજસ્વી, સુશીલ અને પરમપ્રતાપી હતો; અને જે બીજાં બધાં મનુષ્યોના કરતાં, સૂર્યની સામે વધારે વખત જોઇ શકતો હતો. બીજો પુરુષ ' આથ્વ્ય ' હતો. તેનો દીકરો થ્રૈતાન થયો, અને તેણે ' અજિદાહક ' સર્પને મારી નાખ્યો. ત્રીજો પુરુષ ' થ્રિત ' હતો, જેને બે દીકરા હતા. ચોથો પુરુષ, તે જરથુસ્તનો પિતા 'પૌરુષાસ્પ' હતો. હોમ, જરથુસ્તને કહે છે કે, "હે પવિત્ર જરથુસ્ત ! શયતાનની સામે લડવા માટે તારો જન્મ એને ઘેર થયો છે. અહુર પર તારો પૂરેપૂરો વિશ્વાસ છે, અને તું ' આર્યાન્ બીજ ' અર્થાત આર્ય દેશમાં સુપ્રસિદ્ધ છો." ×

હવે આ માંહેના પહેલા વિવંહવત અને તેનો દિકરો યમ, વૈદિક સાહિત્યમાં સુપ્રસિદ્ધ છે. ઝન્દાવસ્તામાં યમને રાજા કહેવામાં આવ્યો છે, અને તેનું નામ યમખ્ષૈત ( સંસ્કૃત ક્ષત્ર=રાજા ) છે. ફિરદોસીના, શાહનામા 'માં યમખ્ષૈતનું જમશેદ એવું નામ બની જાય છે. વૈદિક સાહિત્યમાંથી આ પરંપરાગત કથાનો પત્તો મેળવીને ડૉ. હોગ કહે છે કે, યમ ખ્ષૈત, જમશેદ અને યમરાજા, એ એક જ નામ અને પદવી ( Epithet ) છે.+' યિમ ' અને ' યમ ' એક જ છે. ' ખ્ષૈત 'નો

× " ઝોરાસ્ટ્રિયેનિઝમ ઇન ધી લાઇટ ઑફ થીઓસૉફી " =' થીઑસૉફીની દષ્ટિએ પારસી ધર્મ 'ના ' પવિત્ર હોમ 'ના નિબંધમાંથી. (હોમયસ્ત).

+ પહેલાં કહ્યું છે તેમ ' ખ્ષૈત ' સંસ્કૃત ' ક્ષત્ર ' શબ્દમાંથી બન્યો છે, જે વેદોમાં ' રાજા 'ના અર્થમાં વપરાય છે. અર્વાચીન સંસ્કૃતમાં ' ક્ષત્ર ' શબ્દ નથી વપરાતો. પરન્તુ ' ક્ષત્રાપ્ધ: ' માંથી નીકળેલો ' ક્ષત્રિય ' શબ્દ ( રાજકીય પુરુષ યા યોદ્ધો ) વપરાય છે. ( પાણિનિ—અ. ૪–૧–૧૩૮ )

અર્થ 'રાજા' થાય છે. બન્નેનાં પારિવારિક–કૌટુમ્બિક નામ એક જ છે. ઝન્દાવસ્તામાં એને વિવન્હુ.અથવા વિવન્હવતનો દીકરો, અને વેદમાં વૈવસ્વત અથવા વિવસ્વતનો પુત્ર કહ્યો છે, વાસ્તવમાં એ બન્ને એક જ છે. ( જુઓ હૌગના નિબંધો. પા. ૨૭૭ )

ઝન્દાવસ્તા મુજબ '**યિમ**' સૌથી પહેલો નબી છે. અહુર મજદા કહે છે કે, " હે પવિત્ર જરથુસ્ત ! તારી પહેલાં સુંદર **યમ** સૌથી પહેલો મનુષ્ય હતો, કે જેની સાથે મેં વાર્તાલાપ કર્યો હતો, અને જેને મેં જરથુસ્તી ધર્મશાસ્ત્રનો બોધ આપ્યો હતો. " ÷

જરથુસ્ત પહેલાં, સોમયજ્ઞ કરવાવાળો જે બીજો પુરુષ હતો, તે **આથ્વ્ય** હતો, અને તેનો પુત્ર **થ્રૈતાન** ( 'શાહનામા' નો ફરીદુન ) હતો. આ નામો વૈદિક **આપ્ત્ય** અને **ત્રૈતાન**ની સાથે મળતાં આવે છે. ડૉ. હૌગ કહે છે કે:–" વૈદિક ત્રૈતાનમાં **થ્રૈતાન** ( **ફરીદુન** )ની ઓળખાણ સહેલાઇથી થઇ શકે છે; અને તેના બાપનું નામ આથ્વ્ય છે, જે ત્રિતના **આપ્ત્ય**, કે જેનો વેદોમાં પ્રયોગ કરવામાં આવ્યો છે, તેની સાથે પૂર્ણરૂપે સમાનતા બતાવે છે. " +

સોમયજ્ઞ કરનારો ત્રીજો પુરુષ '**થ્રિત**' અને વૈદિક '**ત્રિત**' એક જ છે. ડૉ. હૌગ કહે છે કે: "ઝન્દાવસ્તાના **સામ** પરિવાર (જેમાં મહાવીર રૂસ્તમ પહેલવાન જન્મ્યો હતો ) માં **થ્રિત** સૌથી પહેલો હકીમ (Physician) હતો, અને તે, 'અહરિમન' જે રોગો પેદા કરતો, તેની ચિકિત્સા કરતો હતો. વેદોમાં ત્રિતના સંબંધમાં પણ આવા જ વિચારો રજૂ કરવામાં આવ્યા છે. અથર્વવેદ મંત્ર ૬, સૂક્ત ૧૧૩–૧માં કહ્યું છે કે, ત્રિત મનુષ્યોના રોગોને દૂર કરતો હતો.........દીર્ઘાયુષ્યનું પ્રદાન કરતો હતો. પ્રત્યેક ખૂરી વસ્તુ, શાન્ત થઇ જાય એટલા માટે તેની પાસે મોકલવામાં

---

÷ ફરગર્દ ૨–૨

+ ડૉ. હૌગના નિબંધો પા. ૨૭૮.

આવતી હતી; ( ઋગ્વેદ ૭-૪૭-૧૩ ). ઝન્દાવસ્તામાં મિત્રનો આવો ગુણ, તેને સામ એટલે શાન્તિ દાતાનું નામ આપીને, વ્યક્ત કરવામા આવ્યો છે." *

જરથુસ્તના પિતાના નામ સિવાયના, બીજા બધા પૂર્વજોનાં નામો વૈદિક સાહિત્યમાં મળી આવે છે, એ એક અત્યંત આશ્ચર્યજનક ઘટના છે. જરથુસ્ત્રના સમયમા ઇરાનની પ્રજા વચ્ચે, વૈદિક ધર્મનાં જે સંસ્મરણો અને અવશેષો રહી જવા પામ્યાં હતા, તેનું, ઉપર જણાવેલી સોમયજ્ઞ કરનારા પુરુષોની ગણનાથી, અચ્છું ભાન થાય છે.

(૩) 'ઝન્દાવસ્તા'માં 'અથર્વવેદ'નો સંબંધ સ્પષ્ટ અને અચૂક રીતે જોઇ શકાય છે. પરસ્પરના એ સંબંધ, અને એ બન્નેની એકતા બતાવવા માટે, ડૉ. હૌગે જે પ્રકારે ચર્ચા કરી છે, તે જ પ્રકારે અમે તેનાં વચનોને ઉદ્ધૃત કરીએ છીએ.

"સ્પષ્ટ રીતે આ શબ્દો 'અથર્વવેદસંહિતા'ના પારિભાષિક શબ્દો છે. આ વેદસંહિતાની કેટલીક હસ્તલિખિત લિપિઓમાં, આ વેદ મંત્ર (**शन्नो देवी रमिष्टय आपो भवन्तु पीतये**) થી પ્રારંભ કરવામાં કરવામાં આવે છે, અને તેમાં ઉપરના બન્ને શબ્દો આવે છે. 'અથર્વવેદ સંહિતા'ની જે છાપેલી નકલો છે, તેમાં એ મંત્રને છોડી દેવામાં આવ્યો છે. પરન્તુ ૧-૬-૧માં એ મંત્ર આવે છે; અને હસ્તલિખિત કોપીઓમાં પણ એ જ સ્થાને એ મંત્ર લખવામાં આવ્યો છે. બે હજાર વર્ષ પહેલાં 'અથર્વવેદ'નો પ્રારંભ આ મંત્રથી થતો હતો. પાતંજલિ મુનિએ, પોતાના '**મહાભાષ્ય**'ની ભૂમિકામાં ચારે વેદોના પ્રારંભિક મંત્રો આપ્યા છે, અને તેમાં 'અથર્વવેદ'ના શરૂઆતના મંત્ર તરીકે '**शन्नो देवी रमिष्टय**'વાળો મંત્ર આપ્યો છે, જે ઉપરથી બે હજાર વર્ષ પહેલાંના સમય માટે જે અનુમાન કરવામાં આવે છે, તેને પુષ્ટિ મળે છે." * (હૌગના નિબંધો. પા. ૧-૨)

"ઝન્દાવસ્તા" સાથેના "અથર્વવેદ"ના આ સંબંધ ઉપરથી, વેદનો જમાનો ઝન્દાવસ્તાની પહેલાંનો કાળ હતો, એ વાત ચોખ્ખી અને નિર્વિવાદ રીતે સિદ્ધ થાય છે.

(૪) આ વાત પણ સિદ્ધ થઇ શકે તેવી છે કે, પારસી લોકો ભારતવર્ષમાંથી નીકળીને ઇરાનમાં જઇ વસ્યા હતા.

---

* આર્યો જાણે છે કે, "शन्नो देवी **रमिष्टय आपो** भवन्तु पीतये शंयो रभिस्रवन्तुनः" એ આચમન મંત્ર છે; અને તેમાંના જાડા કાળા અક્ષરોવાળા શબ્દો, ઝન્દાવસ્તામાં થોડા ફેરફાર સાથે આવે છે.

પાશ્ચાત્ય વિદ્વાનો એમ માને છે કે, વેદો જુદે જુદે સમયે લખાયા છે, અને ચારે વેદોમાં 'અથર્વવેદ' સૌથી છેલ્લો લખાયો છે. આ ઉપરથી વાંચક વર્ગ જોઇ શકશે કે, જ્યારે 'અથર્વવેદ' જ 'ઝન્દાવસ્તા'ના કરતાં જૂનો અને પુરાણો ગ્રન્થ સિદ્ધ થાય છે, ત્યારે બીજા ત્રણ વેદો તો તેના કરતાં, ઘણા જ જૂના અને પુરાણા હોવા વિષે કાંઇ શક જ રહેતો નથી. વેદો પુરાણા હોવાને કારણે જ તેના ઉતારા ઝન્દાવસ્તામાં લેવામાં આવ્યા છે.

પ્રોફેસર મેકસમુલર લખે છે કે:–"પારસી લોકો ભારતવર્ષમાંથી જઇને ઇરાનમા વસ્યા હતા, એ વાત ભૌગોલિક પુરાવાઓથી પણ સાબિત થઇ શકે છે. જેવી રીતે મસીલીઆના રહેવાસીઓ ગ્રીસમાંથી રવાના થયા હતા તેવી જ રીતે, વૈદિક જમાનામાં જરથુસ્ત અને તેના વડવાઓ ભારતવર્ષ-માંથી ચાલી નીકળ્યા હતા, એ વાત સ્પષ્ટ રીતે સિદ્ધ થઇ શકે તેવી છે."* [ઇરાનને પોતાનું 'માદર વતન' કહેવામાં પારસીઓ કેવી ભૂલ કરે છે, તે આ ઉપરથી જોઇ શકાય છે. ઉપરના લખાણથી તો સ્પષ્ટ થાય છે કે પારસીઓ મૂળ હિન્દના રહેવાસી હતા; અને વૈદિક જમાનામાં ગમે તે કારણે, તેઓ ઇરાન તરફ હિજરત કરી ગયા હતા; એટલે તેમનું ખરું 'માદરવતન' તો ઇરાન નહીં પણ ભારતવર્ષ જ કહેવાય. ]

પ્રો. મેક્સમુલર પોતાનાં (Science of language) 'ભાષા વિજ્ઞાન' પરના ભાષણમાં આ વાત આથી પણ વધારે સ્પષ્ટ શબ્દોમાં રજૂ કરે છે. તેઓ કહે છે કે:–

"પારસી લોકો ઉત્તર ભારતમાં સંસ્થાન (colony) બનાવીને વસ્યા હતા. વેદમાં જે લોકોનાં પવિત્ર ગાયનો મળી આવે છે, તે લોકોની સાથે તેઓ થોડો કાળ રહ્યા. પણ પછી માંહોમાંહે ફાટફૂટ થવાને કારણે, પારસી લોકો પશ્ચિમ તરફ અરકોશિયા અને ઇરાન તરફ ચાલ્યા ગયા. જે શહેરો અને નદીઓ પોતે છોડી ગયા હતા, તે જ શહેરો અને નદીઓનાં નામો, તેઓએ, પોતે જ્યાં જઇને વસ્યા, ત્યાંનાં શહેરો અને નદીઓને આપ્યાં. નવાં સ્થળોએ, તેઓએ આ પ્રમાણે જૂનાં સ્થળોનાં સ્મરણ જાળવી રાખ્યાં. સંસ્કૃત 'સ' નો ફારસીમાં 'હ' થઇ જાય છે, એટલે તેઓનું 'હરયુ' નામ, સંસ્કૃત 'સરયુ'નું સ્મરણ કરાવે છે. ભારતવર્ષની પવિત્ર નદીઓ માંહેની એકનું નામ 'સરયુ' છે., વેદોમાં પણ તેનું વર્ણન આવે છે, અને આજે તેને 'સરજુ' નદી કહે છે."+ (યાદ કરો–'સરજુ કે તીરે અયોધ્યા નગરી'—વાળુ ગાયન.)

---

* 'ચિપ્સ ફ્રૉમ એ જર્મન વર્કશૉપ' ભા. ૧લો. પા. ૨૩૫.

\+ 'ભાષાવિજ્ઞાન' પરનાં ભાષણો; ભા. ૧લો; પા. ૨૩૫.

પ્રો. મેક્સમુલરે બતાવેલાં 'હરયુ' અને 'સરયુ' નદીનાં નામ ઉપરાંત, ઇરાનનાં ઘણાં સ્થળોનાં નામો, સંસ્કૃત નામોની સાથે બહુ જ મળતાં આવે છે. જેમ કે:—

(ક) Euphrates–યુફ્રેટિસ, જેને સાધારણ રીતે 'ફ્રાત' કહેવામાં આવે છે, તે ઇરાનની એક પ્રસિદ્ધ નદીનું નામ છે; અને તેની વ્યુત્પત્તિ "ભારત" શબ્દથી થાય છે. સંસ્કૃતમાં 'ભારત' આ દેશનું નામ છે; એટલું જ નહીં, પણ આ દેશના નિવાસીઓનું પણ તે બહુ પુરાણું નામ છે. હિન્દુસ્થાનને માટે ભારત, × ભારતવર્ષ અથવા ભરતખંડ, એ શબ્દોનો ઉપયોગ આપણે હજુ પણ કરીએ છીએ. જેઓએ સંસ્કૃત ભાષાનો પ્રસિદ્ધ ઇતિહાસગ્રન્થ '**મહાભારત**' વાંચ્યો હશે, તે સમજી શકશે કે, શરૂઆતમાં આ (ભારત) શબ્દ મનુષ્યોને માટે પણ વપરાતો હતો. 'મહાભારત' શબ્દનો અર્થ, મહા=મોટા, ભારત= મહારાજ એટલે કે ભરતના પુત્રોનો ઇતિહાસ થાય છે. ભારતવર્ષના લોકો, કે જે પોતાને "ભારત" કહેતા હતા, તેઓ 'ફ્રાત' નદીને કિનારે જઇને વસ્યા, અને પોતાનાં અને પોતાના દેશનાં નામ ઉપરથી એ નદીનુ નામ પણ તેઓએ 'ફ્રાત' રાખ્યું. સંસ્કૃતનો 'ભ' ફારસીમાં 'ફ' કે 'ફ' થઇ જાય છે. વૈદિક સંસ્કૃતની * 'ગૃભ=ગ્રહણ કરવું' એ ધાતુ ઉપરથી ફારસી 'ગિરિફ્તન=લેવું, પકડવું" એ શબ્દ બન્યો છે, એ ઉપરથી આ વાત સ્પષ્ટ થઇ જાય છે.

---

× **ભારત** એ ભરતની અપત્યવાચક સંજ્ઞા (Patronymic form) છે, અને તેનો અર્થ, ભરતનો પુત્ર, એવો થાય છે. ભરત, પ્રાચીન ભારતમાં એક પ્રસિદ્ધ રાજા હતો, જેણે પહેલાં પોતાની પ્રજાને, અને પછી પોતાના દેશને 'ભારત' નામ આપ્યું. ભરત એ શકુન્તલા અને દુષ્યન્તનો પુત્ર હતો; અને એની જાણીતી કથા, મહાકવિ કાળીદાસ કૃત 'શકુન્તલા નાટક'માં બહુ સારી રીતે વર્ણવવામાં આવી છે.

* વૈદિક સંસ્કૃતની 'ગૃભ' ધાતુ, આધુનિક સંસ્કૃતમાં 'ગૃહ' ધાતુ બની ગઇ છે.

(ખ) બેબિલોન, ઇરાનનાં એક પ્રસિદ્ધ નગરનું નામ છે. આ શહેર ફરાત નદીને કિનારે આવેલું છે. એક સમયે એક મોટા સામ્રાજ્યની એ રાજધાની હતી. આ નામનો પત્તો 'ભૂપાલન' શબ્દમાંથી મળે છે, અને એનો અર્થ ભૂપાલના નિવાસી, એવો થાય છે. ભારતવર્ષમાંથી ગયેલા લોકોએ 'બેબિલોન'–ભૂપાલાન વસાવ્યું હોય, એ બનવા જોગ છે.

(ગ) Tigris–ટાઇગ્રીસ–તીગરી નદીને કિનારે રહેતા લોકોને "કૅાસી" કહે છે; અને સંભવ છે કે, ભારતવર્ષનાં કાશી અથવા બનારસમાંથી ગયેલા લોકો ત્યાં જઇને વસ્યા હોય.

(ઘ) ઇરાન એ 'આર્ય્યાન' શબ્દનો અપભ્રંશ માત્ર છે. જે આર્ય લોકો ત્યાં જઇને વસ્યા, તેઓએ તેનું 'ઇરાન—આર્ય્યાન' નામ પાડ્યું હશે.

એક ધર્મ બીજા ધર્મમાંથી નીકળ્યો, એ વાત સિદ્ધ કરવા માટે ત્રણ વસ્તુઓ બતાવવી જોઇએ (૧) વિચારો અને સિદ્ધાન્તોની સમાનતા, (૨) એકના કરતાં બીજા મતની પ્રાચીનતા, અને (૩) એ બન્ને વચ્ચે સંબંધ જોડનારો માર્ગ–channel of communication. આ નિયમ પ્રમાણે જોઇએ તો, વૈદિક અને પારસીમતના સિદ્ધાન્તો વચ્ચે એટલી તો સમાનતા જોવામાં આવે છે કે, તેના સંબંધમાં કોઇ માણસ જરા સરખી યે શંકા ઉઠાવી શકે તેમ નથી; 'ઝન્દાવસ્થા'ના કરતાં વેદોનો સમય વધારે પુરાણો છે, એ વાત પણ સિદ્ધ કરવામાં આવી છે; અને જ્યારે વૈદિક જમાનામાં પારસી લોકો ભારતવર્ષમાંથી જ ઇરાનમાં જઇને વસ્યા, એ વાત સાબિત કરવામાં આવી છે, ત્યારે 'સંબંધનો માર્ગ' પણ એની મેળે જ સમજી જવાય છે. વૈદિક કાળ વીત્યા પછીના પાછળના જમાનામાં પણ, ગમનાગમન અને સંબંધનો માર્ગ ચાલુ હતો, એમ બતાવી આપવામાં પણ કાંઇ બહુ મુસ્કેલી નડે એમ નથી. "નામે જરથુસ્ત"માં* લખ્યું

* આ પુસ્તક 'ઝન્દાવસ્તા' પછી ભલે લખાયું હોય, છતાં તે જરથુસ્તે રચ્યું હતુ એમ કહેવામાં આવે છે. ખરી વાત તો એ છે કે, એક જ નામના ઘણ

**છે કે, વ્યાસજી ઇરાન ગયા હતા, અને ત્યાં જરથુસ્તની સાથે શાસ્ત્રાર્થ કર્યો હતો.**

ઇશ્વર જરથુસ્તને કહે છે કેઃ– " વ્યાસ નામનો એક મહાન બુદ્ધિશાળી બ્રાહ્મણ, કે જેની બરોબરી કરી શકે એવો પૃથ્વી પર બીજો કોઇ વિદ્વાન નહીં હોય, તે ભારતવર્ષમાંથી આવશે. એ વ્યાસજી, તને એવો પ્રશ્ન પૂછશે કે, ' આ વિશ્વનો રચનાર ( Immediate creator ) કેવળ ઇશ્વર કેમ નહીં ? " ( ૬૫–૬૬ )

એના જવાબમાં તું કહેજે કે ઇશ્વરે, કોઇની સહાયતા વગર, સૌથી પહેલાં **મન** યા બુદ્ધિને ઉત્પન્ન કરી; અને પછી એ બુદ્ધિ દ્વારા ભૌતિક સંસાર પેદા કર્યો " (૬૭)

" પ્રથમ ઉત્પન્ન કરેલી બુદ્ધિની સહાયતાથી ઇશ્વરે વિશ્વ બનાવ્યું, એમ કહેવાથી ઇશ્વરનાં ' વિશ્વકર્તૃત્વ ' પર કોઇ જાતનો દોષ આવતો નથી " (૬૮).

" બીજો પ્રશ્ન એવો પૂછવામાં આવશે કે, અગ્નિ આકાશની નીચે, વાયુ અગ્નિની નીચે, જળ વાયુની નીચે, અને પૃથ્વી જળની નીચે શા માટે છે ? " (૭૧).

આ પ્રશ્નનો જવાબ આપવા માટે પરમેશ્વર, જરથુસ્તને જે બોધ આપે છે, તે ત્યાર પછી લખવામાં આવ્યો છે. ( ૭૨ થી ૭૫ ) એના પરની ટીકામાં **પાંચમો સાસાન** લખે છે કેઃ—" બલખમા વ્યાસજી અને ગુસ્તાસ્પની ભેટ થઇ. રાજાએ બધા બુદ્ધિમાન પુરુષોને નિમંત્રણ આપીને

---

પુરૂષો થઇ ગયા છે. જેમ કે, બ્રહ્મા, વસિષ્ટ, નારદ, અને (સંભવિત છે કે) વ્યાસ નામના ઘણા ઋષિઓ થઇ ગયા છે. ' **દવિસ્તાન** 'માં ૧૩ જરથુસ્તોનાં વર્ણન આવે છે. એમાં સૌથી પહેલા ' **સ્પિતામા જરથુસ્ત** ' હતા, કે જેને પારસી ધર્મના પ્રવર્તક માનવામાં આવે છે. ' સ્પિતામા ' શબ્દથી, તેને બીજાં નામોથી સહેલાઇથી જુદા પાડીને ઓળખી શકાય છે.

બોલાવ્યા. જરથુસ્ત પણ પોતાનાં ઉપાસના મંદિરમાંથી બહાર આવ્યા. અને તેમણે જે મત રજૂ કર્યો તે વ્યાસજીએ સ્વીકારી લીધો."

આ કથા ગુસ્તાસ્પ × ના સમયની સાથે સંબંધ રાખે છે.

ગુસ્તાસ્પ, બેકટ્રિયાનો પ્રસિદ્ધ રાજા હતો. કહે છે કે, ઇ. સ. પૂર્વે ૫૫૦માં તેણે પારસી મતને રાજ્યધર્મ બનાવ્યો હતો, અને તેનો તેણે ખૂબ પ્રચાર કર્યો હતો. જરથોસ્તી ધર્મની ઉન્નતિને માટે એ સમય ઘણો સારો–મહત્વપૂર્ણ હતો. વ્યાસજીનું જે ગૌરવની સાથે વર્ણન કરવામાં આવ્યું છે, તે ઉપરથી એમ લાગે છે કે, એ વ્યાસજી કદાચ 'વેદાન્ત-સૂત્ર'ના કર્ત્તા અને પાતંજલ યોગસૂત્રના પ્રસિદ્ધ ભાષ્યકાર હશે. પાંચમા સાસાનનું પુસ્તક તો વ્યાસજીના જમાના પછી ઘણે લાંબે વખતે લખાયું છે, એટલે "જરથુસ્તનો મત વ્યાસજીએ સ્વીકારી લીધો." એવી જે વાત તેણે લખી છે, તે બરોબર નથી. એ વાત તો બનાવટી અને પાછળથી પારસી ધર્મનું મહત્વ વધારવા માટે ઉપજાવી કાઢેલી હોય, એમ લાગે છે.

પારસીઓના ઇતિહાસમાં, જે સમય ઘણો જ મહત્વનો અને યાદગાર બને તેવો હતો, તે સમયે હિન્દુ અને પારસી મતના આચાર્યો સાથે મળીને

---

×'ગુસ્તાસ્પ,' એ આ રાજાનાં અસલ નામનું પાછળથી બની ગયેલું રૂપ છે. અસલ નામ 'વિશ્તાસ્પ' છે, જે સંસ્કૃત 'વિષ્ટાશ્વ' માંથી નીકળ્યું છે. યુનાની–ગ્રીક પુસ્તકોમાં 'હિસ્ટાસ્પિજ' (Hystaspes)નું નામ પ્રસિદ્ધ છે. પ્રસિદ્ધ પારસી ગ્રન્થકાર ડૉ. એસ. એ. કાપડિયા, એમ. ડી., એલ. આર. સી. પી. ના મત મુજબ, વિસ્તાસ્પ અથવા ગુસ્તાસ્પનો સમય, આજથી ૩૫૦૦ વર્ષ પૂર્વે હતો. (એમનું "ટીચિંગસ ઑફ ઝોરેસ્ટર ઍન્ડ ધી ફીલૉસૉફી ઑફ ધી પારસી રિલિજિયન. વિઝડમ ઑફ ધી ઇસ્ટ સિરિઝ" પા. ૧૫ થી ૧૮ જુઓ). હિન્દુ ઇતિહાસમાં મહાત્મા બુદ્ધનો જે સમય બતાવવામાં આવે છે, તે આ સમયના જેટલો જ થાય છે.

ધર્મચર્ચા કરે, એવું પારસી ગ્રન્થોમાં જે લખાણ છે, તે કાંઇ ઓછું ગૌરવવાળું ગણાય નહીં.

ત્યાર પછીના સમયની હકીકતો જોતાં પણ જણાય છે કે, **પહેલો સાસાન**, કે જેના ગ્રન્થોમાથી, આ પુસ્તકમાં ઘણાં અવતરણો ઉદ્ધૃત કરવામા આવ્યાં છે, તે હિન્દુસ્થાનમાં રહેતો હતો; એટલું જ નહીં, પણ તેણે આ દેશમાં રહીને કેટલીક કિતાબો પણ લખી હતી. એના પુસ્તકના ૩૮મા ભાગમા, ઇશ્વર પાસે એમ કહેવરાવવામાં આવ્યું છે કે:– " તારું કલ્યાણ થાઓ; તું ધન્ય હોઃ કારણ કે તારી ઇચ્છાઓનો મેં સ્વીકાર કરી લીધો છે. " આની ઉપર ટીકા કરતાં **પાંચમો સાસાન** લખે છે કે:– " આ સ્થળે, એ વાત જણાવી દેવી જોઇએ કે, મહાન સિકન્દરે જ્યારે ઇરાનને જીતી લીધું, ત્યારે દારાનો પુત્ર સાસાન, પોતાના કાકાથી જુદો થઇને, હિન્દુસ્થાન ભણી ચાલ્યો ગયો હતો. ત્યાં તેણે પવિત્ર જીવન ગાળી, ઇશ્વરભક્તિમાં પોતાનો સમય ગાળવા માંડયો. પરમાત્માએ તેના ઉપર કૃપા કરી, અને તેને ( Prophet ) નબી બનાવ્યો. " *

આગળ ચાલતાં, **પાંચમો સાસાન** લખે છે કે, " પહેલા સાસાને, પોતાનું આયુષ્ય ભારત વર્ષમાં રહીને પૂરું કર્યું. ' આ પ્રમાણે, પારસીઓના અંતિમ ધર્મગ્રન્થ લખનાર, કે જેના તત્વજ્ઞાન અને તર્કશાસ્ત્રને લગતા પુસ્તકોના કરતાં બીજા કોઇ પારસી ગ્રન્થકારોના પુસ્તકો ચડિયાતાં ગણાતાં નથી, તેના હૃદયમા ઇશ્વરની દયાનો સંચાર, ભારતવર્ષમા જ થયો હતો. પાંચમા સાસાનના લખાણની મતલબ એ છે કે, ઇશ્વરની પ્રેરણા અને પ્રકાશ પ્રાપ્ત કરીને, તેણે દૈવી મિશનને આગળ ધપાવ્યું હતું: અને તેની પવિત્રતા તથા ભક્તિભાવથી ઇશ્વર પ્રસન્ન થયા હતા.

વૈદિક કાળમા પારસીઓના વડવાઓ ભારતવર્ષમાથી બહાર ગયા હતા, તેથી વેદોમાંથી જરથોસ્તી મત પેદા થયો છે, એમ સાબિત થાય

---

* સાસન ૧લો પા. ૩૮

છે; અને પારસી ધર્મની ઉન્નતિના સમયમાં પણ વૈદિક શિક્ષણનો તેની ઉપર ઘણો પ્રભાવ પડયો હતો, એ બીના પણ ઉપરની હકિકતોથી બહુ જ સ્પષ્ટ રીતે જણાઇ આવે છે. આવાં કારણસર જ, પારસીઓના પાછળનાં ધર્મપુસ્તકો અને 'દસાતીર'માં જે વર્ણનો આવે છે, તે વૈદિક ધર્મની સાથે બહુ જ મળતાં આવે છે.

વૈદિક ધર્મ અને જરથુસ્તી મતની અત્યંત સમાનતા બતાવવા માટે, એક પારસી ગ્રન્થકારનો અભિપ્રાય રજૂ કરીને, અમે આ વિષય પૂરો કરીશું.

એ ગ્રન્થકાર લખે છે કેઃ—" પવિત્ર વૈદિક ધર્મ અને જરથોસ્તી મત એક જ છે. જે મિથ્યા વિશ્વાસો અને દૂષિત માન્યતાઓએ, વિશુદ્ધ વૈદિક સત્યો પર પરદો નાંખીને ધાર્મિક અંધકાર છવરાવી દીધો હતો, અને પ્રાચીન ઉત્તમ ધર્મને સ્થાને, પેટભરા પુરોહિતો અને પ્રજાઘાતક રાજાઓના સ્વાર્થને પોષનારો, જે ખોટો-કપોળકલ્પિત ધર્મ ફૂટી નીકળ્યો હતો, તેની સામે મજબૂત લડત ચલાવવા માટે જ જરથોસ્તી મતનો પ્રાદુર્ભાવ થયો હતો. પાછળના સમયમાં મહાત્મા બુદ્ધે જે કાર્ય કર્યું, તે જ કાર્ય, પયગમ્બર જરથુસ્તે, તેની પૂર્વેના જમાનામાં કર્યું હતું, " *

આની ઉપર વધુ ટીકા કે ટિપ્પણી કરવાની આવશ્યકતા જ રહેતી નથી. ગ્રન્થકાર પોતે જ કબૂલ કરે છે કે, બુદ્ધની માફક, જરથુસ્ત પણ એક 'આર્ય સુધારક' હતાઃ અને એ બન્નેનો જીવનોદ્દેશ, વૈદિક ધર્મમાં પાછળથી જે સડાઓ ઘૂસી ગયા હતા, તેને સાફ કરવાનો હતો. એક બીજા પારસી ગ્રન્થકાર, ડૉ. એસ. એ. કાપડિયાએ પણ આવી જ જાતના વિચારો પ્રગટ કર્યા છે. વૈદિક ધર્મનું 'ખુલ્લું નામ નહીં લેવા' છતાં, તેઓ જણાવે છે કે, " જરથોસ્તી મિશનનો ઉદ્દેશ, એક ઇશ્વરનો

* "Zoroastrianism in the Light of Theosophy," by Khursaidji N. Seervai. મિ. ખુરશેદજી એન. સીરવાઇનું 'થીયોસોફીની દષ્ટિએ જરથોસ્તી ધર્મ' નામનું પુસ્તક, પા. ૬૩ જુઓ.

ઉપદેશ કરવાવાળા આર્યોના પ્રાચીન ધર્મનું સંશોધન કરવાનો હતો ” શ્રી. કાપડિયા લખે છે કે:– “ આરંભમાં જે વસ્તુઓને, ઇશ્વરના મહિમાનો પ્રકાશ કરનારી સમજવામાં આવતી હતી, તે વસ્તુઓ, વખત જતાં, પુરુષવત્ યાને જુદાં વ્યક્તિત્વ ( Personalities ) ધરાવનારી સમજાવા લાગી. અજ્ઞાન ભકતજનોની નિર્મલ કલ્પનાને કારણે, એ વસ્તુઓને ‘ દેવતા ’નું સ્વરૂપ આપવામા આવ્યું; અને પછી તો સૃષ્ટિકર્તા પરમેશ્વરને બદલે, ઇશ્વરે બનાવેલી એ વસ્તુઓ જ, દેવતારૂપે પૂજાવા લાગી. આ પ્રમાણે, એક ઇશ્વરને માનવાવાળો, ઉચ્ચ કોટિનો વૈદિક ધર્મ અનેક ઇશ્વર ( દેવતા )ના ચક્કરમાં પડીને, અધોગતિને પ્રાપ્ત થયો. તેનું ઉત્તમ તત્વ જ્ઞાન અદશ્ય થતાં, મૂર્તિપૂજા અને મન ઘડંત દેવ તથા રાક્ષસોનાં પૂજનઅર્ચન થવા લાગ્યા. આવાં ભારે દૂષણો દૂર કરવા માટે જ, અમારા આચાર્ય જરથુસ્તે ઘણું કષ્ટ વેઠ્યું. એક જ ઇશ્વરની ઉપાસના કરવાના પ્રાચીન અને પ્રારંભિક પવિત્ર ધર્મ તરફ જનતાને લઇ જવાનો જ, તેમનાં જીવનનો મુખ્ય ઉદ્દેશ હતો. ” ×

જરથુસ્તના આવાગમનને સમયે, એક ઇશ્વરની ઉપાસનાનો ઉપદેશ આપનારા વિશુદ્ધ વૈદિક ધર્મની અવનતિ થતાં, લોકો અનેક દેવદેવીઓને માની, ઇન્દ્રને સર્વ દેવતાઓનો રાજા માનવા લાગ્યા હોય, એ તદ્દન બનવા જોગ છે. જરથુસ્તના ઉપદેશનો ઉદ્દેશ, આવાં દેવદેવીઓની પૂજાનો વિરોધ કરવાનો હતો. એ સમયે, પ્રચલિત મતમતાન્તરોના અનુયાયીઓ તથા ધર્મસુધારણાના સમર્થકો વચ્ચે વૈમનસ્ય પેદા થાય, એ બિલકુલ સ્વાભાવિક જ છે. આવા પ્રકારનાં વૈમનસ્યને કારણે, પોતાને ‘ આર્ય ’ કહેવરાવનારા લોકો, જે દેવતાઓને પૂજતા હોય, તેને ‘ ઝન્દાવસ્તા ’માં જો બૂરા

× “ The Teachings of Zoroastrianism and the Philosophy of Parsi Religion ” – ‘ જરથોસ્તી ધર્મનું શિક્ષણ અને પારસી મજહબનું જ્ઞાન ”નું ડૉ. કાપડિયાનું પુસ્તક, પા. ૧૬–૧૭ જુઓ.

. આત્માઓ * કહેવામાં આવ્યા હોય, તો તેમા કંઇ નવાઇ પામવા જેવુ નથી. ઝન્દાવસ્તામાં જેમ 'દેવો'નો અર્થ 'બૂરા આત્મા' કરવામા આવ્યો છે, તેમ આમા પક્ષવાળા (સનાતની)ઓએ પણ સંસ્કૃતમાં, જરથોસ્તીઓના ઇશ્વરના મુખ્ય નામ તરીકે વપરાતા 'અહુર' શબ્દને 'અસુર' શબ્દમા ફેરવીને, તેનો અર્થ 'રાક્ષસ' કે 'પાપી આત્મા' જેવો કરી દીધો છે.

'**બેહેરામ યાસ્ત**'ની નીચેની લીંટીઓ વાચતાં પણ માલૂમ પડે છે કે, વૈદિક આર્યોએ પશુઓનું બળિદાન આપવાની જે પ્રથા શરૂ કરી હતી, તેને શ્રી. જરથુસ્ત ધિક્કારતા હતા:–"અહુરે પેદા કરેલા ત્વષ્ટ્રને કહ્યુ કે, + 'ડાહ્યાં પ્રાણી બળદનો આત્મા મનુષ્યો તરફથી મળતા બળિદાન અને પ્રાર્થનાનો સ્વીકાર કરતો નથી; કારણ કે દેવો (અસુરો)એ હવે લોહીને પાણીની માફક વહેવડાવવા માંડ્યું છે." (૫૪)

આ વચનો વૈદિક આર્યો માટે વાપરવામાં આવ્યાં છે, તેમા જરા ય શક નથી; કારણ કે જરથુસ્તે તેમને માટે 'દેવ યાસનીસ' યાને દેવો-અસુરોને પૂજનારા, એવો શબ્દપ્રયોગ કર્યો છે, જ્યારે પોતાના જરથોસ્તી અનુયાયીઓને માટે એમણે 'મઝદ યાસનીસ' યાને અહુર મઝદને પૂજનારા, એવો શબ્દ વાપર્યો છે. આ ઉપરથી એવુ અનુમાન કાઢી શકાય છે કે,

---

* ફારસી ભાષામા 'દેવ' શબ્દનો અર્થ, આજે પણ 'રાક્ષસ–બૂરો આત્મા' થાય છે. ઇંદ્રસભાના નાટકમા લાલદેવ ને કાળોદેવ આવે છે, કારણ કે ઇન્દ્ર દેવોનો રાજા મનાય છે.

+ 'બળદના આત્મા' વિષે લખતા પ્રો. ડારમેસ્ટેટર, મૂળ "ગેશુરૂન" શબ્દનો ઉલ્લેખ કરે છે, જેનો અર્થ 'પૃથ્વીનો આત્મા' થાય છે. એના પર્યાયવાચી શબ્દ તરીકે 'દ્રવસ્પ' શબ્દનો ઉપયોગ કરે છે, અને તેનો અર્થ 'પૃથ્વી અને પ્રાણી વર્ગનો પ્રતિનિધિ' એવો થાય છે. વિશેષમા પ્રોફેસર ડારમેસ્ટેટર જણાવે છે કે, "કોઇ પણ જીવતા પ્રાણીની હિંસા કરવાથી 'દ્રવસ્પ'ને ભારે દુ:ખ થાય છે" મતલબ કે બળિદાન આપવાથી પ્રભુ કે દેવતાઓ રાજી થાય છે એ માન્યતા ભૂલ ભરેલી છે, અને પારસી ધર્મ બળિદાનની વાત માનતો નથી.

જરથુસ્તના જમાનામાં વૈદિક આર્યો મદ્ય અને બળિદાન માટે પશુહિંસા કરતા હતા, અને એ બદી મ. ગૌતમ બુદ્ધના સમયમાં પણ હતી, અને તેથી જ ' પાણીની માફક લોહી વહેવરાવવા 'ની પ્રથાને તેણે ધિક્કારી કાઢી છે. જરથોસ્તી ધર્મમાં પશુઓનાં બળિદાનની કદી પણ પરવાનગી આપવામાં આવી નથી, એ વગર શકની વાત છે.

( આજકાલ પારસીઓ માંસાહારી બની ગયા છે, પણ તેમની કોઇ ધાર્મિક ક્રિયામાં પ્રાણીહિંસાનું વિધાન હોય, એમ જોવામાં આવતું નથી. તેઓનો માંસાહાર પણ સંસર્ગ દોષ હોય એમ જણાય છે......અનુવાદક.)

પ્રાચીન તેમજ અર્વાચીન ઇતિહાસમાંથી એવાં ઘણાં ઉદાહરણો મળી આવે છે, કે જ્યારે જ્યારે પુરોહિત લોકોની સ્વાર્થપરાયણતા અને પ્રબળતા, તથા સાધારણ જનતાની અજ્ઞાનતા અને ઉદાસીનતાને કારણે, ધર્મની અધોગતિ થાય છે, ત્યારે ત્યારે એવા મહાત્માઓનો જન્મ થાય છે, કે જેઓ સત્ય અને ન્યાય માટેના પ્રેમ તથા આવેશના દૃઢ ઉત્સાહથી પ્રેરાઇને, **' ધર્મસુધાર 'નું** મહાકઠિન કાર્ય કરે છે. જે કાર્ય જરથુસ્તને પ્રાચીન સમયમાં, અને **ગૌતમબુદ્ધને** ત્યાર પછીના સમયમાં કરવું પડ્યું, તે જ કાર્ય, અત્યારના આપણા જમાનામાં, **રાજા રામમોહનરાય** અને **સ્વામી દયાનંદ સરસ્વતીને** કરવું પડયું છે. આ બધા મહાનુભાવોએ, પોતપોતાના વિચાર પ્રમાણે, જે વૈદિક ધર્મ, સ્વાર્થ અને અજ્ઞાનાન્ધકારને કારણે, અવનતિના ઊંડા ખાડામાં જઇ પડયો હતો, તેનો પુનરુદ્ધાર કરવાનો પ્રયત્ન કર્યો છે. વસ્તુસ્થિતિ આવી હોવા છતાં, પાછળથી કેટલાંક એવાં કારણો ઉપસ્થિત થયાં, ( આ કારણોનું અત્રે લંબાણ વિવેચન કરવાનો જેમ અવકાશ નથી, તેમ તેની આવશ્યકતા પણ નથી. ) કે જેને લીધે, બૌદ્ધ મતની માફક, જરથોસ્તી મતે પણ એક નવીન ધર્મનું સ્વરૂપ ધારણ કરી લીધું, પરન્તુ, અમારા આધીન મત મુજબ, આટલી વાત તો અચ્છી રીતે સિદ્ધ કરી દેવામાં આવી છે કે, જરથુસ્તે જે મુખ્ય **સત્ય સિદ્ધાન્તોનો બોધ આપ્યો છે, તે મહાત્મા બુદ્ધના ઉપદેશોની માફક, વેદો પર જ અવલમ્બિત છે; અને એ જ્ઞાન વેદોમાંથી નીકળેલું હોવાથી, વેદો જ બધા ધર્મનું મૂળ છે. "વેદોઽખિલો ધર્મમૂલમ્."**

# ઉપસંહાર.



મુસલમાની અને ખ્રિસ્તી મતના સિદ્ધાન્તો, યાહુદી મતમાંથી લેવામાં આવ્યા છે, એ આપણે જોઇ ગયા છીએ. ખ્રિસ્તી મતનો કેટલોક ઉપદેશ, બૌદ્ધ મતમાંથી પણ લેવામાં આવ્યો છે. યાહુદી મતના સિદ્ધાન્તો જરથુસ્તી મતમાંથી નીકળ્યા છે, એ વાત સિદ્ધ થઈ શકે એવી છે, અને જરથોસ્તી તથા બૌદ્ધ, બન્ને ધર્મોનો પત્તો, સીધ્ધો વૈદિક ધર્મમાંથી મળી આવે છે. પણ આવી રીતે વૈદિક ધર્મ, બીજા કોઇ મતમાંથી નીકળ્યો, એમ બતાવી શકાય એવું છે ખરું ? નહીં; કદાપિ નહીં! કારણ એ છે કે, ઇતિહાસમાં, એનાં કરતા વધારે પુરાણો બીજો કોઇ ધર્મ જોવામા આવતો નથી. પ્રોફેસર મેકસમુલર, કે જેણે જિંદગીભર વેદોનું અધ્યયન કર્યું હતુ, અને (Science of Comparative religion) તુલનાત્મક ધર્મવિજ્ઞાનના જ્ઞાતા તરીકે જેની બરોબરી કરી શકે, એવો ભાગ્યે જ કોઇ વિદ્વાન પેદા થયો હશે, તે લખે છે કે.—

"કેવળ વૈદિક ધર્મ જ એવો ધર્મ છે, કે જેની ઉન્નતિ, બહારના કોઇ જાતના પ્રભાવ વગર થવા પામી છે. . ઇબ્રાનિયો યાને યાહુદીઓના ધર્મમા પણ એબીસીનિયન, ફિનિશિયન, અને પાછળથી ઇરાનીઓનો કંઇક કંઇક પ્રભાવ પડેલો જોવામા આવે છે." *

વૈદિક ધર્મની ઉત્પત્તિ કેવી રીતે થઇ ? એ પ્રશ્નના જવાબમા કેવળ બે પ્રકાર બતાવી શકાશે, અને તે આ પ્રમાણે-(૧) કાતો એમ માની લેવું જોઇએ કે વૈદિક ઋષિઓના હૃદયમા ઇશ્વરીય જ્ઞાનનો પ્રકાશ થયો હતો,

* India, what can it teach us ? ભારતવર્ષ આપણને શું શીખવે છે ?" પા. ૧૨૮.

અને (૨) કાંતો એમ સમજવું જોઇએ કે તેઓએ કોઇની સહાયતા વગર, માત્ર પોતાનાં બુદ્ધિબળને આધારે જ, વૈદિક ધર્મની રચના કરી.

વેદોને ઇશ્વરીય જ્ઞાન નહીં માનવાવાળા ગ્રન્થકારો પણ આ વાતનો તો જરૂર સ્વીકાર કરે છે કે, **ઇશ્વર સંબંધી વિચાર કે જે હમેશાં ધર્મનું પ્રધાન અંગ ગણાય છે, તે મનુષ્યના મગજમાં સ્વયં પોતાની મેળે ઉત્પન્ન થઇ શકતો નથી.**

ડૉ. ફ્લિન્ટ પોતાનાં 'થીઇઝમ' (Dr. Flint's Theism p. 19) નામનાં એકેશ્વરવાદ-આસ્તિકવાદના પુસ્તકને ૧૯મે પાને લખે છે કેઃ–

"જે લોકો આસ્તિક છે, પરન્તુ ખ્રિસ્તી મત અથવા ઇશ્વરીય જ્ઞાન (Revelation) માં નથી માનતા, તેઓનો ઇશ્વર, જેનો અબ્રાહમ, આઇઝાક અને જેકબે ઉપદેશ આપ્યો છે, તે જ છે. પરંપરાગત ઐતિહાસિક પ્રણાલી દ્વારા, પરમેશ્વરનું જ્ઞાન, એ પ્રાચીન યાહુદી ધર્માચાર્યો તરફથી ઊતરી આવ્યું છે. ઇશ્વર વિષે તેઓ જે જ્ઞાન ધરાવતા હતા, તે જ આપણને પૈતૃક સમ્પત્તિ તરીકે વારસામાં મળ્યું છે. જો ઇશ્વરનું જ્ઞાન આ રીતે અમારા સુધી ના પહોંચ્યું હોત, અથવા તો જે સમાજમાં એ જ્ઞાન ફેલાયેલું હતું, તેમાં અમે ના જન્મ્યા હોત, તો અમને એવું સ્વયમ્ જ્ઞાન કદી પણ પ્રાપ્ત થાત નહીં, એમ વગર સંકોચે કહી શકાશે"

કુરાને પાકમાં લખ્યું છે કેઃ-" દરેક બાળક પ્રાકૃતિક ધર્મ (Religion of nature)માં જન્મે છે; પણ તેનાં માબાપ તેને યાહુદી, ખ્રિસ્તી અથવા પારસી બનાવી દે છે." આ સિદ્ધાન્ત પર ચર્ચા કરતાં, ડૉ. ફ્લિન્ટ કહે છે કેઃ-"આ માન્યતા બરોબર નથી. કોઇ બાળક પ્રાકૃતિક ધર્મમાં જન્મતું નથી, પણ વસ્તુતઃ તે અજ્ઞાનમાં જન્મે છે. જો તેને કેવળ પ્રકૃતિ ઉપર જ છોડી દેવામાં આવે, તો મહાઅજ્ઞાની માતાપિતા તેને ધાર્મિક સત્યનું જેટલું જ્ઞાન આપી શકે, તેટલું જ્ઞાન પણ તે મેળવી શકશે નહીં." *

* ડૉ. ફ્લિન્ટના "આસ્તિકવાદ"નું પાનું ૨૦

છે; અને એ ત્રણે મતોનો ઉલ્લેખ કરતાં, મુસલમાની મત માટે તે લખે છે કેઃ–

" મુસલમાની મત, જો કે સૌથી પાછળ પ્રગટ થયો છે, છતાં તે સૌથી ઓછો ઉન્નત, અને બધાથી ઓછો પરિપક્વ છે. બીજા ધર્મોમાંથી તેણે ઇશ્વરના વિચારો લીધા છે; પણ તેને ઉન્નત અને વિસ્તૃત બનાવવાને બદલે તેણે એ વિચારોને ઊલટા દૂષિત અને અસ્તવ્યસ્ત કરી નાખ્યા છે." *

મિ. ગ્રાન્ટ એલન ( Grant Allen ) વિકાસવાદનો પૂરેપૂરો પક્ષપાતી છે, છતાં પણ ખ્રિસ્તી ધર્મના સંબંધમાં તે લખે છે કે, " ખ્રિસ્તીઓએ, ઇશ્વર સંબંધી વિચારો યાહુદીઓ પાસેથી લીધા છે; પણ તેને તેઓએ બગાડી નાખ્યા છે. તેઓએ ઇશ્વરનો મહત્વપૂર્ણ વિચાર યાહુદીઓ પાસેથી લીધો હતો; પણ ખરી રીતે જોતાં ' પુત્ર ' અને ' પવિત્રાત્મા 'ની ભેળસેળ કરીને, યાહુદીઓના ઇશ્વરની એકતા માટેના જે ઉત્તમ વિચારો હતા, તેને તેઓએ બગાડીને ભ્રષ્ટ કરી નાખ્યા છે." +

અમે પાંચમા પ્રકરણના ૨ જા, અને ચોથા પ્રકરણના ૫ મા ભાગમાં બતાવી ગયા છીએ કે, " **પરમેશ્વર સંબંધી વિચાર,**" વેદોમાંથી ઝન્દાવસ્તામાં થઇને બાઇબલમાં ગયા છે; પણ ત્યાં તે ઉન્નત થયા નથી, પણ પીછેહઠ કરીને બગડી ગયા છે. વિકાસવાદના માનવાવાળાઓ, આ ઘટનાઓ, કે જે તેમના સિદ્ધાન્તોથી સર્વથા પ્રતિકૂળ છે, તેનો શું ખુલાસો કરી શકશે ? આ ઐતિહાસિક સત્ય, તેમને લાજવાબ–નિરુત્તર કરી નાખે તેવું નથી ? *

---

* ફ્લિન્ટનું ' આસ્તિકવાદ 'નું પુસ્તક, પા. ૪૪

+ ઇવૉલ્યુશન ઑફ ધી આઇડિયા ઑફ ગૉડ ' પા. ૧૪.

* પરમેશ્વર વિષેના વિચારના સંબંધમાં, કાળની ગતિ અને ઉન્નતિશીલ જ્ઞાન દ્વારા, ઉત્તરોત્તર ઇશ્વરના ગુણો વધારે સમજવાની યોગ્યતા આપણે પ્રાપ્ત કરીએ છીએ, એટલી હદ સુધી, વિકાસવાદના સિદ્ધાન્તને અમે વગરવિરોધે માન્ય

છે; અને એ ત્રણે મતોનો ઉલ્લેખ કરતાં, મુસલમાની મત માટે તે લખે છે કેઃ—

"મુસલમાની મત, જો કે સૌથી પાછળ પ્રગટ થયો છે, છતાં તે સૌથી ઓછો ઉન્નત, અને બધાથી ઓછો પરિપક્વ છે. બીજા ધર્મોમાંથી તેણે ઇશ્વરના વિચારો લીધા છે; પણ તેને ઉન્નત અને વિસ્તૃત બનાવવાને બદલે તેણે એ વિચારોને ઊલટા દૂષિત અને અસ્તવ્યસ્ત કરી નાખ્યા છે." *

મિ. ગ્રાન્ટ એલન ( Grant Allen ) વિકાસવાદનો પૂરેપૂરો પક્ષપાતી છે, છતાં પણ ખ્રિસ્તી ધર્મના સંબંધમાં તે લખે છે કે, "ખ્રિસ્તીઓએ, ઇશ્વર સંબંધી વિચારો યાહુદીઓ પાસેથી લીધા છે; પણ તેને તેઓએ બગાડી નાખ્યા છે. તેઓએ ઇશ્વરનો મહત્વપૂર્ણ વિચાર યાહુદીઓ પાસેથી લીધો હતો; પણ ખરી રીતે જોતાં 'પુત્ર' અને 'પવિત્રાત્મા'ની ભેળસેળ કરીને, યાહુદીઓના ઇશ્વરની એકતા માટેના જે ઉત્તમ વિચારો હતા, તેને તેઓએ બગાડીને ભ્રષ્ટ કરી નાખ્યા છે." +

અમે પાંચમા પ્રકરણના ૨જા, અને ચોથા પ્રકરણના ૫ મા ભાગમાં બતાવી ગયા છીએ કે, "**પરમેશ્વર સંબંધી વિચાર,**" વેદોમાંથી ઝન્દાવસ્તામાં થઇને બાઇબલમાં ગયા છે; પણ ત્યાં તે ઉન્નત થયા નથી, પણ પીછેહઠ કરીને બગડી ગયા છે. વિકાસવાદના માનવાવાળાઓ, આ ઘટનાઓ, કે જે તેમના સિદ્ધાન્તોથી સર્વથા પ્રતિકૂળ છે, તેનો શું ખુલાસો કરી શકશે ? આ ઐતિહાસિક સત્ય, તેમને લાજવાબ–નિરુત્તર કરી નાખે તેવું નથી ? *

---

* ફ્લિન્ટનું 'આસ્તિકવાદ'નું પુસ્તક, પા. ૪૪

+ ઇવૉલ્યુશન ઑફ ધી આઇડિયા ઑફ ગૉડ ' પા. ૧૪.

* પરમેશ્વર વિષેના વિચારના સંબંધમાં, કાળની ગતિ અને ઉન્નતિશીલ જ્ઞાન દ્વારા, ઉત્તરોત્તર ઇશ્વરના ગુણો વધારે સમજવાની યોગ્યતા આપણે પ્રાપ્ત કરીએ છીએ, એટલી હદ સુધી, વિકાસવાદના સિદ્ધાન્તને અમે વગરવિરોધે માન્ય

વર્ગ પર જ છોડીએ છીએ. પોતાની રુચિ પ્રમાણે વાંચક એમાંની ગમે તે વાત સ્વીકારે, છતાં અમે એમ તો માનીએ છીએ કે, **વેદને સઘળા ધર્મોનો મૂળ સ્રોત સિદ્ધ કરવા માટે** આ પુસ્તકમાં પૂરતું વિવેચન કરવામાં આવ્યું છે. અમારા મત પ્રમાણે, ઉપરની બીજી વાત માનવી, એ ધર્મના ઇતિહાસની ગતિની વિરુદ્ધ છે.

૧૮૯૩માં ચિકાગો (અમેરિકા)માં જ્યારે 'સર્વધર્મપરિષદ' મળી, ત્યારે મદ્રાસના લન્ડન મિશનના પાદરી **રેવ. મોરિસ ફિલિપ્સે** 'વેદોનું શિક્ષણ' એ વિષય પર જે પ્રવચન કર્યું હતું, તેનો કેટલોક ભાગ અમે અત્રે રજૂ કરીશું. વૈદિક ધર્મ વિષે એમણે કહ્યું હતું કે :—

"આર્યોના સૌથી જૂના દેવ 'વરુણ'માં ઇશ્વર સંબંધી સૌથી ઊંચામાં ઊંચો ખ્યાલ રજૂ કરવામાં આવ્યો છે, અને પાપના નૈતિક ભાનનું પણ તેમાં ગંભીર રહસ્ય રહેલું છે, એ આપણે જોઇ ગયા છીએ."

આગળ ચાલતાં તે કહે છે કેઃ-"આ ઉપરથી સિદ્ધ થાય છે કે, (૧)

વનસ્પતિ અને જીવો કેવી રીતે પેદા થયા? એને લીધે તે કેવી સુસજ્જિત અને ઉન્નત બની? વનસ્પતિ અને પ્રાણી વર્ગનો કેવી રીતે વિકાસ થયો, અને તેના કેવી રીતે ભાગ પડયા? એમની જરૂરિયાતો કેવી રીતે પૂરી પાડવામાં આવી? વગેરે પ્રકારના પ્રશ્નોના, અત્યારનું વિજ્ઞાન જે જવાબો આપે છે, તેથી કરીને તો પરમાત્માની અકળ ગતિ અને અપાર બુદ્ધિનો આપણાં દિલમાં અદ્ભુત ખ્યાલ પેદા થાય છે પ્રાચીન જમાનામાં જે વિચારો સાધારણ રૂપમાં જોવામાં આવતા હતા, તે, હવે તેના પર વિજ્ઞાનનો પ્રકાશ પડતાં, ઘણા જ સુંદર અને સરસ રૂપમાં જોવામાં આવે છે; અને એ રીતે મનુષ્યનું જ્ઞાન વિકસિત થતાં, ઇશ્વર બાટેના વિચારો પણ વિસ્તૃત અને વધારે મહિમાવાળા બન્યા છે. (ફ્લિન્ટનું 'થીઇઝમ' પા. ૫૪-૫૫.) ડૉ. ફ્લિન્ટ કબૂલ કરે છે કે :—"ઇશ્વરના સંબંધમાં આપણે કોઇ નવીન સત્ય શોધી શકીશું, એમ હું બિલકુલ માનતો નથી." વિકાસવાદ, પહેલાં 'બીજ' યાને 'અંકુર' હોવાનું માને છે; અને આપણે પણ એ જ દાવો કરીએ છીએ કે :—"**વેદોમાં જ્ઞાનનાં અંકુરો અને બીજો છે.**" સકળ જ્ઞાનનું બીજ ઇશ્વરે વેદોમાં જ રોપ્યું છે.

ર્ગ પર જ છોડીએ છીએ. પોતાની રુચિ પ્રમાણે વાંચક એમાંની ગમે તે વાત સ્વીકારે, છતાં અમે એમ તો માનીએ છીએ કે, **વેદને સઘળા ધર્મોનો મૂળ સ્રોત સિદ્ધ કરવા માટે** આ પુસ્તકમાં પૂરતું વિવેચન કરવામાં આવ્યું છે. અમારા મત પ્રમાણે, ઉપરની બીજી વાત માનવી, એ ધર્મના ઇતિહાસની ગતિની વિરુદ્ધ છે.

૧૮૯૩માં ચિકાગો (અમેરિકા)માં જ્યારે 'સર્વધર્મપરિષદ' મળી, ત્યારે મદ્રાસના લન્ડન મિશનના પાદરી રેવ. **મોરિસ ફિલિપ્સે** 'વેદોનું શિક્ષણ' એ વિષય પર જે પ્રવચન કર્યું હતું, તેનો કેટલોક ભાગ અમે અત્રે રજૂ કરીશું. વૈદિક ધર્મ વિષે એમણે કહ્યું હતુ કે :—

"આર્યોના સૌથી જૂના દેવ 'વરુણ'માં ઇશ્વર સંબંધી સૌથી ઊંચામાં ઊંચો ખ્યાલ રજૂ કરવામાં આવ્યો છે, અને પાપના નૈતિક ભાનનું પણ તેમાં ગંભીર રહસ્ય રહેલું છે, એ આપણે જોઇ ગયા છીએ."

આગળ ચાલતાં તે કહે છે કે:-"આ ઉપરથી સિદ્ધ થાય છે કે, (૧)

---

વનસ્પતિ અને જીવો કેવી રીતે પેદા થયા? એને લીધે તે કેવી સુસજ્જિત અને ઉન્નત બની? વનસ્પતિ અને પ્રાણી વર્ગનો કેવી રીતે વિકાસ થયો, અને તેના કેવી રીતે ભાગ પડયા? એમની જરૂરિયાતો કેવી રીતે પૂરી પાડવામાં આવી? વગેરે પ્રકારના પ્રશ્નોના, અત્યારનું વિજ્ઞાન જે જવાબો આપે છે, તેથી કરીને આ પરમાત્માની અકળ ગતિ અને અપાર બુદ્ધિનો આપણાં દિલમાં અદ્‌ભૂત ખ્યાલ પેદા થાય છે પ્રાચીન જમાનામાં જે વિચારો સાધારણ રૂપમાં જોવામાં આવતા હતા, તે, હવે તેના પર વિજ્ઞાનનો પ્રકાશ પડતાં, ઘણા જ સુંદર અને સરસ રૂપમાં જોવામાં આવે છે; અને એ રીતે મનુષ્યનું જ્ઞાન વિકસિત થતાં, ઇશ્વર બાદિના વિચારો પણ વિસ્તૃત અને વધારે મહિમાવાળા બન્યા છે. (ફ્લિન્ટનું 'થીઇઝમ' પા. ૫૪-૫૫.) ડૉ. ફ્લિન્ટ કબૂલ કરે છે કે :—" ઇશ્વરના સંબંધમાં આપણે કોઇ નવીન સત્ય શોધી શકીશું, એમ હું બિલકુલ માનતો નથી." વિકાસવાદ, પહેલાં 'બીજ' યાને 'અંકુર' હોવાનું માને છે; અને આપણે પણ એ જ દાવો કરીએ છીએ કે :—"**વેદોમાં જ્ઞાનનાં અંકુરો અને બીજો** છે." સકળ જ્ઞાનનું બીજ ઇશ્વરે વેદોમાં જ રોપ્યું છે.

પણ ( transmitters ) ધાર્મિક સિદ્ધાન્તોના પ્રચાર કરનાવાળા હતા."

જો આ વાત બરોબર હોય ( અને અમારા મત પ્રમાણે એમ જ છે.) તો, ધર્મનો મૌલિક-અપ્રથમ આચાર્ય કોણ છે? ઇશ્વર! એના સિવાય બીજો મૌલિક આચાર્ય કોણ હોઇ શકે? પતંજલિ મુનિ કહે છે કે :- " स पूर्वेषामपि गुरुः कालेनानवच्छेदात् " । યોગસૂત્ર ૧-૧-૨૬,

અર્થ:-" એ ( ઇશ્વર ) પ્રાચીનમા પ્રાચીન ઋષિઓના આચાર્ય છે, કારણ કે તે કાળના બન્ધનથી મુક્ત છે "

જે મુખ્ય મુખ્ય ધારાઓમા થઇને ધર્મની નદી ( Stream of religion )-ધર્મગંગા વહી છે, તેને કિનારે કિનારે થઇને અમે ધર્મના સ્રોત ( Fountainhead of Religion )-કહો કે ધર્મગંગાની ગંગોતરી તરફ ચાલ્યા ગયા છીએ કુરાન અને બાઇબલ અમને ઝન્દાવસ્તા સુધી લઇ જાય છે, અને ઝન્દાવસ્તા વેદો સુધી લઇ જાય છે. અમે વેદોથી આગળ જઇ શકતા નથી વેદો પાસે આવ્યા પછી, અમને માલૂમ પડે છે કે, સ્વર્ગીય આકાશમાથી પડનારા અને સદૈવ રહેનારા બરફમા ધર્મની ધારા અનોપ થઇ જાય છે વસ્તુસ્થિતિ જ્યારે આ પ્રમાણેની છે, ત્યારે શુ અમે, એમ વાજબી રીતે ના કહી શકીએ, કે -"વેદ એ જ સઘળા ધર્મોનો આદિ સ્રોત છે? હા, જરૂર કહી શકીએ ! ઇતિઓમ્.




[ P. T. O ] [ પાછળ જુઓ ]

# મહાકવિશ્રી ન્હાનાલાલ શું કહે છે ?

" Fountainhead of Religion ધર્મનાં આદિ મૂળ-વેદ "ને માટે વર્તમાનપત્રોએ અને હિન્દના ઘણા સમર્થ વિદ્વાનોએ ઉત્તમોત્તમ અભિપ્રાયો આપ્યા છે : પણ પુસ્તક અતિશય મોટું થવાના ભયને કારણે, મૂળ પુસ્તકના પરિશિષ્ટો ( Appendices ) તથા એ અભિપ્રાયો વગેરે આપી શકાયા નથી; અને પુસ્તકની અસલીયતમાં તેથી કાંઇ ફરક પણ પડતો નથી. છતાં આ પુસ્તકની ઉત્તમત્તા સિદ્ધ કરવા માટે મને તો લાગે છે કે આ નીચેનો એક અભિપ્રાય પણ બસ છે. એ અભિપ્રાય છે, ગુજરાતના મહાકવિ, સમર્થ સાક્ષરવર્ય્ય, સદ્ચારિત્ર્યશીલ અને સત્ય તેમજ સ્પષ્ટવક્તા મારા ( ગુજરાતી અનુવાદકના ) મુરબ્બી અને મિત્ર શ્રીમાન મહોદય ન્હાનાલાલ દલપતરામ કવિ એમ. એ. નો !

" આર્ય્ય સમાજે જનતાને બે ઉત્તમ ગ્રન્થો પુરા પાડયા છે, જેમાંનો એક ' ફાઉન્ટન હેડ ઑફ રિલિજીયન' ' છે. એ પુસ્તક માટે ભારે પરિશ્રમ ઉઠાવનારને ધન્યવાદ ઘટે છે. "

ન્હાનાલાલ ડી. કવી.

" મ્હોટા કુહાડા કાંઇ ના કાપે, લોઢાં કાપે છીણીયું,
ભાઇ ઇ વાતું છે ઝીણીયું "

[ આ એકજ અભિપ્રાયથી આ અનુવાદ ઉજળો છે—અનુવાદક.]

# આસ્તિકવાદ

આર્ય સમાજના બીજા મહાસમર્થ વિદ્વાન અને એકજ નામધારી, પ્રયાગ ( યુ. પી. )ના પંડિત શિરોમણી શ્રીમાન્ મહાનુભાવ **ગંગાપ્રસાદજી ઉપાધ્યાય** એમ. એ. ના પુનિત પુરુષાર્થનું આ એક એવું ઉત્તમ ફળ છે, કે જેની પૂજ્યપાદ નારાયણસ્વામીએ સુંદર પ્રસ્તાવના લખી છે, અને જ્યારે કહેવાતા સામ્યવાદીઓના નાસ્તિકવાદના તુચ્છ તરંગો જોઇને મારું મન મુંઝાઇ રહ્યું હતું, ત્યારે દયાળુ જગદીશે જાણેકે દયા કરી હોય, તેમ આ પુસ્તક મને વાંચવા મળ્યું; અને તે વાંચતાં જ એ ૪૦૦-૫૦૦ પાનાંના અમૂલ્ય હિન્દી પુસ્તકનો મેં તરત જ તબિયતની પરવાહ કર્યા વગર મારા સામરખાના નિવાસ દરમ્યાન અનુવાદ કરી નાંખ્યો.

આસ્તિકવાદની આવશ્યકતા દર્શાવનારાં આ પુસ્તકમાં (પાન ૧૬ થી ૩૪ ઉપર) આપેલાં સોનેરી સૂત્રો વાંચો, અને ધર્મનાં સંરક્ષણાર્થે નાસ્તિકવાદનો નાશ કરવાની જો તમને આવશ્યકતા લાગતી હોય,

અને ' नास्तिको वेद निन्दकः ' વાળા મનુ ભગવાનના બોધનું રહસ્ય જો તમે સમજતા હો, તો ' આસ્તિકવાદ 'ના અગાઉથી જ ગ્રાહક બનીને, વૈદિક ધર્મના પ્રચારકાર્યમાં અવશ્ય સહાય કરો.

આસ્તિકવાદ એટલે વૈદિક ધર્મ: વૈદિક ધર્મ એટલે ઇશ્વરીય જ્ઞાન: ઇશ્વરીય જ્ઞાન એટલે આત્માની મુક્તિ. આ પુસ્તક ' બે ભાગ 'માં છપાશે.

## આસ્તિકવાદ

„ ભાગ ૧લો............કીં. રૂ. ૧-૦-૦

„ ભાગ ૨જો............કીં. રૂ. ૧-૦-૦

[બંને ભાગના ગ્રાહક બનીને, જેઓ રૂ.૧-૧૨-૦ અગાઉથી મોકલી આપશે, તેમને પુસ્તકો તૈયાર થયે મળી જશે; અને પોસ્ટખર્ચ કાંઈ આપવું પડશે નહીં. ]

' સોના ઉપર જેમ ઢોળ ચડાવવો નકામો છે ' તેમ આ પુસ્તક એવું ઉત્તમ છે, કે તેને માટે વધુ નહીં લખતાં, હું તો માત્ર એટલીજ વિનંતિ કરૂં છું કે, સન્મિત્રો ! આવો ! અને આ પવિત્ર ધાર્મિક પુસ્તકના ગ્રાહક બનવા માટે લખો:—

કનૈયાલાલ ગીરધરલાલ કોઠારી બી. એ.
ઢાલની પોળમાં ખારાકુવાની પોળ

**અ મ દા વા દ.**

# ધર્માનંદજીવન

## સદ્ગત સ્વામીશ્રી ધર્માનંદજી



શ્રીમાન્ મકનલાલજી ઉર્ફે સ્વામી ધર્માનંદજીનું સંક્ષિપ્ત જીવનચરિત્ર તેમના ચાર પાંચ મિત્રોના સહકારથી લખાઇ રહ્યું છે. આર્ય સમાજને અર્પણ કરાયેલાં સ્વામીશ્રી ધર્માનંદજીનાં જીવનમાંથી આર્યો—ખાસ કરીને મુંબઇ ઇલાકાના આર્યોને ઘણું જાણવાનું મળે તેમ છે. દરેક આર્યે જરૂર આ પુસ્તક વાંચવું જોઇએ.

**કિંમત રૂા. ૦—૧૨—૦.**

અગાઉથી ગ્રાહક થવા માટે લખો:—

કનૈયાલાલ ગીરધરલાલ કોઠારી, બી. એ.

ઢાળની પોળમા ખારાકુવાની પોળ.

**અમદાવાદ.**

[સ્વામી ધર્માનંદજીના જીવનની અગત્યની ઘટનાઓ જે કોઇ જાણકાર, ઉપરને સરનામે લખી જણાવશે, તેમનો જરૂર ઉપકાર માનવામા આવશે. ]

અને ' नास्तिको वेद निन्दकः ' વાળા મનુ ભગ૰ બોધનું રહસ્ય જે તમે સમજતા હો, તો ' અ કવાદ 'ના અગાઉથી જ ગ્રાહક બનીને, વૈદિક ' પ્રચારકાર્યમા અવશ્ય સહાય કરો.

આસ્તિકવાદ એટલે વૈદિક ધર્મઃ વૈદિક એટલે ઇશ્વરીય જ્ઞાનઃ ઇશ્વરીય જ્ઞાન એટલે આ મુક્તિ. આ પુસ્તક ' બે ભાગ 'માં છપાશે.

## આસ્તિકવાદ

,, ભાગ ૧લો........ ...કીં. રૂ. ૧-
,, ભાગ ૨જો............કીં. રૂ. ૧

[બંને ભાગના ગ્રાહક બનીને, જેઓ રૂ.૧-૧૨- ઉથી મોકલી આપશે, તેમને પુસ્તકો તૈયાર ૨ જશે; અને પોસ્ટખર્ચ કાંઈ આપવું પડશે ન

' સોના ઉપર જેમ ઢોળ ચડાવવો નકામો છે ' તેમ ? એવું ઉત્તમ છે, કે તેને માટે વધુ નહીં લખતાં, હું તો મા વિનંતિ કરૂં છું કે, સન્મિત્રો ! આવો ! અને આ પવિ પુસ્તકના ગ્રાહક બનવા માટે લખો :—

કનૈયાલાલ ગીરધરલાલ કોઠારી
ઢાલની પોળમા ખારાકુવા

અ મે દા વ

# શુદ્ધિપત્ર

[ આ શુદ્ધિપત્ર તૈયાર કરવામાં અમદાવાદ સમાજના અગ્રગણ્ય **શ્રીમાન્ નટવરલાલ શંકરલાલ પરીખ** બી. એ. એલએલ. બી. એ કરેલી સહાય બદલ અનુવાદક તેમનો આભારી છે. ]

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨૬ | ૩ | ઉપોદ્ઘાટ | ઉપોદ્ઘાત |
| ૬૬ | ૨૦ | अस | वस् |
| ૮૩ | ૧૦ | पिंड | पिण्ड |
| ૧૪૭ | ૧૧ | भग् | भग |
| ૨૦૧ | ફુટનોટ | रमिष्ठ | रभिष्ठ |








